# પારમાર્થિક લેખસંગ્રહ



: લેખક અને સંગ્રાહક :

મુનિરાજ શ્રી પુણ્યવિજયજી

સ્વ. શેઠ શ્રી જીવણલાલ અબજીભાઈ જૈન ગ્રંથમાલા-પુસ્તક ત્રીજું

॥ ૐ અર્હં નમઃ ॥

# પારમાર્થિક લેખસંગ્રહ

[ તથાપ્રકારની વસ્તુદર્શક ૪૫ લેખોથી સર્વાંગ સુન્દર ગ્રન્થ ]

卐

: લેખક અને સંગ્રાહક :

મુનિરાજ શ્રી પુણ્યવિજયજી મ.

卐

મૂલ્ય : રૂા. ૧-૮-૦

પ્રકાશક :
શેઠ શ્રી જીવણલાલ અબજીભાઈ
જૈન જ્ઞાનમંદિર તરફથી શાહ
રતિલાલ જીવણલાલ
વઢવાણ શહેર (કાઠીઆવાડ)



આવૃત્તિ ૧ લી
વીર સં. ૨૪૭૪ ગુજરાતી કૉપીરાઈટ-સંગ્રહ વિક્રમ સં. ૨૦૦૪



: પ્રાપ્તિસ્થાન :

(૧) શેઠ જીવણલાલ અબજીભાઈ જૈન જ્ઞાનમંદિર
ઠે. નાથા વેરાની શેરી–વઢવાણ શહેર

(૨) શાહ રતિલાલ જીવણલાલ
ઠે. જીવન નિવાસ સામે–પાલીતાણા (કાઠીઆવાડ)

(૩) શાહ વ્રજલાલ અમ્રતલાલ
ઠે. ઝવેરીવાડ, નીસાપોળ–અમદાવાદ

મુદ્રક: સુરેશચંદ્ર પોપટલાલ પરીખ:
ધી ડાયમન્ડ જ્યુબીલી પ્રીં. પ્રેસ,
સલાપોસ રોડ : અમદાવાદ

## પ્રકાશકનું નિવેદન

અમારા સ્વર્ગસ્થ પિતાશ્રી જીવણલાલ અબજી-ભાઈના સ્મરણાર્થે સં. ૧૯૯૯ ની સાલમાં **શ્રી જીવણ-લાલ અબજીભાઇ જૈન જ્ઞાનમંદિરનું** સ્થાપન કરવામાં આવ્યું છે.

: ઉદ્દેશ :

૧. વિશેષે કરી પ્રાચીન તેમજ અર્વાચીન પુસ્તકોનો સંગ્રહ કરી પૂ. સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકાઓ બને તેટલો વધુ લાભ ઉઠાવે તેવી જાતની વ્યવસ્થા કરવી.

૨. પ્રાચીન તેમજ અર્વાચીન પુસ્તકો પ્રકાશન કરવા યોગ્ય લાગે તેને અવસરે છપાવવાં.

૩. છપાયેલાં પુસ્તકોની પડતર અથવા સસ્તી કિંમત રાખી જેમ બને તેમ વિશેષ જ્ઞાનપ્રચાર કરવો.

૪. પુસ્તકોની જે કિંમત ઉપજે તેમાંથી નવા ગ્રન્થોનું પ્રકાશન કરવું.

આ ઉદ્દેશોને ધ્યાનમાં લઈ મળી શકતાં ઘણા પ્રાચીન તેમજ અર્વાચીન પુસ્તકોનો સંગ્રહ કરવામાં આવ્યો છે અને તેનો પૂ. સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા વર્ગ લાભ ઉઠાવે છે.

શ્રી જ્ઞાનમંદિર તરફથી આજ સુધીમાં **શ્રી જીવ-ણલાલ અબજીભાઈ જૈન ગ્રન્થમાલાના** પ્રથમ

અને બીજા મણકા તરીકે શ્રી 'સિદ્ધગિરિરાજની યાત્રાનો અનુભવ' તથા શ્રી 'નમસ્કાર માહાત્મ્ય'–એ બે ગ્રન્થો પ્રગટ થઇ ચૂક્યા છે : અને ત્રીજા મણકા તરીકે પૂ. મુનિરાજ શ્રી પુણ્યવિજયજી મહારાજના ઉત્તમ લેખોનો સંગ્રહ પરિશ્રમપૂર્વક તૈયાર કરી આપી ઉપકાર કર્યો છે, જે 'પારમાર્થિક લેખસંગ્રહ' નામનો ૨૪ ફર્માનો ગ્રન્થ આજે પ્રસિદ્ધ થાય છે.

પૂ. સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકાઓ તેમજ જૈનેતર બંધુઓને આ જ્ઞાનમંદિરનો પૂરતો લાભ લેવા નમ્ર વિનંતિ કરીએ છીએ.

જૈન સમાજને પણ અમારા આ સત્કાર્યમાં સહકાર આપવા વિનંતિ છે.

લિ.

| | |
|---|---|
| ઠે. નાથા વોરાની શેરી | શ્રી જીવણલાલ અબજીભાઈ |
| વઢવાણ શહેર | જૈન જ્ઞાનમંદિરના વ્યવસ્થાપકો |
| | શાન્તિલાલ જીવણલાલ શાહ |
| સં. ૨૦૦૪–જ્ઞાનપંચમી | રતિલાલ જીવણલાલ શાહ |



## પ્રકાશિત થયેલા ગ્રન્થો

**૧. શ્રી સિદ્ધગિરિરાજની યાત્રાનો અનુભવ : પૃ. ૧૫૦ : પડતર કિંમત રૂા. ૦–૮–૦**

**૨. શ્રી નમસ્કાર માહાત્મ્ય** (નય-નિક્ષેપાથી સંવલિત વિશિષ્ટ લેખિની પૃ. ૪૦૦) **પડતર કિંમત રૂ. ૨–૦–૦**

**૩. શ્રી પારમાર્થિક લેખસંગ્રહ** (તથાપ્રકારની વસ્તુ-દર્શક ૪૫ ઉત્તમ લેખોનો સંગ્રહ–પૃ. ૪૦૦ લગભગ) **પડતર કરતાં ઓછી કિંમત રૂા. ૧–૮–૦**

: દરેકનું પોસ્ટેજ અલગ :



### : : પ્રાપ્તિસ્થાન : :

(૧) **શ્રી જીવણલાલ અબજીભાઈ જૈન જ્ઞાનમંદિર**
ઠે. નાથા વોરાની શેરી–વઢવાણ શહેર (કાઠીઆવાડ)

(૨) **શાહ રતિલાલ જીવણલાલ**
ઠે. જીવન નિવાસ સામે–**પાલીતાણા** (કાઠીઆવાડ)

(૩) **શાહ વ્રજલાલ અમ્રતલાલ**
ઠે. ઝવેરીવાડ, નીસાપોળ–**અમદાવાદ**

## પ્રાસ્તાવિક કથન

સામાજિક, ધાર્મિક, નૈતિક અને રાજકીય-એમ લેખોના અનેક પ્રકાર છે. તે પૈકી કેટલાક તત્ત્વજ્ઞાનને લગતાં હોય, કોઇ નૈતિક અને ધાર્મિક મિશ્ર હોય અને કેટલાક માત્ર આત્મદૃષ્ટિએ લખાયેલા હોઈ યોગ અથવા અધ્યાત્મના વિચારને સ્પર્શ કરનારાં હોય છે.

પ્રસ્તુત લેખસંગ્રહ કથંચિત્ પારમાર્થિક દૃષ્ટિને સ્પર્શ કરનારો સુજ્ઞ વાચકવર્ગ જોઇ શકશે, જેથી ગ્રન્થનું નામ 'પારમાર્થિક લેખસંગ્રહ' રાખવામાં આવ્યું છે. સંખ્યાબંધ યોગ-અધ્યાત્મ આદિ ગ્રન્થોનું જેમ જેમ વાંચન થતું ગયું, તેમ તેમ તે તે મહત્પુરુષોના ને આધુનિક વિદ્વાનોના છૂટા છૂટા પડેલા વાક્યરત્નોને એક યા બીજી રીતિએ મૂકી-યથામતિ યોગ્ય આકારે તૈયાર કરી 'શ્રી જૈન ધર્મપ્રકાશ' અને 'શ્રી જૈન આત્માનંદ પ્રકાશ' માસિકમાં લેખરૂપે મૂકતો ગયો. માસિકમાં આવતાં લેખોનો સંગ્રહ એક પુસ્તકરૂપે બહાર મૂકાય તો ઉપયોગી થવા યોગ્ય છે. તેમ કેટલાક સજ્જનોની પ્રેરણાથી આ ગ્રન્થ શ્રી જીવણલાલ અબજીભાઈ જૈન ગ્રન્થમાલાના ત્રીજા પુસ્તક તરીકે પ્રસિદ્ધ કરાય છે.

સદર ગ્રન્થમાં યોગશાસ્ત્ર, આત્માનુશાસન, અધ્યાત્મતત્ત્વાલોક, સન્મતિતર્ક, તત્ત્વાર્થસૂત્ર, વિશેષાવશ્યક, પંચસંગ્રહ, જ્ઞાનસાર, દેવદર્શન, ઉપદેશછાયા, જૈનદર્શન, સમ્યગ્દર્શન, જૈન ઇતિહાસ, જૈન સાહિત્ય

સંશોધક અંક–એ ગ્રન્થોમાંથી અવતરણો લઈ યોગ્ય આકારે લેખો તૈયાર કરી મૂકવામાં આવેલ છે; જેથી તે તે ગ્રન્થકાર વિદ્વાનોનો ઉપકાર માનું છું.

'યોગ-મીમાંસા' નામક લેખ એક વિદ્વાન્ પૂ. મુનિવર્યશ્રીની નોંધબુકમાંથી લઈ કથંચિત્ વધારો કરી લેખાકારે મૂકવામાં આવેલ છે, જેથી તેઓશ્રીનો પણ આભારી છું.

દશેક લેખો રાજકોટથી પ્રગટ થતા 'જૈનપ્રચાર' અઠવાડિકમાં આપેલ, તેમાંથી લઈને મૂકવામાં આવેલ છે.

'પરમાર્થસૂચક વસ્તુ વિચારસંગ્રહ' એ મથાળા-વાળો લેખ જૂદા જૂદા મથાળા નીચે ઉપર્યુક્ત બન્ને માસિ-કમાં પ્રગટ થયેલ, જે ઉપરના એક જ નામથી બધો સંગ્રહ એકત્ર કરી યથામતિ–યોગ્ય રીતે કરી મૂકવામાં આવેલ છે. મજકુર લેખસંગ્રહ મેં સ્વતંત્ર લખેલો નથી. જેમ તેમાં મારા વિચારો છે, તેમ બીજા ગ્રન્થકર્તાના પણ વિચારો છે; છતાં તે મને મારા વિચાર-ને અનુકૂળ લાગવાથી સંખ્યાબંધ ગ્રન્થોમાંથી સારરૂપે લઈ યોગ્ય આકારે મૂકવામાં આવેલ છે. એમાંથી વિવિધ વસ્તુઓ સમજવાને સાધનભૂત બાબતો જિજ્ઞાસુ-વર્ગને જાણવા યોગ્ય માની શકાય.

માસિક આદિમાં આવતા લેખો લખવાની મારી કેટલી શક્તિ–યોગ્યતા છે, તે હું સારી રીતે સમજુ છું. લેખો ચોક્કસ રીતે લખવાનો મેં પ્રયાસ કર્યો

છે; છતાં પણ કોઇ ભૂલ રહી જવાની સંભાવના ગણાય, જેથી મારી એવી કોઈ ભૂલ રહી ગઈ હોય તે બદ્દલ મિથ્યાદુષ્કૃત દઉં છું.

આ સર્વ કાંઇ એક યા બીજારૂપે શ્રી જિનવાણીનો જ વિભાગ છે. સુજ્ઞ વાચકવર્ગ તેમાંથી સમજવાયોગ્ય ઉપાદેય વસ્તુને પ્રાપ્ત કરી સાપેક્ષ દૃષ્ટિએ વસ્તુને ગવેષી વિચારે. સાહિત્ય નજરે કે અન્ય રીતે ટીકા કરવા યોગ્ય નથી. એમાં સમજવા લાયક તત્ત્વ જણાય તે જીવવા લાયક છે, એ દૃષ્ટિને સન્મુખ રાખી લેખો વાંચવા વિજ્ઞપ્તિ છે.

સદર લેખોનું વાંચન તથાપ્રકારના જિજ્ઞાસુ સુજ્ઞ-વર્ગને યોગ્ય રીતે લક્ષગત થવા સંભવ; જેથી તેનાં અધિકારી તથાવિધ જીવો સમજવા.

પ્રાન્તે, મારા ગાંભીર્યાદિ ગુણગણાલંકૃત, પ્રશાન્ત-મતિ, પરમકૃપાળુ, પૂ. ગુરૂવર્ય પં. શ્રી **ધર્મવિજયજી** ગણિવરશ્રીનું પુણ્યનામ સ્મરણ કરી વિરમું છું.

મતિદોષથી, લેખદોષથી અથવા પ્રેસદોષથી થયેલ ભૂલચૂક માટે હું ફરીથી મિથ્યાદુષ્કૃત દઉં છું. અદેશકભાવથી મુક્ત ગંભીર હૃદયવાળા સજ્જનો ભૂલ સુધારીને વાંચે.

**‘ गच्छतां स्खलनं क्वापि, भवत्येव प्रमादतः ।**
**हसन्ति दुर्जनास्तत्र, समादधति सज्जनाः ॥**

—મુનિ પુણ્યવિજયજી

# અનુક્રમણિકા



# શુદ્ધિપત્રક



| પૃષ્ટ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૨ | ૧૬ | આપેક્ષિત | અપેક્ષિત |
| ૪૧ | ૧૮ | નિવારણ દશા | નિરાવરણ દશા |
| ૪૪ | ૧ | સાપેક્ષ–નિરપેક્ષકદૃષ્ટિ | સાપેક્ષ–નિરપેક્ષદૃષ્ટિ |
| ૫૦ | ૧ | પરચિંતન | પરદ્રવ્યચિંતન |
| ૮૨ | ૧૬ | ચિકાશ કરવી | ચિકાશ દૂર કરવી |
| ૮૭ | ૨૨ | તથા રૂપપણે | તથારૂપપણે |
| ૧૧૫ | ૧૭ | તનમુલ | તનુમલ |

॥ ॐ अर्हं नमः ॥

# પારમાર્થિક લેખસંગ્રહ

[ તથાવિધ વસ્તુદર્શક ૪૫ લેખોથી સર્વાંગ સુન્દર ગ્રન્થ ]



॥ सम्यग्-दर्शन-ज्ञान-चारित्राणि मोक्षमार्गः ॥

# ॐ अर्हं नमः

## – મંગલ –

नमो वीअरागाणं सव्वन्नूणं देविंद पूइआणं जहट्ठिअ वत्थुवाइणं तेलुक्कगुरुणं अरुहंताणं भगवंताणं। जे एवमाइक्खंति- इह खलु अणाईजीवस्सभवे, अणाईकम्मसंजोगनिव्वित्तिए, दुक्खरुवे, दुक्खफले, दुक्खाणुबंधे, एअस्सणं वुच्छित्ती सुद्धधम्माओ, सुद्धधम्मसंपत्ती पावकम्मविगमाओ, पावकम्म-विगमो तहाभव्वत्ताइभावओ ।

વીતરાગ, સર્વજ્ઞ, સૂરેન્દ્રપૂજિત, યથાસ્થિત વસ્તુતત્ત્વવાદી અને ત્રૈલોક્ય ગુરૂ એવા અરૂહંત ભગવંતોને નમસ્કાર હો!

તેઓ એમ આખ્યાન કરે છે કે-નિશ્ચે આ લોકમાં અનાદિ જીવાત્મા છે તથા અનાદિ કર્મસંયોગજનિત જન્મ-જરા-મરણ-શોક લક્ષણ દુઃખરૂપ, દુઃખફળવાળો અને દુઃખની પરંપરાવાળો અનાદિ સંસાર છે.

એ અનાદિ સંસારભ્રમણનો અંત શુદ્ધ જ્ઞાન, દર્શન અને ચારિત્રરૂપ ધર્મનું ઔચિત્યવડે સતત્ સત્કાર અને વિધિપૂર્વક સેવન કરવાથી થાય છે. ઉક્ત શુદ્ધ ધર્મની સંપ્રાપ્તિ મિથ્યાત્વ મોહનીય પ્રમુખ પાપકર્મનો વિનાશ થવાથી થાય છે, અને પાપકર્મનો વિનાશ તથાવિધ ભવ્યત્વ, કાળ, નિયતિ, કર્મ ને પુરૂષાતનવડે થવા પામે છે.

# જૈન દૃષ્ટિની મહત્તા

જૈનધર્મ એ વસ્તુતઃ વીતરાગ માર્ગ છે, અને વીતરાગ માર્ગમાં સ્યાદ્વાદ–અનેકાન્ત માર્ગને મુખ્ય સ્થાન છે. સ્યાદ્વાદ એક જ વસ્તુને જુદી જુદી અપેક્ષાએ અનેક રીતે અવલોકવાનું કથે છે. અર્થાત્ એક જ વસ્તુ અમુક અપેક્ષાએ 'અસ્તિ' છે એ નિશ્ચિત વાત છે અને અમુક અપેક્ષાએ 'નાસ્તિ' છે એ પણ નિશ્ચિત વાત છે. તેમજ એક વસ્તુ એક દૃષ્ટિએ નિત્યરૂપે પણ નિશ્ચિત છે અને બીજી દૃષ્ટિએ અનિત્યરૂપે પણ નિશ્ચિત છે. આવી રીતે એક જ પદાર્થમાં ભિન્ન ભિન્ન ધર્મોનો ભિન્ન ભિન્ન અપેક્ષા દૃષ્ટિએ અબાધિત-પણે સમન્વય કરવો એનું નામ 'સ્યાદ્વાદ' છે. જૈનદર્શન અર્થાત્ કહો કે અનેકાન્ત દર્શન સિવાય કોઈ પણ દર્શનકાર આ સ્યાદ્વાદનો સીધી રીતે સ્વીકાર કરતો નથી. જો કે આડકતરી રીતે તે તે દર્શનકારોને પણ સ્યાદ્વાદ સ્વીકાર્યા વિના ચાલતું નથી, તથાપિ જે સ્યાદ્વાદસિદ્ધતા, જે દૃષ્ટિ-વિશાળતા, જે સર્વથા અવિસંવાદિતા અને તેથી કરીને જે જૈનદર્શનની સર્વોચ્ચતા નિર્વિવાદ સિદ્ધ છે, તે હરકોઈ પણ બુદ્ધિમાન સજ્જન નિષ્પક્ષપાતપણે જૈન સિદ્ધાંત અને જૈન ન્યાયનું સાંગોપાંગ નિરીક્ષણ કરશે તેને લાગ્યા વગર નહિ જ રહે.

સ્યાદ્વાદ–નયવાદ મનુષ્ય-પ્રજાની દૃષ્ટિને વિશાળ અને હૃદયને ઉદાર બનાવી મૈત્રીભાવનો રસ્તો તેમને સરળ કરી આપે છે. જીવનના કલહો શમાવવામાં અને જીવનવિકાસનો માર્ગ સરળ કરી આપવામાં નયવાદ એ સંસ્કારી જીવનનું સમર્થ અંગ છે.

પોતપોતાની હદમાં સ્થિત રહીને અન્ય દૃષ્ટિબિન્દુને તોડી ન પાડવામાં નયોની સાધુતા છે. મધ્યસ્થ પુરુષ સર્વ નયોને જુદી જુદી દૃષ્ટિએ યથોચિત માન આપી તત્ત્વક્ષેત્રની વિશાળ સીમા અવલોકે છે, અને એથી જ એને રાગદ્વેષની નડતર નહિ ઊભી થવાથી આત્મસાધનના પ્રયાસમાં તેને સફળતા મળે છે. નયવાદ એ સ્યાદ્વાદનો જ પેટા વિભાગ છે, એટલે સ્યાદ્વાદ કે નયવાદ એ વસ્તુતઃ એક જ છે.

વિચારોની અથડામણને લીધે જ્યારે પ્રજાનાં માનસ ક્ષુબ્ધ બને છે અને વાતાવરણ અશાન્ત બને છે, ત્યારે તત્ત્વદર્શીઓ પ્રજાની સામે સ્યાદ્વાદનો પ્રકાશ ધરે છે અને વસ્તુસ્થિતિને જુદી જુદી દૃષ્ટિએ અનેક રીતે તપાસી સમન્વય કરવાનો માર્ગ સમજાવે છે. સ્યાદ્વાદ સિદ્ધાન્ત આ રીતે અવલોકન દૃષ્ટિને વિશાળ બનાવે છે અને સંકુચિત દૃષ્ટિથી ઉત્પન્ન થનારા કોલાહલોને શમાવે છે. આમ રાગદ્વેષ શમાવી જનતાના જીવનમાં મૈત્રીભાવનો મધુર રસ રેડવામાં સ્યાદ્વાદની ઉપયોગિતા છે. આ સ્યાદ્વાદને 'સંશયવાદ' કહેવો એ પ્રકાશને જ અંધકાર કહેવા બરાબર છે. જૈન ઉપદેશનું અંતિમ પરિણામ રાગદ્વેષની નિવૃત્તિમાં છે એ એક જ માત્ર જૈન વાણીનું મુખ્ય ધ્યેય છે. અત્ર સ્યાદ્વાદને ચર્ચવાનો વિષય નથી, કિન્તુ જૈન દૃષ્ટિની મહત્તા દર્શાવવાનો કિંચિત્ પ્રયાસ છે.

જૈનધર્મના સિદ્ધાન્તોને સ્ફુટ કરવા મહાન આચાર્યોએ મહાન ગ્રંથો નિર્માણ કર્યાં છે, જેમાં તે મહાન પુરુષોએ મધ્યસ્થપણે તત્ત્વનિરુપણ કરતાં પ્રજાના કલ્યાણ તરફ મુખ્ય

દૃષ્ટિ રાખી છે. કોઈ પણ દર્શનના સિદ્ધાન્તોને તોડી પાડવાની સંકુચિત વૃત્તિ તેમના વાઙ્મયમાં નહિ દેખાય. બલ્કે અન્યાન્ય સિદ્ધાન્તોનો સમન્વય કરવા તરફ પ્રયાસ સેવવાની તેમની ઉદાર વૃત્તિ અને વિશાળ દૃષ્ટિ તેમના ગ્રંથોમાં સ્પષ્ટ જોવામાં આવે છે. દાખલા તરીકે-ભગવાન હરિભદ્રાચાર્યનો '**શાસ્ત્રવાર્ત્તા સમુચ્ચય**' ગ્રંથ. તેમાં એક સ્થળે જૈનદર્શન-સમ્મત "ઈશ્વર જગત્કર્ત્તા નથી"-એ સિદ્ધાન્ત યુક્તિપુરસ્સર સિદ્ધ કર્યા પછી તેઓશ્રી જણાવે છે કે—

"ततश्चेश्वरकर्त्तृत्ववादोऽयं युज्यते परम् ।
सम्यग्न्यायाविरोधेन यथाऽऽहुः शुद्धबुद्धयः ॥
ईश्वरः परमात्मैव तदुक्तव्रतसेवनात् ।
यतो मुक्तिस्ततस्तस्याः कर्त्ता स्याद् गुणभावतः ॥
तदनासेवनादेव यत्संसारोऽपि तत्त्वतः ।
तेन तस्यापि कर्त्तृत्वं कल्प्यमानं न दुष्यति ॥"

**અર્થાત્**-ઈશ્વરકર્તૃત્વનો મત આવી રીતની યુક્તિથી ઘટાવી પણ શકાય છે કે-પરમાત્મા-ઇશ્વરે ફરમાવેલા માર્ગનું અનુસરણ કરવાથી મુક્તિ પ્રાપ્ત થાય છે, માટે મુક્તિના દેનાર ઈશ્વર છે એમ ઉપચારથી કહી શકાય છે. ઈશ્વરદર્શિત માર્ગનું આરાધન નહિ કરવાથી ભવચક્રમાં જે પરિભ્રમણ કરવું પડે છે તે પણ ઈશ્વરનો ઉપદેશ નહિ માન્યાની સજા છે એમ કહી શકાય છે.

જેઓને 'ઇશ્વર જગતનો કર્ત્તા છે' એવા વાક્ય ઉપર આદર બંધાણો છે, તેઓને માટે પૂર્વોક્ત પ્રકારની કલ્પના

કરવામાં આવી છે. એમ આચાર્યશ્રી નીચેના શ્લોકથી જણાવે છે—

" कर्त्ताऽयमिति तद्वाक्ये यतः केषांश्चिदादरः ।
अतस्तदानुगुण्येन तस्य कर्तृत्वदेशना ॥ "

અર્થાત્–આ ઇશ્વર જગતનો કર્તા છે એવા વાક્ય ઉપર જેઓને આદર બંધાણો છે, તેઓના ગુણને માટે ઉપર કથિત ઇશ્વર જગત્કર્તાપણાની દેશના છે.

હવે બીજી રીતે ઉપચાર વગર ઇશ્વરને જગત્કર્ત્તા આચાર્યશ્રી બતાવે છે—

" परमैश्वर्ययुक्तत्वाद् मत आत्मैव वेश्वरः ।
स च कर्त्तेति निर्दोषः कर्तृवादो व्यवस्थितः ॥ "

અર્થાત્–ખરી રીતે આ આત્મા જ ઇશ્વર છે, કેમકે–દરેક આત્મસત્તામાં ઈશ્વિરશક્તિ સંપૂર્ણ રહેલી છેઃ અને આત્મા–જીવ તો ચોખ્ખી રીતે કર્ત્તા છે જ. આવી રીતે કર્તૃવાદ–જગત્કર્તૃત્વવાદ વ્યવસ્થિત થઈ શકે છે.

આગળ વધીને આચાર્યમહારાજ કહે છે કે—

" शास्त्रकारा महात्मनः प्रायो वीतस्पृहा भवे ।
सत्त्वार्थसम्प्रवृत्ताश्च कथं तेऽयुक्तभाषिणः ?
अभिप्रायस्ततस्तेषां सम्यग् मृग्यो हितैषिणा ।
न्यायशास्त्राविरोधेन यथाऽऽह मनुरप्यदः ॥ "

અર્થાત્–જ્યાં જ્યાં ઇશ્વરને કર્ત્તા કહેવામાં આવ્યો હોય, ત્યાં ત્યાં પૂર્વોક્ત અભિપ્રાયથી કર્ત્તા સમજવો. તે સિવાય પરમાર્થદૃષ્ટિએ ઇશ્વરને સૃષ્ટિકર્ત્તા કોઈ શાસ્ત્રકાર

બતાવી શકે જ નહિ, કારણ કે-શાસ્ત્ર બનાવનાર ઋષિ-મહાત્માઓ પ્રાયઃ નિઃસ્પૃહ, પરમાર્થદૃષ્ટિવાળા અને લોકોપકારની વૃત્તિવાળા હોય છે, માટે અયુક્ત, પ્રમાણબાધિત ઉપદેશ કેમ કરે ? અતઃ તેઓના કથનનું રહસ્ય બરાબર શોધવું જોઇએ કે-અમુક વાત તેઓ કયા આશયથી કહે છે.

એ પછી કપિલના પ્રકૃતિવાદની સમીક્ષા આવે છે. સાંખ્ય મતાનુસારી વિદ્વાનોએ પ્રકૃતિવાદની જે વિવેચના કરી છે, તેમાં દોષ જાહેર કરીને પ્રકૃતિવાદમાં કપિલનું શું રહસ્ય સમાયલું છે એ વાતનું પ્રતિપાદન કરતાં છેવટે આચાર્યશ્રી કહે છે કે—

" एवं प्रकृतिवादोऽपि विज्ञेयः सत्य एव हि ।
कपिलोक्तत्वतश्चैव दिव्यो हि स महामुनिः ॥ "

અર્થાત્-એ પ્રમાણે ( પ્રકૃતિવાદનું જે ખરું રહસ્ય બતાવ્યું તે પ્રમાણે ) પ્રકૃતિવાદ યથાર્થ જાણવો. વળી તે કપિલનો ઉપદેશ છે, માટે સત્ય છે; કારણ કે-તેઓ દિવ્યજ્ઞાની મહામુનિ હતા.

આગળ જઇને ક્ષણિકવાદ, વિજ્ઞાનવાદ અને શૂન્યવાદની ખૂબ આલોચના કરીને અને તે વાદોમાં અનેક ઊભા થતા દોષો બતાવી છેવટે આચાર્યમહારાજ વસ્તુસ્થિતિ જાહેર કરે છે કે—

" अन्ये त्वभिदधत्येवमेतदास्थानिवृत्तये ।
क्षणिकं सर्वमेवेति बुद्धेनोक्तं न तत्त्वतः ॥
विज्ञानमात्रमप्येवं बाह्यसंगनिवृत्तये ।
विनेयान् कांश्चिदाश्रित्य यद्वा तद्देशनार्हतः ॥

एवं च शून्यवादोपि सद्विनेयानुगुण्यतः ।
अभिप्रायत इत्युक्तो लक्ष्यते तत्त्ववेदिना ॥"

**અર્થાત્**—મધ્યસ્થ પુરુષોનું એમ કહેવું છે કે-આ ક્ષણિકવાદ બુદ્ધે પરમાર્થદૃષ્ટિએ અર્થાત્ વસ્તુસ્થિતિએ કહ્યો નથી, કિન્તુ મોહવાસનાને દૂર કરવાના ઉદ્દેશથી કહ્યો છે. વિજ્ઞાનવાદ પણ તેવા પ્રકારના યોગ્ય શિષ્યોને આશ્રીને અથવા વિષયસંગને દૂર કરવાના ઉદ્દેશથી બતાવવામાં આવ્યો છે. શૂન્યવાદ પણ યોગ્ય શિષ્યોને આશ્રીને વૈરાગ્યની પુષ્ટિ કરવાના આશયથી તત્ત્વજ્ઞાની બુદ્ધે કહ્યો જણાય છે.

વેદાન્તના અદ્વૈતવાદની વેદાન્તાનુયાયી વિદ્વાનોએ જે વિવેચના કરી છે, તે પર પ્રાપ્ત થતા દોષો બતાવી છેવટે આચાર્યશ્રી કહે છે કે—

" अन्ये व्याख्यानयन्त्येवं समभावप्रसिद्धये-
अद्वैतदेशना शास्त्रे निर्दिष्टा न तु तत्त्वतः ॥ "

**અર્થાત્**-મધ્યસ્થ મહર્ષિઓ એમ નિરૂપે છે કે-અદ્વૈતવાદ તત્ત્વિક દૃષ્ટિએ નથી કહ્યો, પણ સમભાવની પ્રાપ્તિ માટે બતાવવામાં આવ્યો છે.

ખરેખર! 'સમ્યગ્દૃષ્ટિને મિથ્યાદૃષ્ટિના શાસ્ત્રો પણ સમ્યગ્રૂપે પરિણમે છે'-એ શાસ્ત્રકથિત ભાવ પણ ઈત્યાદિ રીતે સમજવા યોગ્ય છે.

આવી રીતે જૈન મહાત્માઓ અન્ય દર્શનોના સિદ્ધાન્તોની તટસ્થ દૃષ્ટિએ પરીક્ષા કરવાની સાથે શુદ્ધ દૃષ્ટિથી તેનો સમન્વય કરવા પણ પ્રયત્ન કરે, એ જૈનદૃષ્ટિની કેટલી

વિશાળતા હશે ? અન્ય દર્શનોના ધુરંધરોને ‘ મહર્ષિ ’, ‘ મહામતિ ’ અને એવા બીજા ઊંચા શબ્દોથી સન્માનપૂર્વક પોતાના ગ્રન્થોમાં ઉલ્લેખવા અને દૂષિત સિદ્ધાન્તવાળાઓના મતોનું ખંડન કરતાં પણ તેમનો હલકા શબ્દોથી વ્યવહાર ન કરવો અને સંપૂર્ણ સભ્યતા તથા શિષ્ટતા સાથે સામાને પ્રબુદ્ધ કરવાની પોતાની માયાળુ લાગણી વહેતી રાખવી, એ જૈન મહર્ષિઓનું કેટલું ઔદાર્ય હશે ? ધાર્મિક કે દાર્શનિક વાદ-યુદ્ધ ચલાવતાં પણ વિરુદ્ધ દર્શનવાળાઓ તરફ આત્મપ્રેમનો રસ ઊભરાતો રહે એ કેટલું સાત્ત્વિક હૃદય !

જૈન મહર્ષિઓની મધ્યસ્થભાવની થોડી વાનગી—

“ भवबीजांकुरजनना रागाद्याः क्षयमुपागता यस्य ।
ब्रह्मा वा विष्णुर्वा हरो जिनो वा नमस्तस्मै ॥ ”

( ભ૦ શ્રી હેમચંદ્રાચાર્ય )

“ नाशाम्बरत्वे न सिताम्बरत्वे न तर्कवादे न च तत्त्ववादे ।
न पक्षसेवाऽऽश्रयणेन मुक्तिः कषायमुक्तिः किल मुक्तिरेव ॥

( શ્રી ઉપદેશતરંગિણી )

“ पक्षपातो न मे वीरे न द्वेषः कपिलादिषु ।
युक्तिमद् वचनं यस्य तस्य कार्यः परिग्रहः ॥ ”

( ભ૦ શ્રી હરિભદ્રસૂરિ )

અર્થાત્-સંસારબીજ-અંકુર ઉત્પન્ન કરનાર રાગ-દ્વેષ આદિ સમગ્ર દોષો જેના ક્ષય પામ્યા છે, તે ચાહે બ્રહ્મા, વિષ્ણુ, શંકર અથવા જિન હોય તેને મારા નમસ્કાર છે.

દિગમ્બર અવસ્થામાં મોક્ષ નથી, શ્વેતામ્બર દશામાં મોક્ષ નથી, તર્કવાદમાં મોક્ષ નથી અને પક્ષસેવા કરવામાં મોક્ષ નથી, કિન્તુ કષાયો-( ક્રોધ-માન-માયા-લોભ ) થી મુક્ત થવામાં જ મુક્તિ છે.

મહાવીર ઉપર મારો પક્ષપાત નથી અને કપિલ વિગેરે પર મારો દ્વેષ નથી, કિન્તુ જેનું વચન યથાર્થ હોય તેનો સ્વીકાર કરવો જોઈએ.

આ રીતે જૈન દૃષ્ટિની મહત્તા, જૈન મહર્ષિઓની દૃષ્ટિ-વિશાળતા અને તેઓશ્રીની મધ્યસ્થતાનો કિંચિત્ પરિચય ગ્રંથાધારે મૂકવા પ્રયાસ કર્યો છે, તેમાં કોઈ ભૂલચૂક યા વિપરીતતાને સ્થાન હોય તો વિદ્વજ્જનો ક્ષંતવ્ય લેખવા કૃપા કરશે.

  

## સાધ્ય-સાધન

સર્વ સાધનો છે તે સાધ્ય માટે છે, પણ સાધનો કાંઇ સાધ્ય નથી. દયા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, વિનય, વિવેક, સેવા, ભક્તિ, વ્રત, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ,-એ પણ સાધન છે; માટે સાધનોની ભિન્નતા અને ઉપયોગિતા જાણી સાધનોવડે આત્માની વિશુદ્ધિ કરવી-શુદ્ધાત્મ સ્વરૂપ પ્રાપ્ત કરવું, એ જ મુખ્ય ધ્યેય છે. પરંતુ સાધનોમાં સાધ્યબુદ્ધિથી મુંઝાવું નહિ. સાધ્યને લક્ષમાં રાખી સાધ્યની સિદ્ધિ થાય તેવી સ્થિતિપૂર્વક સાધનનું સેવન થાય તો સાધન સાર્થક છે અને તેમાં સદ્વ્યવહાર કારણ વિગેરે રહે છે. આત્મજ્ઞાન થતાં સર્વ સાધનોના એકાંત કદાગ્રહ છૂટી જાય છે તેમજ સાધનોવડે અપેક્ષાએ વર્તન થાય છે.

# પરિશુદ્ધ-અપરિશુદ્ધ નયવાદ અને સર્વ-નયાશ્રિતની મધ્યસ્થતા

પ્રમાણની હરેક વસ્તુ અનેક ધર્માત્મક સિદ્ધ છે. તેનું કોઈ પણ એક વિવક્ષિત અંશરૂપે પ્રતિપાદન કરવાનો અભિ-પ્રાય તે નયવાદ છે. જો એ અભિપ્રાય એકાંશસ્પર્શી હોવા છતાં તે વસ્તુના બીજા અવિવક્ષિત અંશ પરત્વે માત્ર ઉદા-સીન હોય અર્થાત્ તે અંશનું નિરસન કરવાનો આગ્રહ ન ધરાવતો હોય અને પોતાના વક્તવ્ય પ્રદેશમાં જ પ્રવર્તતો હોય, તો તે '**પરિશુદ્ધ નયવાદ**' છે. તેથી ઉલટું જે અભિપ્રાય પોતાના વક્તવ્ય એક અંશને જ સંપૂર્ણ માની તેનું પ્રતિપાદન કરવા સાથે જ બીજા અંશોનું નિરસન કરે, તે '**અપરિશુદ્ધ નયવાદ**' છે. પરિશુદ્ધ નયવાદ એક અંશનો પ્રતિપાદક છતાં ઈતર અંશોનો નિરાસ ન કરતો હોવાથી તેને બીજા નયવાદો સાથે વિરોધ નથી હોતો, એટલે છેવટે તે શ્રુતપ્રમાણના અખંડ વિષયનો જ સાધક બને છે, અર્થાત્ નયવાદ જો કે હોય છે અંશગામી, પણ જો તે પરિશુદ્ધ એટલે ઈતર સાપેક્ષ હોય તો તેનાવડે છેવટે શ્રુત પ્રમાણસિદ્ધ અનેક ધર્માત્મક આખી વસ્તુનું જ સમર્થન થાય છે. સારાંશ એ છે કે–બધા જ પરિશુદ્ધ નયવાદો પોત-પોતાના અંશભૂત વક્તવ્યદ્વારા એકંદર સમગ્ર વસ્તુનું જ પ્રતિપાદન કરે છે, એ જ પરિશુદ્ધ નયવાદનું ફળ છે. તેથી ઉલટું અપરિશુદ્ધ નયવાદ માત્ર પોતાથી જુદા પડતા બીજા પક્ષનું જ નહિ પણ સ્વપક્ષ સુદ્ધાંનું નિરસન કરે છે, કારણ કે–

તે જે બીજા અંશને અવગણી પોતાના વક્તવ્યને કહેવા માગે છે તે બીજા અંશ સિવાય તેનું વક્તવ્ય સંભવી જ નથી શકતું, એટલે બીજા અંશનું પણ નિરસન કરી જ બેસે છે. વસ્તુનું સમગ્ર સ્વરૂપ અનેક સાપેક્ષ અંશોથી ઘડાયેલું છે, એટલે જ્યારે એ સાપેક્ષ અંશોને એકબીજાથી તદ્દન છૂટા પાડી દેવામાં આવે ત્યારે તેમાંથી એકે રહેતો કે સિદ્ધ થતો નથી. તેથી જ એમ કહ્યું છે કે–અપરિશુદ્ધ એટલે બીજાની પરવા ન કરતો નયવાદ પોતાના અને બીજાના એમ બન્ને પક્ષનાં મૂળ ઉખાડે છે.

વચનનો આધાર વક્તાના અભિપ્રાય ઉપર છે, તેથી કોઈ પણ એક વસ્તુ પરત્વે જેટલા વચનપ્રકારો મળી આવે અગર તો સંભવી શકે તેટલા જ તે વસ્તુપરત્વે બંધાયેલા જુદા જુદા અભિપ્રાયો છે એમ સમજવું જોઈએ. અભિપ્રાયો એટલે નયવાદો. વચનના પ્રકારો જેટલા જ નયવાદો સમજવા. એ બધા જ નયવાદો અંદરોઅંદર એકબીજાથી નિરપેક્ષ રહે તો તે જ પરસમયો એટલે જૈનેતર દૃષ્ટિઓ છે. તેથી પરસ્પર વિરોધ કરતાં કે અંદરોઅંદર પક્ષપ્રતિપક્ષપણું ધારણ કરતા જેટલા નયો હોય તે વાસ્તવિક રીતે તેટલા જ પરસમયો છે અર્થાત્ એકબીજાનું નિરસન કરતી જેટલી વિચારસરણીઓ મળે અગર સંભવે તેટલા જ તે વસ્તુ પરત્વે દર્શનો અને એ અજૈન. જૈનદર્શન તો અનેક તે વિરોધી દર્શનોના સમન્વયથી ઉદ્ભવતું હોવાથી એક જ છે. અજૈન અને જૈન દર્શનોનું નિયામક તત્ત્વ વિરોધ અને સમન્વય છે. પોતાના વકતવ્યના પ્રતિપાદનમાં જેનો ઉદ્દેશ પરવિરોધનો

હોય તે અજૈનદર્શન અને જેનો ઉદ્દેશ સમન્વયનો હોય તે જૈનદર્શન.

અહીં પ્રશ્ન થાય છે કે–એક જ વસ્તુ પરત્વે નિત્યત્વ–અનિત્યત્વ આદિ વિરોધી ધર્મોના સમન્વયમાં જ જો જૈનદૃષ્ટિ હોય તો વૈશેષિકદર્શનને પણ જૈનદર્શન કહેવું પડશે, કારણ કે–એ દર્શન પણ માત્ર નિત્યત્વ કે માત્ર અનિત્યત્વ ન સ્વીકારતાં નિત્યત્વ–અનિત્યત્વ બન્ને સ્વીકારે છે. તેનો ઉત્તર એ છે કે–વૈશેષિકદર્શનમાં નિત્યત્વ અને અનિત્યત્વ એ વિરોધી બે અંશોનું પ્રતિપાદન હોવાથી એમાં દ્રવ્યાસ્તિક અને પર્યાયાસ્તિક બન્ને નયોનું સ્થાન છે ખરું ! પણ એ બન્ને નયો તેમાં સાપેક્ષપણે યોજાયેલા નથી. એમાં યોજાયેલા બન્ને નયો પોતપોતાના વિષયનું સ્વતંત્રપણે જ પ્રતિપાદન કરે છે, એટલે કે–એ બન્ને નયો પોતપોતાના વિષયની પ્રધાનતાને લીધે અંદરોઅંદર એકબીજાથી નિરપેક્ષ છે, જેથી એ જૈનદર્શન નથી. એક એક છૂટો વાદ ગમે તેટલો પ્રબળ દેખાતો હોય, છતાં તે એકદેશીય માન્યતા ઉપર બંધાયેલો હોઈ યથાર્થ જ્ઞાન પૂરું પાડી શકતો નથી અને તેટલી ખામીને લીધે પરંપરાએ તે પોતાનામાં બદ્ધ થનારને ક્લેશમુક્ત કરી શકતો નથી. જ્યારે સમન્વય એ દૃષ્ટિની વિશાળતા ઉપર રચાયેલો હોઈ યથાર્થ જ્ઞાન પૂરું પાડે છે. એ જ પ્રમાણે સામાન્ય વિશેષની બાબતમાં પણ છે. દ્રવ્યાસ્તિકનું વક્તવ્ય સામાન્ય અને પર્યાયાસ્તિકનું વક્તવ્ય વિશેષ છે. એ બન્ને નિરપેક્ષપણે છૂટા છૂટા યોજવામાં આવે તો એકાન્તવાદને વિશિષ્ટ બનાવે છે અર્થાત્ ઊભો કરે છે. જૈનદર્શન કોઇ પણ એક જ વસ્તુ

પરત્વે એ વિરોધી દેખાતા ધર્મોનો સમન્વય અપેક્ષાવિશેષથી કરે છે અને વૈશેષિકદર્શન વસ્તુભેદે વિરોધી ધર્મોનો ભેદ સ્વીકારે છે. આ જ બન્નેમાં તફાવત છે.

કેટલાક લોકો જૈનદર્શન અને અજૈનદર્શનને સરખા માનવાનો ભ્રમ ફેલાવે છે. તેઓ બાલજીવોને ઉન્માર્ગે દોરવાનો પ્રયાસ કરી રહ્યા છે. તે મહાનુભાવોએ સમજવું જોઈએ કે–બધા ધર્મો પોતપોતાના સ્થાને અપેક્ષાએ સાચા છે એમ માનવું, પણ તેથી 'બધા ધર્મો સરખા છે' એમ સિદ્ધ થતું નથી. બધા ધર્મોના ચઢતા–ઉતરતા દરજ્જા અવશ્ય છે. સાધકે પોતાની આત્મોન્નતિને યોગ્ય ઉચ્ચ કોટિનો ધર્મ કયો તેની સ્વયં શોધ કરવી જોઈએ અને મધ્યસ્થ દૃષ્ટિથી–પક્ષપાતરહિતપણે જે શોધાય તેને સ્વીકારવા તત્પર રહેવું જોઈએ. તત્ત્વવાદમાં મોટી વિષમતા ધરાવતા વેદાદિ અન્ય શાસ્ત્રોમાં જે પરસ્પર અને અવિરુદ્ધ અવિસં-વાદી ઉપદેશો મળી આવે છે, તે શ્રી જિનાગમરૂપી મહા-સાગરમાંથી ઉછળેલા વચનરૂપી બિંદુઓ છે. જૈનદર્શન કે જેમાં કોઈનો પણ પક્ષપાત નથી અને સર્વથા અવિરુદ્ધ ને અવિસંવાદી છે, તે તો એક શ્રી જૈનધર્મ જ છે. માટે આત્મશ્રેયના ઈચ્છુકે આવા ભ્રામક વિચાર ફેલાવવા અને તેનું પ્રવર્ત્તન કરતાં અટકવું જોઈએ. સ્વયં સત્યવાદી ન બનવું એ જેટલો ગુન્હો છે, એના કરતાં પણ જેઓ સત્યવાદી છે એમના પ્રત્યે અસદ્‌ભાવ ધારણ કરવો એ મોટો ગુન્હો છે, અને અસદ્‌ભાવ થાય એવું પ્રવર્તન કરવું એ એથી પણ મોટો ગુન્હો છે.

આચાર્યભગવાન શ્રી હેમચંદ્રસૂરિજી કહે છે કે-
"જેઓ મધ્યસ્થપણાનો આશ્રય કરી-ધારણ કરીને તત્ત્વા-તત્ત્વનો વિચાર નહિ કરતાં જૈનદર્શન અને અજૈનદર્શન એઉને સરખા માને છે, તેઓ મણિ અને કાચને સરખા માનવા જેવું કરે છે." માધ્યસ્થતા એ ગોળ અને ખોળને સરખા માનવા માટે નહિ, પણ અપેક્ષાભેદ સમજી સમશીલ રહેવા માટે છે. માધ્યસ્થતા એ મહાન્ ગુણ છે, પરન્તુ તેનો આશ્રય કયાં ? શા માટે ? અને કેવી રીતે પરિણત હોવો જોઈએ ? એ લક્ષગત કરવું જોઇએ. વિશાળદૃષ્ટિ જૈન મહા-પુરુષોએ આ બાબતમાં કેવા ઉચ્ચ પ્રકારની માધ્યસ્થતા રાખી છે, તે નીચેની ઉ૦ ભગવાન શ્રી યશોવિ૦ વાચક આદિની ઉક્તિઓથી સમજી શકાય તેવું છે.

"પોતપોતાના અભિપ્રાયે સાચા અને બીજા નયની યુક્તિથી ચલાવે ત્યારે નિષ્ફળ એવા નયોમાં જેનું મન પક્ષપાતરહિત સમાનભાવને ધારણ કરે છે, તે મહામુનિ મધ્યસ્થ છે. સર્વ નયો સપ્રતિપક્ષ છે. જે એક નય પક્ષપાતી તે અદૃષ્ટ સિદ્ધાન્ત કહ્યો છે."

**સન્મતિ** તર્કમાં કહ્યું છે કે—

સર્વ નયો પોતપોતાના વક્તવ્યમાં સાચા છે અને બીજાના વક્તવ્યનું નિરાકરણ કરવામાં ખોટા છે, પરન્તુ અનેકાન્ત સિદ્ધાન્તનો જ્ઞાતા તે નયોનો 'આ સાચા છે અને આ ખોટા છે' એવો વિભાગ કરતો નથી."

"પોતાના સિદ્ધાન્તનો વિચાર રહિત કેવળ રાગથી અમે સ્વીકાર કરતા નથી અને પર સિદ્ધાન્તનો વિચાર રહિત

કેવળ દ્વેષથી ત્યાગ કરતા નથી, પણ મધ્યસ્થ દૃષ્ટિથી વિચાર કરીને સ્વસિદ્ધાન્તનો આદર અથવા પરસિદ્ધાન્તનો ત્યાગ કરીએ છીએ. ”

ભગવાન **શ્રી હેમચંદ્રસૂરિજી** પણ કહે છે કે—

“ હે વીરપ્રભુ ! અમને કેવળ શ્રદ્ધાથી તમારા ઉપર પક્ષપાત નથી, તેમ કેવળ દ્વેષથી અન્ય ઉપર અરુચિ નથી, પણ યથાર્થ આપ્તપણાની પરીક્ષાથી અમે તમારો આશ્રય કરીએ છીએ. ”

“ જુદા જુદા સર્વ નયો પરસ્પર વાદ અને પ્રતિવાદથી કદર્થના પામેલા છે, પરંતુ સમવૃત્તિના સુખનો અનુભવ કરનાર જ્ઞાની સર્વ નયોને આશ્રિત હોય છે. ”

“ પરસ્પર પક્ષ અને પ્રતિપક્ષ ભાવથી અન્ય પ્રવાદો દ્વેષથી ભરેલા છે, પરંતુ સર્વ નયોને સમાનપણે ઇચ્છનાર હે ભગવન્ ! તમારો સિદ્ધાન્ત પક્ષપાતી નથી. ”

“ બધાય વચન વિશેષ રહિત હોય તો તે એકાન્તે અપ્રમાણ નથી અને એકાન્તે પ્રમાણ પણ નથી, જેથી અન્ય સિદ્ધાન્તમાં રહેલું સદ્વચન પણ વિષયના પરિશોધનથી પ્રમાણ છે. ઉપલક્ષણથી સ્વસિદ્ધાન્તનું વચન પણ અનુયોગે કરી વિશેષિત ન હોય તો તે અપ્રમાણ છે. એ પ્રકારે સર્વ સ્યાદ્વાદ યોજનાથી સર્વ નયોનું જાણપણું હોય. ”

ભગવાન શ્રી **હરિભદ્રસૂરિજી** કહે છે કે—

“ અન્ય શાસ્ત્રને વિષે પણ દ્વેષ કરવા યોગ્ય નથી, પરંતુ તેના વિષયને પ્રયત્નથી વિચારવો. જે પ્રવચનથી

ભિન્ન છે તેનું પણ બધું અસદ્‌વચન નથી, પરંતુ જે પ્રવચ-નાનુસારી છે તે સદ્‌વચન જ છે.”

“જે મહાપુરુષ ચારિત્રગુણમાં લીન છે તે સર્વ નયના ધારક હોય છે, તે સર્વ નયને સંમત વિશુદ્ધ તત્ત્વને ગ્રહણ કરે છે, સમવૃત્તિવાળા સર્વ નયના આશ્રિત જ્ઞાની સુખનો આસ્વાદ કરે છે, સર્વ નયના જાણનારા–અનુભવનારાઓનું તટસ્થપણું લોકને વિષે ઉપકારરૂપ થાય છે; પરંતુ જુદા જુદા નયમાં મૂઢ–ભ્રાન્ત થયેલાને અહંકારની પીડા અને ઘણો ક્લેશ હોય છે.”

“નિશ્ચયનયમાં અને વ્યવહારનયમાં તથા જ્ઞાનપક્ષમાં અને ક્રિયાપક્ષમાં એક પક્ષગત ભ્રાન્તિના સ્થાનને તજીને જ્ઞાનના પરિપાકરૂપ શુદ્ધ ભૂમિકા ઉપર આરૂઢ થયેલા, લક્ષ ન ભૂલે એવા, સર્વ ભૂમિકામાં પક્ષપાત–કદાગ્રહ રહિત, પરમ આનંદથી ભરપૂર સર્વ નયોના આશ્રયરૂપ જ્ઞાની સર્વોત્કર્ષથી વર્તે છે. તેવા જ્ઞાનીને નમસ્કાર હો!”

“જે મહાપુરુષોએ લોકોને સર્વ નયે કરીને આશ્રિત એટલે સ્યાદ્‌વાદગર્ભિત પ્રવચન પ્રકાશિત કર્યું છે અને જેઓના ચિત્તને વિષે સર્વનયાશ્રિત પ્રવચન પરિણમેલું છે, તેઓને વારંવાર નમસ્કાર હો!”

♠ ♠ ♠

## બીજી તારાદૃષ્ટિ પ્રાપ્ત જીવના વિચાર

સમ્યક્ત્વ અપ્રાપ્ત આ દૃષ્ટિવાળો માર્ગાનુસારી જીવ વિચાર કરે છે કે–આ સંસાર દુઃખરૂપ છે. આનો ઉચ્છેદ કયા કારણથી અને કેવી રીતે કરવો? આ જગત્‌માં મહાત્માઓની પ્રવૃત્તિ વિવિધ પ્રકાર-ની હોય છે. આ તમામ પ્રવૃત્તિઓ કેવી રીતે જાણી શકાય?

# વાદ–પ્રતિવાદના ભેદ–પ્રભેદો

**વાદ**, એ વાદી અને પ્રતિવાદી એ બન્નેથી સંબંધ રાખે છે. વાદી અને પ્રતિવાદી એ બન્નેની વચનપ્રવૃત્તિ પરપક્ષનિરાસ અને સ્વપક્ષસિદ્ધિ માટે હોય છે. આ ઉદ્દેશથી થતી વચનપ્રવૃત્તિને '**વાદ**' કહેવામાં આવે છે. વાદનો પ્રારંભ બે પ્રકારની ઈચ્છાથી ઉદ્ભવે છે. એક વિજયલક્ષ્મીની ઈચ્છાથી અને બીજી તત્ત્વનિશ્ચયની ઈચ્છાથી. આ ઉપરથી વાદીઓમાં કેટલાક વિજયલક્ષ્મીની ઇચ્છાવાળા અને કેટલાક તત્ત્વનિશ્ચયની સ્પૃહાવાળા હોય છે. અને એથી '**જિગીષુ**' તથા '**તત્ત્વનીર્ણિનીષુ**' એમ વાદી–પ્રતિવાદીના બે ભેદો પડે છે. તત્ત્વનિર્ણિનીષુ પણ બે વિભાગોમાં વિભક્ત થાય છે. એક **સ્વાત્મતત્ત્વનિર્ણિનીષુ** ( સ્વ આત્મામાં તત્ત્વનિર્ણય કરવા ઈચ્છનાર ) અને બીજા **પરત્વતત્ત્વનિર્ણિનીષુ** (પ્રતિપક્ષીને તત્ત્વનિર્ણય કરી આપવા ઈચ્છનાર ). વળી પરત્વતત્ત્વનિર્ણિનીષુ પણ બે ભેદોમાં વહેંચી શકાય છે. એક તો ક્ષાયોપશમિક જ્ઞાનવાન્ અર્થાત્ અસર્વજ્ઞ અને બીજા સર્વજ્ઞ. આ પ્રમાણે ગણત્રી કરતાં વાદી–પ્રતિવાદીના ચાર ભેદો થાય છે. તે આ રીતે—

૧–જિગીષુ, ૨–સ્વાત્મામાં તત્ત્વનિર્ણયેચ્છુ, ૩–પરત્વતત્ત્વનિર્ણિનીષુ ક્ષાયોપશમિક જ્ઞાની, અને ૪–પરત્વતત્ત્વનિર્ણયપ્રવૃત્તસર્વજ્ઞ.

આ ચાર પ્રકારના વાદી તથા પ્રતિવાદી થયા હવે એક એક વાદી સાથે એક એક પ્રતિવાદીનો વાદ માનતા વાદના સોળ ભેદ પડે છે. તે આ રીતે—

પ્રથમ જિગીષુ સાથે સંબંધ રાખતા ચાર ભેદો, જિગીષુ સાથે જિગીષુ-૧, સ્વાત્મામાં તત્તનિર્ણયેચ્છુ સાથે જિગીષુ-૨, પરત્વતત્ત્વનિર્ણયેચ્છુ ક્ષાયોપશમિક જ્ઞાની સાથે જિગીષુ-૩, અને પરત્વતત્ત્વનિર્ણયપ્રવૃત્તસર્વજ્ઞ સાથે જિગીષુ-૪.

બીજા સ્વાત્મતત્ત્વનિર્ણયેચ્છુની સાથે સંબંધ રાખતા ચાર ભેદો. સ્વાત્મામાં તત્ત્વનિર્ણયેચ્છુ સાથે જિગીષુ-૧, સ્વાત્મામાં તત્ત્વનિર્ણયેચ્છુ સાથે સ્વાત્મામાં તત્ત્વનિર્ણયેચ્છુ-૨, પરત્વતત્ત્વનિર્ણયેચ્છુ ક્ષાયોપશમિક જ્ઞાની સાથે સ્વાત્મામાં તત્ત્વનિર્ણયેચ્છુ-૩ અને પરત્વતત્ત્વનિર્ણયપ્રવૃત્ત કેવળજ્ઞાની સાથે સ્વાત્મામાં તત્ત્વનિર્ણયેચ્છુ-૪.

ત્રીજા પરત્વતત્ત્વનિર્ણયેચ્છુ ક્ષાયોપશમિક જ્ઞાની સાથે સંબંધ રાખતા ચાર ભેદો.

પરત્વતત્ત્વનિર્ણયેચ્છુ ક્ષાયોપશમિક જ્ઞાની સાથે જિગીષુ. ૧, સ્વાત્મામાં તત્ત્વનિર્ણયેચ્છુ સાથે પરત્વતત્ત્વનિર્ણયેચ્છુ ક્ષાયોપશમિક જ્ઞાની-૨, પરત્વતત્ત્વનિર્ણયેચ્છુ ક્ષાયોપશમિક જ્ઞાની સાથે પરત્વતત્ત્વનિર્ણયેચ્છુ ક્ષાયોપશમિક જ્ઞાની-૩, અને પરત્વતત્ત્વનિર્ણયપ્રવૃત્ત કેવળજ્ઞાની સાથે પરત્વતત્ત્વનિ-ર્ણયેચ્છુ ક્ષાયોપશમિક જ્ઞાની-૪.

ચોથા પરત્વતત્ત્વનિર્ણયપ્રવૃત્ત કેવળજ્ઞાની સાથે સંબંધ રાખતા ચારે ભેદો. પરત્વતત્ત્વનિર્ણય પ્રવૃત્ત કેવળજ્ઞાની સાથે જિગીષુ-૧, સ્વાત્મામાં તત્ત્વનિર્ણયેચ્છુ સાથે પરત્વતત્ત્વનિ-ર્ણય પ્રવૃત્ત કેવળજ્ઞાની-૨, પરત્વતત્ત્વનિર્ણયેચ્છુ ક્ષાયોપશ-મિક જ્ઞાની સાથે પરત્વતત્ત્વનિર્ણયપ્રવૃત્ત કેવળજ્ઞાની-૩, અને પરત્વતત્ત્વનિર્ણયપ્રવૃત કેવળજ્ઞાની સાથે પરત્વતત્ત્વનિર્ણય-પ્રવૃત્ત કેવળજ્ઞાની-૪.

આ પ્રમાણે ચાર ચાર ભેદના ચાર વર્ગ પડતાં વાદના સોળ ભેદ થવા છતાં પણ પ્રથમ ચતુષ્ક વર્ગમાં બીજો ભેદ, દ્વિતીય ચતુષ્ક વર્ગમાં પ્રથમ તથા દ્વિતીય એમ બે ભેદો અને ચતુર્થ ચતુષ્ક વર્ગમાં ચોથો ભેદ. એમ કુલ ચાર ભેદો કાઢી નાંખવા જોઈએ; કેમકે–જિગીષુ સાથે સ્વાત્મામાં તત્ત્વનિર્ણયેચ્છુને વાદ હોઈ શકતો નથી. કારણ એ છે કે સ્વાત્મામા તત્ત્વનિશ્ચય ચાહવાવાળો ખુદ જ તત્ત્વ-જ્ઞાનની તૃષાથી જ્યારે વ્યાકુળ છે, તો પછી તે વિજય-લક્ષ્મીની આકાંક્ષા રાખનાર સાથે વાદભૂમિનો સંબંધ ધરાવવા શી રીતે યોગ્ય કહી શકાય ? અર્થાત્ ન કહી શકાય. એ માટે પ્રથમ ચતુષ્ક વર્ગનો બીજો ભેદ વાદભૂમિથી બહાર છે અને એ જ કારણથી દ્વિતીય ચતુષ્ક વર્ગનો પ્રથમ ભેદ પણ નિરસ્ત થઈ જાય છે. હવે જ્યાં બન્ને વ્યક્તિઓ સ્વાત્મામાં તત્ત્વનિર્ણયેચ્છુ હોય ત્યાં તે બન્ને પરસ્પર વાદ કરવાને અધિકારી નથી એ સુસ્પષ્ટ છે. એથી દ્વિતીય ચતુષ્ક વર્ગનો બીજો ભેદ નીકળી જાય છે. બન્ને કેવળજ્ઞાનીઓનો વાદ અસંભવ જ હોવાથી ચતુર્થ ચતુષ્ક વર્ગનો ચોથો ભેદ પણ ઊડી જાય છે. આમ ચાર ભેદો નીકળી જતાં વાદભૂમિકાના બાર પ્રકારો ઘટે છે. તે આ રીતે—

જિગીષુ સ્વાત્મામાં તત્ત્વનિર્ણયેચ્છુ સાથે વાદ–પ્રતિવાદ કરી શકે નહિ. એ સિવાય ત્રણેની સાથે ૧ જિગીષુ, ૨–પરત્વતત્ત્વનિર્ણયેચ્છુ ક્ષાયોપશમિક જ્ઞાની અને ૩–પરત્વ-તત્ત્વનિર્ણયપ્રવૃત્ત સર્વજ્ઞ વાદ–પ્રતિવાદી કરી શકે છે.

સ્વાત્મામાં તત્ત્વનિર્ણયેચ્છુ જિગીષુ સાથે તેમજ સ્વાત્મામાં તત્ત્વનિર્ણયેચ્છુ સ્વાત્મામાં તત્ત્વનિર્ણયેચ્છુ સાથે

વાદ–પ્રતિવાદ કરવાને લાયક નથી. તે સિવાય પરત્વતત્ત્વ-નિર્ણયેચ્છુ અસર્વજ્ઞ અથવા સર્વજ્ઞ સાથે વાદ-પ્રતિવાદ કરવાને યોગ્ય છે.

પરત્વતત્ત્વનિર્ણયેચ્છુ અસર્વજ્ઞ જિગીષુ વિગેરે ચારેની સાથે વાદ–પ્રતિવાદ કરવાને યોગ્ય છે.

પરત્વતત્ત્વનિર્ણયપ્રવૃત્ત સર્વજ્ઞ સાથે જિગીષુ–૧ સ્વાત્મામાં તત્ત્વનિર્ણયેચ્છુ સાથે પરત્વતત્ત્વનિર્ણય સર્વજ્ઞ–૨, અને પરત્વતત્ત્વનિર્ણયેચ્છુ અસર્વજ્ઞ સાથે પરત્વતત્ત્વનિર્ણયપ્રવૃત્ત સર્વજ્ઞ–૩. એ ત્રણ વાદ–પ્રતિવાદના પ્રસંગમાં ઉતરી શકે છે, પણ પરત્વતત્ત્વનિર્ણયપ્રવૃત્ત સર્વજ્ઞ સાથે પરત્વતત્ત્વનિ-ર્ણયપ્રવૃત્ત સર્વજ્ઞ ઉતરી શકે નહિ.

આ પ્રમાણે જિગીષુ સાથે સંબંધ રાખતા ત્રણ ભેદો, સ્વાત્મામાં તત્ત્વનિર્ણયેચ્છુની સાથે સંબંધ રાખતા બે ભેદો, પરત્વતત્ત્વનિર્ણયેચ્છુ અસર્વજ્ઞ સાથે સંબંધ રાખતા ચાર ભેદો અને પરત્વતત્ત્વનિર્ણયપ્રવૃત્ત સર્વજ્ઞ સાથે સંબંધ રાખતા ત્રણ ભેદો–એમ બધા મળી બાર ભેદો વાદ-ભૂમિકામાં ઘટે છે.

જે વાદમાં વાદી યા પ્રતિવાદી તરીકે જિગીષુ હોય, તે વાદ મધ્યસ્થ સભાસદો અને સભાપતિના સમક્ષમાં હોવો જોઇએ, જેથી ઉપદ્રવનો પ્રસંગ ન ઉદ્ભવે. એથી જ જિગીષુના વાદને ચતુરંગ ( વાદી, પ્રતિવાદી, સભ્ય, સભા-પતિ એ ચારે અંગોથી યુક્ત ) બતાવવામાં આવ્યો છે. જ્યાં વાદી અને પ્રતિવાદી બન્ને તત્ત્વનિર્ણિનીષુ ( સ્વાત્મામાં તત્ત્વનિર્ણય ઇચ્છનાર અથવા બીજાને નિર્ણીતતત્ત્વ બનાવવા

ચાહનાર) મળ્યા હોય ત્યાં સભ્ય, સભાપતિની આવશ્યકતા હોતી નથી, કેમકે-જ્યાં ખૂદ વાદી-પ્રતિવાદી પોતે જ તત્ત્વ-નિર્ણય કરવા યા કરાવવાના ઉમેદવાર છે ત્યાં કોઈ ઉપદ્રવનો સંભવ હોય જ શાનો કે જેથી સભ્ય-સભાપતિની જરૂર હોઇ શકે ? એટલું છે કે અગર પરત્વતત્ત્વનિર્ણિનીષુ ક્ષાયોપશમિક જ્ઞાની સામા પ્રતિવાદીના હૃદયમાં યથાર્થ રીતે તત્ત્વનિર્ણય ઉપર શ્રદ્ધા ન બેસાડી શકે, તો તેવા વાદ અવસરે મધ્યસ્થ સભાસદોની હાજરી હોવી જરૂરની છે. જે વાદભૂમિમાં જિગીષુ ન હોય અને સર્વજ્ઞ વાદી યા પ્રતિવાદી હોય, તો તે સ્થળે સભ્ય સભાપતિની જરૂર પડતી નથી. અહીં એક પ્રશ્ન ઊભો થાય છે કે-કોઇ એવો જિગીષુ અથવા પરત્વતત્ત્વનિર્ણિનીષુ મનુષ્ય હોય ખરો, કે જે સર્વજ્ઞને પણ યુક્તિ-પ્રપંચોથી જીતવાની અથવા તેમને તત્ત્વજ્ઞ બનાવવાની ઈચ્છા રાખી તેમની સાથે વાદમાં ઉતરે ? પરંતુ સમજવું જોઈએ કે-મોહની દારુણતા સીમા વગરની છે. વિચિત્ર પ્રકૃતિના માણુસોથી સંસાર ભરેલો છે, તો પછી ઉપર કહ્યો તેવો કોઇ માણુસ નીકળે એમાં અસંભવ જેવું નથી. સુપ્રસિદ્ધ વાત છે કે-ભગવાન શ્રી **મહાવીરસ્વામીને** જીતવા માટે **ઇન્દ્રભૂતિ-ગૌતમ** કેવા અહંકારપૂર્ણ આડંબરથી તેમની પાસે આવ્યા હતા ? (પછીથી જો કે પ્રભુની મુદ્રા અને તેમના મધુર વચનોથી પ્રશાન્ત થયા. અસ્તુ.)

વાદ-કથા માટે સભાસદો એવા હોવા જોઇએ કે જેઓ વાદી-પ્રતિવાદીના સિદ્ધાન્તોને સમજવામાં બહુ કુશળ હોય, તે સિદ્ધાન્તોને ધારણ કરવામાં બહુ નિપુણ હોય

એવા બહુશ્રુત તથા પ્રતિભા, ક્ષમા અને માધ્યસ્થભાવવાળા હોય. આવા સભ્યો વાદી-પ્રતિવાદી બન્નેની સંમતિપૂર્વક મુકરર કરવામાં આવેલા હોવા જોઇએ.

સભાસદોનું કર્ત્તવ્ય એ છે કે-વાદસ્થાન સ્થિર કરવું અને જે વિષય ઉપર વાદકથા ચલાવવાની હોય તેનો પ્રસ્તાવ તથા પૂર્વપક્ષ-ઉત્તરપક્ષનો નિયમ કરવો, તેમજ વાદી-પ્રતિવાદીની પરસ્પર સાધક-બાધક યુક્તિઓના ગુણ-દૂષણનું અવધારણ કરવું. વળી સમય ઉપર ઉચિત રીતે યથાર્થ તત્ત્વને જાહેર કરી કથા બંધ કરાવવી. એ પ્રમાણે ફલની ઉદ્ઘોષણા કરવી અર્થાત્ વાદી-પ્રતિવાદીના જય અને પરાજય હોય તે વિષેનું પ્રગટીકરણ કરવું.

વાદને માટે સભાપતિ એવો હોવો જોઈએ કે જે પ્રજ્ઞાવાન, આજ્ઞેશ્વર અને મધ્યસ્થદૃષ્ટિ હોય. પ્રજ્ઞા વગરનો સભાપતિ વાદભૂમિની અંદર કોઇ પ્રસંગ પર તાત્ત્વિક વિષય પર બોલવાનું આવી પડે તો શું બોલી શકશે ? એ માટે સભાપતિમાં પ્રથમ ગુણ પ્રજ્ઞા આપેક્ષિત છે. આજ્ઞેશ્વરત્વ ગુણ પણ સભાપતિમાં અતિ આવશ્યકતા ધરાવે છે, નહિ તો કદાચિત્ કલહ-ફિસાદ ઊભો થતાં વાદકથાનું પરિણામ શું આવે ? એ જ પ્રમાણે મધ્યસ્થ દૃષ્ટિ રાખવાનો પણ સ્વભાવ સભાપતિને માટે અતિ જરૂરનો છે.

સભાપતિનું કર્ત્તવ્ય વાદી, પ્રતિવાદી અને સભાસદોથી પ્રતિપાદિત થયેલા પદાર્થોનું અવધારણ કરવું, વાદમાં કોઈ ઝઘડો ઊભો કરે તો તેને અટકાવવો અને વાદ પહેલાં વાદી-પ્રતિવાદીમાં જે પ્રતિજ્ઞા થઇ હોય અર્થાત્ જે હારે તે

વિજેતાનો શિષ્ય થાય, એવી યા બીજા પ્રકારની જે પ્રતિજ્ઞા થઇ હોય તેને પૂર્ણ કરાવવી તથા પરિતોષિક આપવું એ છે.

અન્ય વિદ્વાનો વાદ, જલ્પ અને વિતંડા એમ કથાના ત્રણ વિભાગો માને છે. છલ વિગેરેનો પ્રયોગ જેમાં થાય તે કથાને 'જલ્પ' કહેવામાં આવી છે. સ્વપક્ષસ્થાપન તરફ પ્રવૃત્તિ નહિ કરતાં પરપક્ષનો પ્રતિક્ષેપ કરવા તરફ વાગાડંબર ઉઠાવવો એને 'વિતંડા' કહેવામાં આવી છે. આ વિતંડા વસ્તુસ્થિતિએ કથા હોવાને યોગ્ય નથી. જલ્પ કથાનો વાદમાં સમાવેશ થઈ શકે છે. જિગીષુના છ વાદિત્વ યા પ્રતિવાદીત્વમાં જે કથા ચાલે છે તેને વાદકથા પણ કહી શકાય છે.

વાદકથામાં છલપ્રયોગ ન થાય એ ખરી વાત છે, પણ કદાચિત્ અપવાદ દશામાં છલપ્રયોગ કરવામાં આવે તો એથી તે વાદકથા મટી શક્તી નથી. 'જલ્પ'ને વાદકથાનો જ એક વિશેષ ભાગ માનીએ તો એ ખોટું નથી.

પ્રકારાન્તરથી વાદના ત્રણ ભેદો પડે છે. શુષ્કવાદ, વિવાદ અને ધર્મવાદ. બકવાદી અધર્માત્માની સાથે જે વાદ કરવો તે '**શુષ્કવાદ**' છે. ફક્ત વિજયલક્ષ્મીને ચાહનાર એવા વાવદૂક સાથે જે છલ-જાતિપ્રધાન વાદ કરવો તે '**વિવાદ**' છે. મધ્યસ્થ, ગંભીર અને બુદ્ધિમાન એવા શાણા મનુષ્યની સાથે શાસ્ત્રમર્યાદાપૂર્વક જે વાદ કરવો તે '**ધર્મવાદ**' છે. આ ત્રણ વાદોમાં છેલ્લો જ વાદ કલ્યાણકારી છે. પહેલો વાદ તો વસ્તુતઃ બકવાદ છે. બીજો વાદ પણ જોખમભરેલો અથવા ફલરહિત છે. દેશ, સમય, સભા

વિગેરે સંયોગો જોઈ તદનુસાર વિવેકપૂર્વક વાદ કરવો. વિજય-લક્ષ્મીને ચાહનારની સાથે વાદ કરવો અસ્થાને નથી, પણ સમય, પ્રસંગ ઓળખી લેવો જોઈએ. સામગ્રી અનુકૂળ રહે તેવાની સાથે જો ઉચિત રીતે વાદ કરવામાં આવ્યો હોય તો શાસનની પ્રભાવના થાય છે અને મહત્ પુણ્ય મેળવાય છે, પરંતુ ઈતર દર્શનીયાદિ બકવાદી, વાક્પટુ ધર્મદ્વેષીની સાથે તો ભૂલેચૂકે પણ વાદના પ્રસંગમાં ન ઉતરવું.

ભ૦ શ્રી. હરિભદ્રસૂરિજી સ્વરચિત **યોગબિન્દુ** ગ્રન્થરત્નમાં પ્રતિપાદિત કરે છે કે–કુતર્કજનિત વાદ વ્યર્થ છે, તત્ત્વસિદ્ધિ મેળવવાનું સાધન તો યોગ જ છે.

“ एवं च तत्त्वसंसिद्धेर्योग एव निबन्धनम् ।
अतो यद् निश्चितैवेयं नान्यतस्त्वीदृशी क्वचित् ॥
अतोऽत्रैव महान् यत्नस्तत्तत्त्वप्रसिद्धये ।
प्रेक्षावता सदा कार्यो वादग्रन्थस्त्वकारणम् ॥ ”

અર્થાત્–એ પ્રકારે તત્ત્વસિદ્ધિ મેળવવાનું સાધન ‘યોગ’ જ છે. યોગથી જેવી રીતે તત્ત્વસિદ્ધિ નિશ્ચત થાય છે તેવી રીતે બીજાથી થતી નથી. એ માટે એમાં જ (યોગમાં જ) તે તે તત્ત્વોનો યથાર્થ સ્ફુટ પ્રતિભાસ કરવા માટે પ્રેક્ષાવાને પ્રયત્ન કરવો જોઈએ. એને માટે વાદના ગ્રન્થો કારણ નથી.

વિદ્વાનોની સભામાં અનેક પ્રકારના વાદ–પ્રતિવાદો થતાં જોવામાં આવે છે, પરંતુ એથી તત્ત્વનો અન્ત પ્રાપ્ત થતો નથી. એ વિષે ઘાંચીના બળદનું ઉદાહરણ આપી ઉપાધ્યાય શ્રી યશોવિજયજી ભગવાન્ આગળ કથન કરે છે કે—

" वादांश्च प्रतिवादांश्च, वदन्तोऽनिश्चितांस्तथा ।
तत्त्वान्तं नैव गच्छन्ति, तिलपीलकवद् गतौ ॥ "

**ભાવાર્થ**-ઘાંચીના બળદની આંખે પાટા બાંધેલા હોય છે. તે સવારથી ફરવા માંડે છે અને ફરતાં ફરતાં સાંજ પૂરી કરે છે. એટલા લાંબા વખત સુધી ભ્રમણ કરવા છતાં તે બળદ ત્યાં ને ત્યાં જ સ્થિત રહેલો હોય છે. આ પ્રમાણે વિકલ્પ જાળોથી ભરેલા વાદ-પ્રતિવાદો કરવા છતાં પણ તેનું ફળ વિકલ્પજાળમાં જ સમાપ્ત થાય છે. હૃદયંગમ તત્ત્વપ્રકાશ મળી શકતો નથી અર્થાત્ તત્ત્વપ્રકાશ-તત્ત્વસિદ્ધિ તો ઉપર કથિત '**યોગ**'દ્વારા જ પ્રાપ્ત થાય છે.

કહેવાનો હેતુ એ છે કે-શાસનની પ્રભાવના માટે, શ્રદ્ધામાં સ્થિર થવા તથા અન્યને કરવા માટે '**ધર્મવાદ**' યુક્ત છે, સિવાય બીજા વાદો કુતર્કજનિત-અપ્રશસ્ત હોઈ વ્યર્થ છે.

( અધ્યાત્મ તત્ત્વાલોકનું અવતરણ વધારા સાથે. )

▲ ▲ ▲

## ગૃહસ્થને પ્રથમ સાધ્ય કરવા યોગ્ય

ગૃહવાસનો જેને ઉદય વર્તે છે, તે જો કાંઈ પણ શુભ ધ્યાનની પ્રાપ્તિ ઈચ્છતા હોય તો તેના મૂળ હેતુભૂત એવા અમુક સદ્દવર્તન-પૂર્વક રહેવું યોગ્ય છે. જે અમુક નિયમમાં 'ન્યાયસંપન્ન આજીવિકાદિ વ્યવહાર' તે પહેલો નિયમ સાધ્ય કરવો ઘટે છે. એ નિયમ સાધ્ય થવાથી ઘણા આત્મગુણો પ્રાપ્ત થવાનો અધિકાર ઉત્પન્ન થાય છે. આ પ્રથમ નિયમ ઉપર જો ધ્યાન આપવામાં આવે અને એ નિયમને સિદ્ધ જ કરવામાં આવે, તો કષાયાદિ સ્વભાવથી મંદ પડવા યોગ્ય થાય છે અથવા જ્ઞાનીનો માર્ગ આત્મપરિણામી થાય છે.

# નય-પ્રમાણુ-સ્યાદ્વાદ વચ્ચેનો સંબંધ અને અંતર

[ વર્ષો પૂર્વે પ્રગટ થતાં જૈન સાહિત્ય સંશોધકના ત્રીજા ખંડના પ્રથમ અંકમાં પં. સુખલાલજીએ ન્યાયાવતારનાં બે પદ્યોનું પ્રશ્નોત્તરપૂર્વક વિશદ સ્પષ્ટીકરણ કરેલું, જેના વિષે બહુ થોડા જ્ઞાત હશે. સદર લેખ અતીવ સમજવા યોગ્ય ઉપયોગી જણાયાથી અત્ર તેનો અક્ષરશઃ ઉતારો આપવામાં આવ્યો છે. ફેર માત્ર ત્યાં બે પદ્યો અનંતર છે, જ્યારે અત્ર તે છૂટા કરી મૂકવામાં આવ્યા છે. ત્રિમાસિકના વિદ્વાન્ સંપાદકે આના સંબંધમાં એવો અભિપ્રાય વ્યક્ત કર્યો છે કે–"જે સ્પષ્ટીકરણ શ્લોક ૨૯–૩૦ ના વિવેચનમાં કરવામાં આવ્યું છે તે તો અમારા અભિપ્રાય પ્રમાણે અદ્વિતીય અને અનન્ય જ્ઞાત જેવું છે." આ ઉપરથી પ્રસ્તુત લેખની મહત્ત્વતા આ વિષયના જ્ઞાતા વિદ્વાન્ મહાશયોને જણાઈ આવશે. ]

**अनेकान्तात्मकं वस्तु, गोचरः सर्वसंविदाम् ।**
**एकदेशविशिष्टोऽर्थो, नयस्य विषयो मतः ॥ २९ ॥**

(ન્યાયાવતાર)

**અર્થાત્**–"અનેક ધર્માત્મક વસ્તુ એ સર્વ સંવેદનનો–પ્રમાણુનો વિષય મનાય છે અને એક દેશ–અંશ સહિત વસ્તુ એ નયનો વિષય મનાય છે." ૨૯

પ્ર૦–પ્રમાણુનો વિષય થનારી વસ્તુઓ કરતાં નયનો વિષય થનારી વસ્તુઓ શું તદ્દન જુદી હોય છે, કે જેથી પ્રમાણુ અને નયના વિષયને તદ્દન જુદો જુદો બતાવી શકાય?

ઉ૦–ના, એક–બીજાથી જુદા એવા વસ્તુઓના કોઈ બે વિભાગ નથી, કે જેમાંથી એક વિભાગ પ્રમાણનો વિષય બને અને બીજો વિભાગ નયનો વિષય બને.

પ્ર૦–જો પ્રમાણ અને નયનો વિષય થનાર વસ્તુ એક જ હોય, તો પછી બન્નેનો વિષયભેદ કેવી રીતે?

ઉ૦–વસ્તુ ભલે એક જ હોય, પણ જ્યારે તે વસ્તુ અમુક વિશેષતાદ્વારા અર્થાત્ અમુક વિશેષ ધર્મોની પ્રધાનતા છતાં અખંડિતપણે ભાસે છે, ત્યારે તે અનેક ધર્માત્મક વિષય કહેવાય છે: પરંતુ જ્યારે તે જ વસ્તુમાંથી કોઈ એક અંશ છૂટો પડી પ્રધાનપણે ભાસે છે, ત્યારે તે એક અંશ–વિશિષ્ટ વિષય કહેવાય છે. આ વાત દાખલાથી સ્પષ્ટ કરીએ. આંખ સામે કોઈ એક ઘોડો આવે ત્યારે અમુક આકાર, અમુક કદ અને અમુક રંગ એ એની વિશેષતાઓ પ્રધાનપણે ભાસે છે, પણ તે વખતે એ વિશેષતાઓની પ્રધાનતા છતાં અભિન્નરૂપે અન્ય વિશેષતાઓ સહિત સમગ્ર ઘોડો જ ચાક્ષુષ જ્ઞાનનો વિષય બને છે. તે વખતે કાંઇ તેની અમુક વિશેષતાઓ બીજી વિશેષતાઓ કરતાં છૂટી પડી ભાસતી નથી કે ઘોડારૂપ અખંડ પદાર્થમાંથી આકારાદિ તેની વિશેષતાઓ પણ તદ્દન ભિન્નપણે ભાસતી નથી. માત્ર અમુક વિશેષતાઓ દ્વારા તે આખો ઘોડો જ અખંડપણે આંખનો વિષય બને છે. એ જ પ્રમાણનો વિષય થવાની રીત છે. પ્રમાણના વિષય થયેલ એ ઘોડાનું જ્ઞાન જ્યારે બીજાને શબ્દદ્વારા કરાવવું હોય, ત્યારે તે ઘોડાની અમુક વિશેષતાઓ બીજી વિશેષતાઓ કરતાં બુદ્ધિદ્વારા છૂટી પાડી વક્તા કહે છે કે–આ

ઘોડો લાલ છે, ઊંચો છે કે અમુક આકારનો છે. તે વખતે વક્તાના બૌદ્ધિક વ્યાપારમાં કે શ્રોતાની જ્ઞાનક્રિયામાં ઘોડો ભાસમાન છતાં તે માત્ર ગૌણ હોય છે અને તેની વિશેષતાઓ જે બીજી વિશેષતાઓ કરતાં જુદી પાડી કહેવામાં આવે છે તે જ મુખ્ય હોય છે. તેથી જ એ વખતે જ્ઞાનનો વિષય બનતો ઘોડો અમુક અંશ વિશિષ્ટ વિષય બને છે. એ જ વિષયનો નય થવાની રીત છે.

આ વક્તવ્યને બીજા શબ્દોમાં–ટૂંકમાં એ રીતે પણ કહી શકાય કે–ભાનમાં અમુક વિશેષતાઓ છતાં, પ્રધાનતા છતાં જ્યારે ઉદ્દેશ્ય અને વિધેયના વિભાગ સિવાય જ વસ્તુ ભાસમાન થાય ત્યારે તે પ્રમાણનો વિષય અને જ્યારે વસ્તુ ઉદ્દેશ્ય–વિધેયના વિભાગપૂર્વક ભાસમાન થાય ત્યારે તે નયનો વિષય. આ રીતે વસ્તુ એક જ છતાં તેના ભાનની રીત જુદી જુદી હોવાથી પ્રમાણ અને નયમાં તેનો વિષયભેદ સ્પષ્ટ છે.

**પ્ર૦–પ્રમાણની પેઠે નય પણ જો જ્ઞાન જ હોય તો એમાં તફાવત શો?**

ઉ૦–ઇન્દ્રિયોની મદદથી કે મદદ સિવાય જ ઉત્પન્ન થયેલું જ્ઞાન જ્યારે કોઈ વસ્તુને યથાર્થપણે પ્રકાશિત કરે છે, ત્યારે તે પ્રમાણ કહેવાય છે અને પ્રમાણદ્વારા પ્રકાશિત થયેલી વસ્તુને શબ્દદ્વારા બીજાને જણાવવા માટે તે વસ્તુના વિષયમાં જે માનસિક વિચારક્રિયા થાય છે તે નય. અર્થાત્ શબ્દમાં ઉતારાતી કે ઉતારવા લાયક જે (વચન) ક્રિયા તે નય અને એનો પુરોગામી (જ્ઞાન)–વ્યાપાર તે પ્રમાણ. આ ઉપરાંત નય અને પ્રમાણનું અંતર એક એ છે કે–નય-

જ્ઞાન તે પ્રમાણજ્ઞાનના અંશરૂપે છે અને પ્રમાણજ્ઞાન તે નયજ્ઞાનના અંશી કે સમૂહરૂપે છે, કારણ કે-પ્રમાણવ્યાપારમાંથી જ નયવ્યાપારની ધારાઓ પ્રગટે છે.

પ્ર૦-પ્રમાણ અને નય શબ્દની વ્યુત્પત્તિ બતાવી તેનો અર્થભેદ સ્પષ્ટ કરો.

ઉ૦-પ્ર + માન = ( જે જ્ઞાનવડે પ્ર-અભ્રાન્તપણે વસ્તુનું માન-પ્રકાશન ( નિર્ણય ) થાય તે ) પ્રમાણ. ની + અ ( ની-પ્રમાણદ્વારા જાણેલી વસ્તુને બીજાની અર્થાત્ શ્રોતાની બુદ્ધિમાં પહોંચાડવાની ક્રિયા. અ-કરનાર વક્તાનો માનસિક વ્યાપાર તે ) નય.

પ્ર૦-જૈન ન્યાય ગ્રન્થોની જેમ જૈનેતર ન્યાય ગ્રન્થોમાં નય વિષે મીમાંસા છે કે નહિ ?

ઉ૦-નથી. જો કે જૈન અને જૈનેતર બન્નેના તર્કગ્રન્થોમાં મીમાંસા છે, છતાં નયને પ્રમાણથી છૂટો પાડી તેના ઉપર સ્પષ્ટ અને વિસ્તૃત મીમાંસા તો માત્ર જૈનોએ જ કરી છે.

આ રીતે નય અને પ્રમાણના વિષય ઉપર પ્રકાશ પાડનારા ૨૯મા પદ્યનું સ્પષ્ટીકરણ છે.

“ नयानामेकनिष्ठानां, प्रवृत्तेः श्रुतवर्त्मनि ।
सम्पूर्णार्थविनिश्चायि, स्याद्वादश्रुतमुच्यते ॥ ३० ॥”

( ન્યાયાવતાર )

**અર્થાત્**-એક-નિષ્ટ એક એક ધર્મને ગ્રહણ કરવામાં લીન એવા નયોની પ્રવૃત્તિ શ્રુતમાર્ગમાં હોવાથી સંપૂર્ણ

વસ્તુને નિશ્ચિત કરનાર અર્થાત્ વસ્તુને સમગ્રપણે પ્રતિપાદન કરનાર તે સ્યાદ્વાદશ્રુત કહેવાય છે. ૩૦

આ નય અને સ્યાદ્વાદના સંબંધને સૂચવનારા પદ્યનું નીચે મુજબ સ્પષ્ટીકરણ આપવામાં આવ્યું છે—

પ્ર૦–શ્રુત એટલે શું ?

ઉ૦–આગમજ્ઞાન તે શ્રુત.

પ્ર૦–શું બધું શ્રુત એક જ જાતનું છે કે તેમાં જાણવા જેવો ખાસ ભેદ છે ?

ઉ૦–ભેદ છે.

પ્ર૦–તે કયો ?

ઉ૦–શ્રુતના મુખ્ય બે ભાગ પાડી શકાય. એક તો અંશગ્રાહી વસ્તુને એક અંશથી સ્પર્શ કરનાર અને બીજો સમગ્રગ્રાહી વસ્તુને સમગ્રપણે ગ્રહણ કરનાર. અંશગ્રાહી તે નયશ્રુત અને સમગ્રગ્રાહી તે સ્યાદ્વાદશ્રુત.

આ કથનને વધારે સ્પષ્ટ કરીએ. કોઈ એક તત્ત્વ પ્રતિપાદન કરનાર એક આખું શાસ્ત્ર, આખું પ્રકરણ કે આખો વિચાર તે તે તત્ત્વ પૂરતું સ્યાદ્વાદશ્રુત અને તેમાંના તે તત્ત્વને લગતા જુદા જુદા અંશો ઉપરના ખંડ વિચારો તે નયશ્રુત. આ વિચારો એક એક છૂટા છૂટા લઈએ ત્યારે નયશ્રુત અને બધાનું પ્રસ્તુત તત્ત્વ પરત્વે એકીકરણ તે તે સ્યાદ્વાદશ્રુત. કોઈ એક તત્ત્વ પરત્વે નય અને સ્યાદ્વાદશ્રુતનો જે આ ભેદ તે જ સંપૂર્ણ જગત્ પરત્વે ઘટાવી શકાય.

પ્ર૦–દાખલો આપી સમજાવો.

ઉ૦–સમગ્ર ચિકિત્સાશાસ્ત્ર એ આરોગ્યતત્ત્વનું સ્યાદ્વાદશ્રુત છે, પણ આરોગ્યતત્ત્વને લગતાં આદાન, નિદાન, ચિકિત્સા આદિ જુદા જુદા અંશો ઉપર વિચાર કરનાર એ શાસ્ત્રના તે તે અંશો, એ ચિકિત્સાશાસ્ત્રરૂપ સ્યાદ્વાદશ્રુતના અંશો હોવાથી તે તત્ત્વ પરત્વે નયશ્રુત છે. આ રીતે નયશ્રુત તે અંશોનો સરવાળો છે.

પ્ર૦–નય અને સ્યાદ્વાદને જૈનશ્રુતમાં ઘટાવવા હોય તો કેવી રીતે ?

ઉ૦–જૈનશ્રુતમાંના કોઈ એકાદ શ્રુતને લ્યો કે જે એક જ અભિપ્રાયનું સૂચક હોય. તે નયશ્રુત અને એવાં અનેક અભિપ્રાયોનાં સૂચક અનેક સૂત્રો (પછી ભલે તે પરસ્પર-વિરોધી ભાસતા હોય) તે સ્યાદ્વાદશ્રુત. દાખલા તરીકે–'**पडुप्पन्ने नेरइए विणस्सइ**' એ સૂત્ર લ્યો. એનો અભિપ્રાય એ છે કે–નારકી જીવ ઉત્પન્ન થતાં વેંત જ નાશ પામે છે. આ અભિપ્રાય ક્ષણભંગસૂચક છે, એટલે નારકી જીવનો ઉત્પાદ અને વ્યય સૂચવે છે. તેવી જ રીતે નારકી જીવની સ્થિરતાનું વર્ણન કરનાર બીજા સૂત્રો લ્યો.

પ્ર૦–**णेरयाणं भंते ! केवइयं कालं ठिई पन्नता ?**

ઉ૦–**गोयमा ! जहण्णेणं दस वाससहस्साइं उक्कोसेणं तेत्तीस सागरोवमाइं ठिई पन्नत्ता ।**

(भगवती पृ. ५२, श. १, उ. १)

એ બધા જ સૂત્રો જુદા જુદા નારકી પરત્વે નયવાક્ય છે અને એક સાથે મળે ત્યારે સ્યાદ્વાદશ્રુત બને છે.

પ્ર૦–ત્યારે એમ થયું કે–વાક્ય એ નય અને વાક્ય-સમૂહ તે સ્યાદ્વાદ: અને જો એમ હોય તો પ્રશ્ન થાય છે કે–એ એક જ વાક્ય સ્યાદ્વાદાત્મક–અનેકાન્તદ્યોતક હોઇ શકે?

ઉ૦–હોઇ શકે.

પ્ર૦–કેવી રીતે? કારણ કે–એક વાક્ય એ કોઈ એક વસ્તુ પરત્વે એક અભિપ્રાયનું સૂચક હોવાથી તેના કોઈ એક અંશને સ્પર્શ કરી શકે, બીજા અંશોને સ્પર્શ ન કરી શકે. તો પછી તે એક વાક્ય સમગ્રગ્રાહી ન થઈ શકવાથી સ્યાદ્વાદશ્રુત કેવી રીતે કહી શકાય?

ઉ૦–અલબત્ત, દેખીતી રીતે એક વાકય વસ્તુના અમુક એક અંશનું પ્રતિપાદન કરે છે, પણ જ્યારે વક્તા તે વાકયવડે એક અંશનું પ્રતિપાદન કરવા છતાં પ્રતિપાદન કરાતાં તે અંશ સિવાયના બીજા અંશોને પણ એક જ સાથે પ્રતિપાદન કરવા ઇચ્છે, ત્યારે તે ઇતર અંશોને પ્રતિપાદનના સૂચક **સ્યાત્** શબ્દનો વાકયમાં પ્રયોગ કરે છે અથવા તો **સ્યાત્** શબ્દનો ઉચ્ચાર કર્યા સિવાય પણ જ્યારે વક્તા તે શબ્દના ભાવને મનમાં રાખી વાકયને ઉચ્ચારે છે, ત્યારે તે વાકય સાક્ષાત્ અંશ માત્રગ્રાહી દેખાવા છતાં પણ સ્યાત્ શબ્દ સાથે અથવા સ્યાત્ શબ્દ સિવાય જ ઇતર સમગ્ર અંશોના પ્રતિપાદનના ભાવથી ઉચ્ચારાયેલું હોવાને લીધે સ્યાદ્વાદશ્રુત કહેવાય છે.

પ્ર૦-વક્તા સ્યાત્ શબ્દનો પ્રયોગ ન કરે તેમજ તેનો ભાવ પણ મનમાં ન રાખે, તો તે જ વાકય કયી કોટિમાં આવે?

ઉ૦-નયશ્રુતની કોટિમાં આવે.

પ્ર૦-જ્યારે વક્તા પોતાને ઈષ્ટ એવા એક અંશનું નિરાકરણ જ કરતો હોય ત્યારે તે વાક્ય ક્યા શ્રુતની કોટિમાં આવે?

ઉ૦-દુર્નય અથવા મિથ્યાશ્રુતની કોટિમાં આવે.

પ્ર૦-કારણ શું?

ઉ૦-વસ્તુના પ્રમાણુસિદ્ધ અનેક અંશોમાંથી એક જ અંશને સાચો ઠરાવવા તે વક્તા આવેશમાં આવી જઈ બીજા સાચા અંશોનો અપલાપ કરે છે, તેથી તે વાક્ય એક અંશ પૂરતું સાચું હોવા છતાં ઇતર અંશોના સંબંધમાં વિચ્છેદ પૂરતું ખોટું હોવાથી દુર્નયશ્રુત કહેવાય છે.

પ્ર૦-આવા અનેક દુર્નય વાક્યો મળે તો સ્યાદ્વાદશ્રુત બને ખરું?

ઉ૦—ના, કારણ કે–આવા વાક્યો પરસ્પર એકબીજાનો વિરોધ કરતા હોવાથી વ્યાઘાત–અથડામણી પામે છે. તે પોતપોતાની કક્ષામાં રહેલા વસ્તુના અંશ માત્રનું પ્રતિપાદન કરવાને બદલે બીજાની કક્ષામાં દાખલ થઈ તેનું મિથ્યાપણું બતાવવાની મોઘ ક્રિયા કરે છે, તેથી તે મિથ્યાશ્રુત છે; અને તેથી જેમ પરસ્પર અથડાતા વિરોધી અનેક માણસો એક સમૂહબદ્ધ થઈ કોઈ એક કાર્ય સાધી નથી શકતા, ઉલટું તે એકબીજાના કાર્યના બાધક બને છે, તેમ અનેક દુર્નય વાક્યો એક સાથે મળી કોઈ એક વસ્તુને સંપૂર્ણ જણાવવાની વાત તો બાજુએ રહી, તે એકબીજાના

આંશિક અર્થના સત્ય પ્રતિપાદનને પણ સત્યપણે પ્રગટ થતાં અટકાવે છે.

પ્ર૦–કોઈ એક જ વસ્તુનું વર્ણન કરવાને પ્રસંગે દુર્નય, નય અને સ્યાદ્વાદ–એ ત્રણે શ્રુત ઘટાવવાં હોય તે ઘટી શકે ખરાં ? અને ઘટી શકે તો શી રીતે ?

ઉ૦–કોઇએ જગત્‌ના નિત્યપણા કે અનિત્યપણા વિષે પ્રશ્ન કર્યો કે–જગત્ નિત્ય છે, અનિત્ય છે, ઉભયરૂપ છે કે એથી વિલક્ષણ એટલે અનુભયરૂપ છે ? આનો ઉત્તર આપનાર વક્તાને જો પ્રમાણથી એવો નિશ્ચય થયો હોય કે–જગત્ નિત્ય–અનિત્ય ઉભયરૂપ છે; અને તે પછી તે ઉત્તરમાં જણાવે છે કે–જગત્ નિત્યરૂપેય છે અને અનિત્યરૂપેય છે. તો એ ઉત્તરમાં એક જ વસ્તુ પરત્વે પરસ્પર વિરોધી એવા બે અંશોના પ્રતિપાદન બે વાક્યો હોવા છતાં તે બંને મળી સ્યાદ્વાદશ્રુત છે, કારણ કે–એ પ્રત્યેક વાક્ય એક જ વસ્તુના વાસ્તવિક અંશને પોતપોતાની દૃષ્ટિએ પ્રતિપાદન કરે છે અર્થાત્ પોતાની મર્યાદામાં રહી મર્યાદિત સત્ય પ્રગટ કરે છે, છતાં પ્રતિપક્ષીની મર્યાદાનો તિરસ્કાર કે સ્વીકાર કરતા નથી. ઉક્ત બંને વાક્યોમાંથી કોઈ એકાદ જ વાક્ય લઈએ તો તે નયશ્રુત હોઈ શકે, પણ એ ત્યારે જ કે જો વક્તાએ એ વાક્યને પ્રસ્તુત વસ્તુના ઇષ્ટ અંશનું પ્રતિપાદન કરવા માટે યોજેલું હોવા છતાં વિરોધી બીજા અંશ પરત્વે તે માત્ર તટસ્થ કે ઉદાસીન હોય. આથી ઊલટું એ બે વાક્યોમાંથી કોઇ એક વાક્ય દુર્નયશ્રુત હોઇ શકે, પણ તે ત્યારે કે જો વક્તા એ વાક્ય

વડે ઈષ્ટ અંશનું પ્રતિપાદન કરવા સાથે જ બીજા પ્રમાણિક અંશનો નિષેધ કરે. જેમકે–જગત્ નિત્ય જ છે અર્થાત્ અનિત્ય નથી.

પ્ર૦–વિચારો અનંત હોવાથી વિચારાત્મક નયો પણ અનંત હોય તો એને સમજવા એ કઠણ નથી શું ?

ઉ૦–છે જ, છતાં સમજી શકાય.

પ્ર૦–કેવી રીતે ?

ઉ૦–ટૂંકમાં સમજાવવા માટે એ બધા વિચારોને બે ભાગમાં વહેંચી શકાય. કેટલાક વસ્તુના સામાન્ય અંશને સ્પર્શ કરનારા હોય છે, કારણ કે–વસ્તુનું વિચારમાં આવતું કોઈ પણ સ્વરૂપ લઈએ તો કાં તો તે સામાન્ય હશે અને કાં તો તે વિશેષ હશે. આ કારણથી ગમે તેટલા વિચારોના ટૂંકમાં સામાન્યગ્રાહી અને વિશેષગ્રાહી એ બે ભાગ પડી શકે. એને શાસ્ત્રમાં અનુક્રમે દ્રવ્યાર્થિક અને પર્યાયાર્થિક એવાં નામ આપવામાં આવ્યાં છે.

પ્ર૦–આ સિવાય બીજું ટૂંકું વર્ગીકરણ થઇ શકે ?

ઉ૦–હા, જેમકે–**અર્થનય** અને **શબ્દનય.** વિચારો ગમે તે અને ગમે તેટલા હોય, પણ કાં તો તે મુખ્યપણે અર્થને સ્પર્શી ચાલતા હશે અને કાં તો તે મુખ્યપણે શબ્દને સ્પર્શી પ્રવૃત્ત થતાં હશે. અર્થસ્પર્શી તે બધા **અર્થનય** અને શબ્દસ્પર્શી તે બધા **શબ્દનય.** આ સિવાય ક્રિયા-નય, જ્ઞાનનય, વ્યવહારનય, પરમાર્થનય–એવાં અનેક યોગ્ય વર્ગીકરણ થઈ શકે.

પ્ર૦–આનો જરા વિસ્તાર કરવો હોય તો શક્ય છે ?

ઉ૦–હા, મધ્યમ પદ્ધતિએ સાત વિભાગ કરવામાં આવે છે, જેમાં પ્રથમના ત્રણ દ્રવ્યાર્થિક અને પાછળના ચાર પર્યાયાર્થિક છે. પ્રથમના ચાર અર્થનય અને પાછળના ત્રણ શબ્દનય છે. માત્ર અહીં એ સાત નામ આપીશું. વિગતમાં નહિ ઉતરીએ. વધારે વિગત અન્યત્ર ચર્ચીશું. (૧) નૈગમ, (૨) સંગ્રહ, (૩) વ્યવહાર, (૪) ઋજુ સૂત્ર (૫) શબ્દ, (૬) સમભિરૂઢ, અને (૭) એવંભૂત.

  

## આત્મઅસ્તિત્વ સિદ્ધિતાએ સાધનાદિ સિદ્ધિ

આત્માનું અસ્તિત્વ સિદ્ધ થવાથી ધર્મ, અધર્મ, પુન્ય, પાપ વિગેરેનું અસ્તિત્વ પણ સિદ્ધ થાય છે. જો આત્માનું અસ્તિત્વ ન સમજાય તો ધર્મ–અધર્માદિની હયાતિ બુદ્ધિગમ્ય થતી નથી, અને તેમ થવાથી નાસ્તિકભાવની પ્રાપ્તિ થવાનો સંભવ રહે છે. ધર્મ–અધર્માદિની હયાતિ છતાં તે ન સમજાયાથી નાસ્તિકભાવ થાય, તો આત્મા ઈંદ્રિયાસક્ત બની અનેક દુષ્કૃત્યોને આધીન થઈ નિર્ધ્વંસ પરિણામી થાય છે. તેમ થવાથી કલ્યાણ સાધવાને યોગ્ય થઈ શકતો નથી. માટે આત્માનું અસ્તિત્વ સિદ્ધ થવાથી સાધનોનું અસ્તિત્વ સિદ્ધ થાય છે, સાધનોનું અસ્તિત્વ સિદ્ધ થવાથી સત્કાર્યો તરફ પ્રીતિ અને અસત્કર્તવ્યો તરફ ઉપેક્ષા રહે છે, ધર્મ વા આત્મશ્રેય સાધવાની દૃઢ જિજ્ઞાસા થતાં દયા, શાંતિ, ત્યાગ, વૈરાગ્યાદિ ગુણો ઉત્પન્ન થાય છે અને આત્મા સન્માર્ગ સન્મુખ બને છે, જેને મુમુક્ષદશા કહે છે. તેવી સાચી મુમુક્ષુભાવના ઉત્પન્ન થવાથી આત્મશ્રદ્ધા થાય છે અને તેને શુદ્ધ વ્યવહાર સમકિત કહે છે.

# સાત નયની દૃષ્ટાંતરૂપે પારમાર્થિક ઘટના

કોઇ પણ વસ્તુની યથાર્થ પરીક્ષા કરવામાં નયઘટના કરી શકાય છે. ઈતર અંશનો અપલાપ કે પ્રતિક્ષેપ કર્યા વિના વસ્તુના કોઇ એક સદંશનું ગ્રહણ કરે, તે અપેક્ષાવિશેષનું નામ 'નય' એમ તેની શાસ્ત્રીય વ્યાખ્યા છે; અથવા વ્યુત્પત્તિથી જોઈએ તો 'ની' ધાતુ દોરી જવું-લઈ જવું, તે પરથી નય એટલે આગળ ને આગળ વસ્તુસ્વરૂપ ભણી દોરી જાય-લઈ જાય તે નય અથવા નય એટલે નીતિ-ન્યાય એમ સામાન્ય પરિભાષા છે. અર્થાત્ પ્રમાણપુરસ્સર સન્ન્યાયસંપન્ન કથન તે નય અને શ્રી જિનપ્રણીત નય પણ સન્ન્યાયસંપન્ન ન્યાયાધીશની જેમ મધ્યસ્થ પરીક્ષા કરનારો હોઈ તેને નય નામ યથાર્થપણે ઘટે છે.

એટલે નયનો પ્રયોગ પરમાર્થ સમજવા માટે અને પામવા માટે જરૂર કરી શકાય. અર્થાત્ આત્મશ્રદ્ધાના અનુમાપનમાં, પરમાર્થપ્રાપ્તિના ઉપક્રમમાં, ભક્તિવિષયમાં કે ચરણસેવા આદિ વિષયમાં તેની યથાર્થ અર્થઘટના કરી શકાય: અને તે પ્રમાણે શ્રી દેવચંદ્રજી આદિ મહાત્માઓએ કરેલ છે, માટે એમ કરવામાં કાંઈ દૂષણ કે વિરોધ જેવું નથી, એટલું જ નહિ પણ આત્માર્થી મુમુક્ષુને પરમાર્થ સમજવા માટે અને પામવા માટે તે પરમ ઉપકારી હોઈ પરમ પ્રશસ્ત અને રસપ્રદ છે.

સાત નયોમાંથી પ્રથમના ત્રણ નયો બાહ્ય નિમિત્ત સાધન છે અને પછીના ચાર નયો અંતર (ઉપાદાન) સાધન છે.

દૃષ્ટાંત-જેમ એક સોનીને કંઠી ઘડવાની ઇચ્છા થઇ. જો તે પ્રબળ પરિણામી ન હોય તો સોનાને અભાવે વા સંયોગોના અભાવે કંઠીનું કાર્ય થઇ શકતું નથી, પણ જ્યારે પ્રબળ ઇચ્છા થાય છે, ત્યારે તનતોડ પ્રયત્ન કરીને કાર્ય કરવા ઉત્સુક બને છે. આથી કાર્ય કરવાની દૃઢ ઇચ્છા-સંકલ્પ તે 'નૈગમ નય.' નિગમ શબ્દનો અર્થ સંકલ્પ પણ થાય છે. સંકલ્પ માત્રનો વિષય કરવાવાળો નૈગમ નય કહેવાય છે. કાર્ય કેમ કરવું તેનું સંપૂર્ણ જ્ઞાન નથી ( ગમ નથી ), છતાં પ્રબળ અને સારી ઇચ્છા જ એને કાર્ય તરફ દોરે છે-પ્રેરે છે-લઈ જાય છે. સારી પ્રબળ ઇચ્છા તે 'નૈગમ નય.' તે ઇચ્છાની પ્રેરણાથી વા પાવરથી સાધનસામગ્રી ( એરણ, હથોડી, અગ્નિ વગેરે )નો સંગ્રહ કરતો જાય તે 'સંગ્રહ નય.' પહેલો નય બીજા નય સુધી કાર્યનો સાધક સહાયક થાય તો તે નય. તેમ ન થાય તો પહેલો નય તે નયાભાસ બને છે. એમ ત્રીજાને, ત્રીજો ચોથાને પરંપરાએ સહાયક બને, આગળ લઈ જનાર પ્રેરક બને, ત્યારે ત્યારે પ્રેરક બનનાર પાછળનો નય, નય કહેવાય. પરંતુ જ્યારે જ્યારે વા જ્યારથી પ્રેરક બનતો અટકી જાય, ત્યારે ત્યારે તે તે નય નયાભાસી ( નિષ્ફળ પરિણામી ) બનતો જાય. સાધનસામગ્રી તૈયાર થઇ જાય ત્યારે 'વ્યવહાર નય' કહેવાય. આ ત્રણ નય વ્યવહારના વા નિમિત્તકારણના નયો કહેવાય છે. વ્યવહારના છ ભેદ છે-શુદ્ધ, અશુદ્ધ, શુભ, અશુભ, ઉપચરિત અને અનુપચરિત. આ છમાંથી જે વ્યવહાર ( સાધન-સામગ્રી ) પોતાની પ્રબળ પ્રેરણાથી ઉપાદાનને જાગ્રત કરીને સહાયક બને તો જ શુદ્ધ વ્યવહાર કહેવાય; નહિતર અશુદ્ધ વ્યવહારના નામમાં

આવીને વ્યવહારનયાભાસ બને છે. શુદ્ધ વ્યવહાર એટલે ઉપાદાનને સર્વ પ્રકારે સહાયક બને તે.

વ્યવહારની પૂર્ણતા થતાં ઉપાદાનસ્વરૂપ સુવર્ણની હાજરી થઈ તે 'ઋજુસૂત્ર નય.' ઋજુ એટલે સરળ અને સૂત્ર એટલે કાર્ય.

કુશળ કારીગર સુંદર સાધનોથી હજારો વર્ષ પર્યંત પ્રયત્ન કરે પણ સુવર્ણ વિના કંઠી થાય નહિ, તેમજ શુદ્ધ સુવર્ણ હજારો વર્ષ એરણ ઉપર પડી રહે છતાં કુશળ કારીગર વિના કદિ પણ કંઠી થાય જ નહિ: અર્થાત્ નિમિત્ત કારણ અને ઉપાદાનકારણ-એ બન્નેનું સમન્વયપણું વા સહકારીપણું થાય ત્યારે જ કાર્યની સિદ્ધિ થાય છે. સોનું ગાળી, ઢાળ પાડી, ઝીણા તાર કરી નાના આંકડા બનાવે, ત્યારે જે કાર્ય થવાનું તે શબ્દમાં આવી જાય અર્થાત્ આ કંઠી થાય છે, એમ કાર્યની પ્રત્યક્ષતા થાય તે '**શબ્દ નય**'.

કાર્ય સમ્યક્ પ્રકારે અભિરૂઢ (પરિણતિ પામે) અર્થાત્ કાર્યની સંપૂર્ણતા પહેલા થોડુંક ઓપવા વિગેરે બાકી રહે ત્યારે 'સમભિરૂઢ નય' થાય અને કાર્ય સંપૂર્ણપણે આપી પૉલીશ થઈ કંઠી તૈયાર થાય ત્યારે એવંભૂત નય થાય. જેમ છે તેમ કાર્યની પૂર્ણતા તેને 'એવંભૂતનય' કહેવાય.

આ સાતે નયનું સ્વરૂપ દૃષ્ટાંત ઉપર ઘટાવીને હવે મૂળ રૂપમાં તેનો ખ્યાલ કરીએ.

**આંતર સ્વરૂપ—૧.** અનાદિકાળના સંસાર પરિભ્રમણ કરતાં અવ્યક્તપણે વા ઓઘદૃષ્ટિએ પણ સદ્‌ગુરુની ઉપાસના કરતો અને અકામનિર્જરા કરતો કરતો આત્મા જ્યારે ૭૦ કોડાકોડી

સાગરોપમ મોહનીય કર્મની ઉત્કૃષ્ટ સ્થિતિમાંથી એક કોડા-કોડીમાં આવી યથાપ્રવૃત્તિકરણ સુધી પહોંચ્યા પછી, પૂર્વે અનેક ભવમાં અવ્યક્તપણે પણ સેવેલાં સદ્‌ગુરુની ઉપાસનાથી અંતરમાં જે જે સંસ્કારો પડયા હોય તે દૃઢિભૂત થઇને પરમાર્થમાર્ગ પામવાની સાચી–પ્રબળ ઇચ્છા–જિજ્ઞાસા થાય. સંસારના અનંત મોહવર્ધક સાધનોમાં શરીર, ધન, સ્ત્રી, કુટુંબ–એ ચાર સર્વોત્કૃષ્ટ મુખ્ય સાધનો છે. તેને મેળવવામાં, સાચવવામાં અને ભોગવવામાં જે પ્રીતિ છે, તેના કરતાં પ્રબળ પ્રીતિ પરમાર્થને પામવામાં થાય. આવી પરમાર્થ પામવાની સાચી અને પ્રબળ જિજ્ઞાસા થાય, તો સરળતા, સજ્જનતા પ્રમાણિકતા અને નિઃસ્વાર્થતાદિ ગુણો પ્રગટે. આવી નિર્મળ જિજ્ઞાસા અર્થાત્ પૂર્વસંસ્કારની પ્રબળ જાગૃતિ થવાથી પરમાર્થની તીવ્ર ઇચ્છા ( મુમુક્ષુ દશા ) તે 'નૈગમનય'ની દૃષ્ટિ કહી શકાય.

૨. પરમાર્થમાર્ગ પામવાની તીવ્ર જિજ્ઞાસા થયા પછી કષાયની મંદતા થતાં પૌદ્‌ગલિક ભાવો તરફ ઉદાસીનતા થવાથી, અંતરાત્માની નિર્મળતા થતાં સદ્‌ગુરુની શોધ કરતાં અંતરદૃષ્ટિ જાગૃત થવાથી સત્પુરુષને અંતરદૃષ્ટિથી વાસ્તવિકપણે ઓળખીને, શ્રદ્ધાથી તેની ઉપાસના કરતાં ન્યાય, પ્રમાણિક્તા, ઉદાસીનતા, સહિષ્ણુતા, સેવાભક્તિ, સરળતા, નિષ્પક્ષપાતવૃત્તિ, સત્‌શાસ્ત્રવાંચન–વિચાર વિગેરે આત્મિક ગુણોનો સંગ્રહ કરતો જાય તે 'સંગ્રહ નય'ની દૃષ્ટિ કહી શકાય.

૩. મતાગ્રહથી મુક્ત થઈને સદ્‌ગુણપ્રેમી બની સદ્‌ગુરુની આજ્ઞાએ સત્ સાધનોદ્વારા સન્માર્ગની ઉપાસના

કરવાથી અંતરત્યાગ, અંતરવૈરાગ્ય, અડગ શ્રદ્ધા, અનન્ય ભક્તિ, અભિગ્રાહિક મિથ્યાત્વત્યાગ, કષાયની ઉપશાંતિ અને આત્માને સ્વાનુભવ કરવામાં પરમ સહાયક સુવિચારશ્રેણી વિગેરે સમ્યક્ત્વસ્થિતિને પ્રાપ્ત કરાવનાર આત્મિક ગુણોની પ્રાપ્તિ થાય તે 'વ્યવહાર નય'ની દૃષ્ટિ કહી શકાય. આ **સદ્વ્યવહારથી જ સમ્યક્ત્વ**ની પ્રાપ્તિ થાય છે.

૪. ઉપરોક્ત સદ્વ્યવહારથી અનંતાનુબંધી કષાય તથા ત્રણ મોહનીય-એ સાત પ્રકૃતિઓનો ક્ષય વા ક્ષયોપશમ કરી આત્માની વિશુદ્ધિ થવાથી સ્વસ્વરૂપની પ્રાપ્તિ થાય, આત્મદર્શનની ઝાંખી થાય અર્થાત્ આત્માને આત્માનો અનુભવ થાય, તે શુદ્ધ **સમકિત** વા 'ઋજુસૂત્ર' નયની દૃષ્ટિ કહી શકાય.

૫. આત્માની વિશુદ્ધિ થવાથી ઉત્તરોત્તર આત્મશ્રેણીએ ચડતાં, ઘાતિકર્મનો ક્ષય કરવાની અતિ વિશુદ્ધ દશારૂપ ક્ષપકશ્રેણીએ ચડતાં, કેવલજ્ઞાનસ્વરૂપની પ્રાપ્તિ શબ્દગમ્ય થવાથી, તે 'શબ્દ નય'ની દૃષ્ટિ કહી શકાય.

૬. ઘાતિકર્મને ક્ષય કરવાની અંતિમ શક્તિ બારમા ગુણસ્થાને થાય, તે 'સમભિરૂઢ નય'ની દૃષ્ટિ કહી શકાય.

૭. અને જેમ છે તેમ આત્માની પૂર્ણ નિવારણ દશા, તે 'એવંભૂત નય'ની દૃષ્ટિ.

ટૂકામાં અંતરંગ કાર્યરૂચિ તે નૈગમ, તત્કારણ સંગ્રહ-સમ્યક્ગ્રહણ તે સંગ્રહ, તેનો સમ્યગ્ વ્યવહારપ્રયોગ તે વ્યવહાર-આમ સત્કારણોનો સમ્યગ્વ્યવહાર કરતાં કાર્ય થવાની સન્મુખતા-હાજરપણું થાય તે ઋજુસૂત્ર, કાર્યનો અંશ પ્રગટ થાય તે શબ્દ, કે જેથી કાર્ય થવા માંડ્યું;

એમ યથાર્થ અર્થમાં શબ્દપ્રયોગ કરી શકાય. કાર્યના ઉત્તરોત્તર અધિકાધિક અંશ પ્રગટ થતાં થતાં યાવત્ પૂર્ણ કાર્યમાં એક અંશ ન્યૂનતા–ઊણાપણું રહે ત્યાં સુધી સમભિરૂઢ અને સંપૂર્ણ કાર્યનું પ્રગટપણું તે એવંભૂત.

આ સાત નયોમાંથી ઋજુસૂત્ર, શબ્દ, સમભિરૂઢ અને એવંભૂત–એ ચાર નયો અનુક્રમે થોડા અંશ વ્યક્ત, બહુ અંશ વ્યક્ત, બહુતર અંશ વ્યક્ત અને સર્વ અંશ વ્યક્તને માનનારા ભાવ નય કહેવાય છે. બાકીના ત્રણ નય વ્યક્ત સ્વભાવે નથી જેને દ્રવ્ય નય કહેવાય છે. કેટલાકો ઋજુસૂત્રને દ્રવ્યમાં ગણે છે, પરંતુ તે અપેક્ષાકૃત હોઈ વિરોધને સ્થાન નથી. દુઃષમકાળમાં દિવાકર, સમાન પ્રખર, તાર્કિક શ્રી **સિદ્ધસેન દિવાકરજી** ઋજુસૂત્રને ભાવનયમાં ગણે છે. નયનું સ્વરૂપ અનેક દૃષ્ટિએ વિચારી શકાય છે. એકબીજાનો વિરોધ શમાવવામાં પણ આનો જ ઉપયોગ થઇ શકે છે. તે વિષે જિનાગમમાં ઘણું કથન છે. શ્રી જિનભગવાને નય–સ્યાદ્વાદનું સ્વરૂપ એટલા જ માટે–રાગદ્વેષના ઉપશમ માટે જ ઉપદેશ્યું છે.

વાચક સજ્જનો હંસચંચુ ન્યાયે આમાંથી સાર–પરમાર્થને ગ્રહણ કરશે. આ શાસ્ત્રપદ્ધતિએ નયનું સ્વરૂપ નથી, શાસ્ત્રમાં પરકૃત આશય–અપેક્ષા સમજવા માટે જે માપ ભરવાની પાલી આદિનું દૃષ્ટાંત આપેલું છે તથાપ્રકારે આ નથી, કિન્તુ આત્મશ્રદ્ધાનું અનુમાપન સમજવા દૃષ્ટાંતરૂપે આ નયઘટના છે: અને એ રીતે મહામુનીશ્વર શ્રી દેવચંદ્રજીએ શ્રી ચંદ્રપ્રભ જિનસ્તવનમાં પ્રભુની ઉત્સર્ગ–અપવાદ સેવામાં

નયઘટના કરી બતાવી છે. તેને અનુસરી એક વિદ્વાન્ સદ્-ગૃહસ્થ તરફથી નોંધ જાણવા મળેલ, તેમાં યથામતિ પ્રાસંગિક અને બીજું છૂટક ઉમેરી સદર લેખ તૈયાર કરવામાં આવ્યો છે. આ લેખમાં વિરોધને લેશ પણ સ્થાન હોય તેમ માનતો નથી, કિન્તુ આત્માર્થ-પરમાર્થ સમજવાને પ્રેરકરૂપ એક રસપ્રદ વસ્તુ છે તેમ વિચારક ગવેષકોને જણાઈ આવશે.

  

## આત્મવિચાર કર્ત્તવ્યરૂપ ધર્મ

દુઃખની નિવૃત્તિને સર્વ જીવ ઇચ્છે છે અને દુઃખની નિવૃત્તિ દુઃખ જેનાથી જન્મ પામે છે એવા રાગ, દ્વેષ અને અજ્ઞાનાદિ દોષની નિવૃત્તિ થયા વિના સંભવતી નથી. તે રાગાદિની નિવૃત્તિ એક આત્મજ્ઞાન સિવાય બીજા કોઈ પ્રકારે ભૂતકાળમાં થઈ નથી, વર્તમાનકાળમાં થતી નથી અને ભવિષ્યકાળમાં થઈ શકે તેમ નથી—એમ સર્વ જ્ઞાનીપુરૂષોએ ભાખ્યું છે; માટે તે આત્મજ્ઞાન જીવને પ્રયોજનરૂપ છે. તેનો સર્વશ્રેષ્ઠ ઉપાય સદ્‌ગુરૂવચનના શ્રવણનું કે સત્શાસ્ત્રનું વિચારવું એ છે. જે કોઈ દુઃખની નિવૃત્તિ ઇચ્છતો હોય તેણે એ જ એક માર્ગ આરાધ્યા સિવાય અન્ય બીજો કોઈ ઉપાય નથી; માટે જીવે સર્વ પ્રકારના મતમતાંતરોનો, કુળધર્મનો, લોકસંજ્ઞારૂપ ધર્મનો અને ઓઘસંજ્ઞારૂપ ધર્મનો ઉદાસભાવ ભજી એક આત્મવિચાર કર્તવ્યરૂપ ધર્મ ભજવો યોગ્ય છે.

# સાપેક્ષ-નિરપેક્ષકદષ્ટિ

એકાન્ત દૃષ્ટિથી કોઈ પણ પદાર્થનું સ્વરૂપ અવલોકવાથી તેની બધી બાજુઓ દેખી શકાતી નથી. કોઈ વસ્તુનું સંપૂર્ણ સ્વરૂપ જોવું હોય તો સર્વ નયોની અપેક્ષાવડે જોવું જોઈએ. નયોની અપેક્ષા વિના કોઈ પણ વસ્તુનું સંપૂર્ણ સ્વરૂપ કથી શકાતું નથી અને સમજી શકાતું પણ નથી. કોઈ પણ લેખક કોઇ ગ્રંથ બનાવે છે તેમાંથી તેનો આશય તો ઘણોખરો તેનાં હૃદયમાં રહે છે, તેમજ તે ગ્રંથોમાં લખવાની ઘણીખરી અપેક્ષાઓ પણ તેના હૃદયમાં રહે છે. અમેરિકા વિગેરેના કેટલાક વિદ્વાનો પણ કથે છે કે-વક્તાનું વા લેખકનું વાક્ય કોઈ પણ જાતની તેના હૃદયમાં રહેલી અપેક્ષા વિના શૂન્ય હોતું નથી. કોઇ વિદ્વાન્ અન્યને સમજાવતાં કથે છે કે-મારા કહેવાની વા લખવાની આ અપેક્ષા છે, મેં અમુક આશયથી કહ્યું છે વા લખ્યું છે. લેખકના આશય વા વિચારની અપેક્ષા જાણ્યા વિના અભિપ્રાય આપતાં ઘણી વાર ભૂલ થવા સંભવ છે. વિચારોનો મહાસાગર મહાન્ છે અને તેના તરંગોથી પણ અધિક અપેક્ષાઓ છે. તેઓના સંપૂર્ણ રહસ્યને જાણવાને માટે અને કોઈ પણ વિચારને અન્યાય ન મળે તે માટે નયવાદનું જ્ઞાન આવશ્યક છે. સાત નયોનું પરિપૂર્ણ જ્ઞાન કરવાથી અને સાપેક્ષવાદને સમ્યક્ પ્રકારે જાણવાથી કોઈ પણ વિચારને એકાન્ત અન્યાય મળતો નથી અને સર્વ પ્રકારના વિચારોને દર્શાવવામાં અન્ય નયોની અપેક્ષાપૂર્વક બોલવાથી કોઈ પણ નયનો તિરસ્કાર થતો

નથી. એકાન્ત ભિન્ન ભિન્ન નયોથી ઉત્પન્ન થયેલા પરસ્પર વિરુદ્ધ એવા ધર્મોમાંથી પણ સાત નયોની અપેક્ષાએ સમ્યગ્જ્ઞાનીને સમ્યક્‌પણે સર્વ બાબતોનું જ્ઞાન થાય છે. એકાન્ત નયથી મિથ્યાત્વધર્મનો સ્વીકાર કરી મિથ્યાત્વમતિના જોરથી એકાન્તવાદીઓ ધર્મયુદ્ધો કરીને કર્મની વૃદ્ધિ કરે છે. સાત નયોની અપેક્ષાએ એકેક નયકથિત સર્વ ધર્મ અંગોનો જેમાં સમાવેશ થાય છે, એવું શ્રી **જૈનદર્શન** જગત્‌માં સર્વ ધર્મના અંગોનું સાપેક્ષતાએ પ્રતિપાદન કરતું વિજયવંત વર્તે છે.

## મહત્પુરૂષોની નિર્ભયતા

જેમ આકાશમાં વિશ્વનો પ્રવેશ નથી–સર્વ ભાવની વાસનાથી આકાશ રહિત જ છે, તેમ સમ્યગ્દૃષ્ટિ પુરૂષોએ પ્રત્યક્ષ સર્વ દ્રવ્યથી ભિન્ન સર્વ પર્યાયથી રહિત જ આત્મા દીઠો છે. જેની ઉત્પત્તિ કોઈ પણ દ્રવ્યથી થતી નથી તેવા આત્માનો નાશ પણ ક્યાંથી હોય? અજ્ઞાનથી અને સ્વરૂપ પ્રત્યેના પ્રમાદથી આત્માને માત્ર મૃત્યુની ભ્રાન્તિ છે. તે જ ભ્રાન્તિ નિવૃત્ત કરી શુદ્ધ ચૈતન્ય નિજ અનુભવ-પ્રમાણ સ્વરૂપમાં પરમ જાગૃત થઈ જ્ઞાની સદાય નિર્ભય છે. એ જ સ્વરૂપના લક્ષથી સર્વ જીવ પ્રત્યે સામ્યભાવ ઉત્પન્ન થાય છે અને સર્વ પરદ્રવ્યથી વૃત્તિ વ્યાવૃત્ત કરી આત્મા અક્લેશ સમાધિને પામે છે.

# સાધન સાપેક્ષતા

દાનની અપેક્ષાએ દાન મહાન્ છે, શિયલની અપેક્ષાએ શિયલ મહાન્ છે, તપની અપેક્ષાએ તપ મહાન્ છે, ભાવની અપેક્ષાએ ભાવ મહાન્ છે, ક્રિયાનાં સ્થાનમાં ક્રિયા મહાન્ છે અને જ્ઞાનના સ્થાનમાં જ્ઞાન મહાન્ છે. દાન, શીલ આદિ એકેક ધર્મપર્યાયગ્રાહિણી જ્ઞાનાપેક્ષાને નય કથે છે. સંપૂર્ણ ધર્મ વસ્તુના એકેક ધર્મપર્યાય ગ્રહનારી વાણીને 'નય' કહે છે. અન્યોન્ય સાપેક્ષ નયોને **સુનયો** કહે છે. દાનાદિક ધર્મો અન્યોન્ય સાપેક્ષતાએ મુક્તિપ્રદ થાય છે. નયોની અપેક્ષાને ધ્યાનમાં રાખીને સાપેક્ષ દૃષ્ટિથી મુક્તિના અસંખ્ય યોગોમાં એકેક યોગને આરાધનાર એકેક યોગે અનન્તા જીવો ભાવધર્મને લક્ષ્યગત રાખી મુક્તિએ ગયા છે.

અન્ય યોગનો તિરસ્કાર નહિ કરતાં અને જે યોગમાં પોતાની સહજ રૂચિ થતી હોય એવા એકેક યોગની આરાધના કરતાં એકેક યોગે અનંતા જીવો સિદ્ધિપદને પામ્યા છે. આવું અવગત થયા પશ્ચાત્ આત્માર્થી જ્ઞાની અનેક સાધનો પૈકી કોઈ પણ સાધનયોગનું ખંડન કરતો નથી. દરેક જીવને માન્યતામાં સર્વ નયોની એકસરખી સાપેક્ષતા રહી છે, પરંતુ સાધનપ્રવૃત્તિ એકી વખતે આદરી શકાતી નથી, તેથી અધિકારભેદે સાધનપ્રવૃત્તિમાં કોઈ ને કોઇ યોગની મુખ્યતા વર્તે છે: અને કોઇ ને કોઇ યોગની મુખ્યતા વર્તે છે તેથી ધર્મશ્રદ્ધાનમાં અને સાપેક્ષ નયબોધમાં વિરોધ ન આવવાથી એકેક યોગે અનંતા જીવો મુક્તિ પામે એમ સમ્યક્

અવબોધવું. ભાવરૂપ શુભ અધ્યવસાયથી દરેક યોગમાં મુક્તિ છે. આત્માનો જે યોગમાં શુભ પરિણામ વૃદ્ધિ પામે અને શુક્લ લેશ્યાની વૃદ્ધિ થાય તે યોગ વડે મુક્તિ થાય છે. માટે જ **અધ્યાત્મસાર**માં કથન કરવામાં આવ્યું છે કે—

" अपुनर्बन्धकस्यापि, या क्रिया शमसंयुता ।
चित्रा दर्शनभेदेन, धर्मविघ्नक्षयाय सा ॥"

**ભાવાર્થ**–"અપુનર્બંધક જીવના શુભ અધ્યવસાયથી જન્ય શમપરિણામે કરી યુક્ત જે ક્રિયા, તે જુદા જુદા દર્શન-ભેદવડે વિચિત્ર પ્રકારની હોવા છતાં ધર્મમાં આવતાં વિઘ્નોનો ક્ષય કરી મુક્તિપ્રદ થાય છે."

આત્માની ઉજ્વલ પરિણતી વૃદ્ધિ પામે એવું ખાસ લક્ષ્ય હોવું જોઈએ. આત્માની શુદ્ધ પરિણતિ ખરેખર જે યોગમાં પ્રવૃત્ત થવાથી વધતી જાય અને જે યોગમાં સહેજે રૂચિ તથા પ્રવૃત્તિ થાય તે યોગવડે આત્માની સત્વર મુક્તિ થાય છે. કોઈ પણ મનુષ્ય ગમે તે ધર્મક્રિયામાં પ્રવૃત્તિ કરતો હોય અને તેમાં તેના આત્માના પરિણામની ઉજ્વલતા વધતી હોય, તો તેમાંથી તેને પાછો પાડવો નહિ પણ તેમાં તેને ઉત્તેજન આપવું જોઈએ. ઓઘે પણ કોઈ બાલજીવના પરિણામ કોઈ ધર્મપ્રવૃત્તિથી વા ધર્મક્રિયાથી વધતા હોય તેમાં વિઘ્ન નાંખવું નહિ, પણ તેના પરિણામની શુદ્ધતા થાય તો તેમ તેના અધિકાર પ્રમાણે કરવું જોઈએ.

  

# સાપેક્ષદૃષ્ટિ એ ઉત્તમોત્તમ માર્ગ

દરેક બાબતનું પરિપૂર્ણ જ્ઞાન થવાથી વસ્તુધર્મના અનંત ભેદો અવબોધવાને સમ્યગ્જ્ઞાનની નજીકમાં આવી શકાય છે. વસ્તુધર્મને પરિપૂર્ણ અવબોધ્યા વિના શ્રદ્ધા અને વિચારોમાં ઘણી બાબતોમાં સંકુચિતતા રહે એ બનવાયોગ્ય છે. પ્રત્યેક મનુષ્ય દરેક વસ્તુના અમુકાંશને અવબોધિને પોતાને જ્ઞાની માની લે તથા વસ્તુના અમુક રૂપથી વા ભોગથી પોતાને આનંદભોક્તા માની લે, તેમાં તે વાસ્તવિક દૃષ્ટિથી જોતાં ભૂલ કરે છે અને પોતાની ઉત્તરોત્તર વિજ્ઞાનાવસ્થામાં તે તે ભૂલોને તે દેખતો જાય છે. શ્રી વીર પ્રભુની સર્વજ્ઞદૃષ્ટિથી પરિપૂર્ણ પદાર્થોને દેખ્યા છે, તેવી દૃષ્ટિ જ્યાં સુધી પ્રાપ્ત ન થાય ત્યાં સુધી પ્રત્યેક મનુષ્ય છદ્મસ્થ હોવાથી સર્વજ્ઞ ન કહેવાય અને તેથી તે વસ્તુના અનંત ધર્મના જ્ઞાનના અભાવે જાણવામાં તથા કથવામાં ભૂલ કરે એ સ્વાભાવિક છે. આવી સ્થિતિ જયાં સુધી હોય ત્યાં સુધી સાપેક્ષદૃષ્ટિએ વદવું, જાણવું, વિચારવું એ ભવિષ્યની જીંદગી અર્થે ઉત્તમોત્તમ માર્ગ છે.

પ્રત્યેક મનુષ્યના આચારો અને વિચારોમાં પરિપૂર્ણ સત્યતા હોય એમ માની લેવું એમ તો વચન માત્રથી કથી શકાય છે. શ્રી સર્વજ્ઞ-વીતરાગદેવ સિવાય પ્રત્યેક મનુષ્યના વિચારોમાં અને આચારોમાં સત્યતા ન હોઈ શકે, પરંતુ દ્રવ્ય-ક્ષેત્ર-કાલ-ભાવની અપેક્ષાએ અમુકાંશે સત્યતા હોઈ શકે એ બનવાયોગ્ય છે. શ્રી વીતરાગનાં વચનોની અપેક્ષાએ આ બાબતનો વિચાર કરતાં પ્રત્યેક મનુષ્યની દૃષ્ટિભેદે સત્ય અને અસત્ય એવા આચારો અને વિચારો મનાય છે, તેમાંથી

ઘણું સત્ય તારવી શકાય છે. અમુક બાબત અમુક દ્રવ્ય-ક્ષેત્ર-કાલ-ભાવથી સત્ય હોય છે અને તે જ બાબત અમુક દ્રવ્ય-ક્ષેત્ર-કાલ-ભાવથી અસત્ય હોય છે. વ્યવહાર નયથી અમુક બાબત અમુકરૂપે ગણાય છે અને તે જ બાબત નિશ્ચય-દૃષ્ટિથી વિચારીએ તો અમુકરૂપે લાગે છે. દરેક વસ્તુને અનેક દૃષ્ટિથી અનેક અપેક્ષાઓએ તપાસવાની જરૂર છે. પ્રત્યેક મનુષ્યના વિચારો અને આચારોને ભિન્ન ભિન્ન અપેક્ષાએ જાણવા જોઇએ અને ભિન્ન ભિન્ન દૃષ્ટિથી દેખીને હેય, જ્ઞેય અને ઉપાદેય બુદ્ધિથી તેનો વિવેક કરવો જોઇએ. આવી રીતે વિવેકદૃષ્ટિથી જે દેખે છે તે કોઇ બાબત પર અમુકાંશે વિચાર બાંધવાને શક્તિમાન થાય છે. મનુષ્યની જીંદગીમાં ઉત્તરોત્તર જ્ઞાનાવસ્થા વૃદ્ધિગંત થતાં પૂર્વના વિચારો કરતાં ઉત્તરના વિચારોમાં વિશેષ સત્યતા અનુભવાય છે, પણ વાસ્તવિક દ્રવ્ય-ક્ષેત્ર-કાલ-ભાવની અપેક્ષાએ કહીએ તો જે કાળે જેટલા જ્ઞાને જેટલો નિર્ણય થાય છે, તેટલો તે કાળે નિર્ણય માટે સત્યરૂપે તે કાળની અપેક્ષાએ હોય છે; એમ અપેક્ષાથી વિચારીએ તો આખા જગત્માં મનુષ્યોના આચારો અને વિચારોમાં દ્રવ્ય-ક્ષેત્ર-કાલ અને ભાવની અપેક્ષાએ ઘણું અવબોધવાનું મળે છે અને ઘણી રીતે અનેક પ્રકારનું વ્યવહારિક તથા પારમાર્થિક જ્ઞાન થાય છે.

  

# આત્મદ્રવ્યથી ભિન્ન પરચિંતન

**द्वितीये वस्तुनि सति चिंता भवेत्, ततः चिंतयाः सकाशात् कर्म, तेन कर्मणा कृत्वा जन्म संसार वर्तते ।**

પરચિંતન કરવું તે જ કર્મબંધનું કારણ છે. તે કર્મવડે જન્મ-સંસાર વર્તે છે. એ પરચિંતનનો ત્યાગ કરી પવિત્ર આત્મદ્રવ્યનું ચિંતન કરવું તે કેવળ મોક્ષનું જ કારણ છે.

સજીવ અને નિર્જીવ બન્ને પદાર્થોથી આ વિશ્વ ભરેલું છે. સજીવ પદાર્થમાં અનંતા જીવદ્રવ્યો છે. અજીવ પદાર્થમાં જીવદ્રવ્ય કરતાં અનંતગુણા જડદ્રવ્યો છે. અનંતા જીવદ્રવ્યોમાંથી પોતાના આત્માને જુદો કરીને તેનો વિચાર કરવો; તેનું ચિંતન કરવું અને તેમાં જ સ્થિર થઈ રહેવું તે જ મોક્ષનું કારણ છે. તે સિવાય બાકી રહ્યા તે સર્વે સજીવ અને નિર્જીવ દ્રવ્યો છે. તે પરદ્રવ્ય છે. તેનું ચિંતન કરવું, તેમાં શુભાશુભ ઉપયોગ દેવો અને તેમાં તદાકારે પરિણમવું તે પરદ્રવ્યનું ચિંતન કહેવાય છે, જે કર્મબંધનું કારણ છે.

ચિંતન બે પ્રકારે થાય છે. એક તો તેના સ્વરૂપનો વિચાર કરી પરિણામે દુઃખરૂપ જાણી તેનાથી પાછા હઠવારૂપે હોય છે. બીજું ચિંતન રાગદ્વેષની લાગણીથી થાય છે. અહીં જે વાત કહેવામાં આવે છે, તે રાગદ્વેષની લાગણીઓ પેદા કરનાર ચિંતનના ત્યાગ માટે છે.

જડ વસ્તુનું ચિંતન તેના આકર્ષક ને મોહક ગુણને લઇને થાય છે અને બીજું તેના સ્વભાવથી આત્માનો સ્વભાવ જુદો છે તેની સરખામણી અથવા નિશ્ચય કરવા

માટે થાય છે. પ્રથમનું ચિંત્તન ત્યાગ કરવા યોગ્ય છે. બીજું ચિંતન વસ્તુતત્ત્વના નિર્ણય માટે કરીને તેનો નિશ્ચય થયા પછી જ ત્યાગ કરવા યોગ્ય છે. આત્મવસ્તુના ચિંતનમાં પણ અનંતા આત્મદ્રવ્યો છે. તેમાંથી જ્ઞાતાદૃષ્ટાપણું, સુખદુઃખના અનુભવ કરવાપણું પોતાનું પોતાને ઉપયોગી છે અને પોતા માટે પોતામાં જ અનુભવો થાય છે: માટે બીજા અરિહંતાદિ પવિત્ર આત્મા સાથે પોતાની સરખામણી કે નિશ્ચય કરી લીધા પછી પોતામાં જ સ્થિરતા કરવાની છે અને તે સિવાયના બીજા જીવોના ચિંતનનો તો અવશ્ય ત્યાગ કરવા યોગ્ય છે.

આગળ વધવામાં આલંબન માટે શ્રી અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય અને મુનિરાજ—આ પાંચ પરમેષ્ઠિની મદદ લેવામાં આવે છે. પરંતુ માળ ઉપર ચડવામાં જેમ નિસરણીની સહાય લેવામાં આવે છે, તેમ આત્મદ્રવ્યથી જુદા તે અરિહંતાદિની મદદથી આગળ વધવું અને માળ ઉપર ચડી ગયા પછી જેમ નિસરણીનો ત્યાગ કરવામાં આવે છે, તેમ શુદ્ધ આત્મદ્રવ્યની પ્રાપ્તિ થયા પછી આ મદદગારોના ચિંતનનો પણ ત્યાગ કરવાનો હોય છે.

જે જે આત્માઓ જેટલા જેટલા આગળ વધ્યા હશે—તેમનો આત્મા જેટલો નિર્મળ થયો હશે, તેના પ્રમાણમાં તે પરવસ્તુના ચિંતનનો ત્યાગ કરી શકશે. આગળ વધવામાં **પ્રથમ વૈરાગ્યની ભૂમિકા** છે. દોષદર્શન વૈરાગ્યવાળાને દુનિયાની ઘણીખરી વસ્તુમાં દુઃખ જ દેખાય છે. તે દરેક વસ્તુની કાળી બાજુ જોઇને તેમાં દોષ જણાતાં તેનો ત્યાગ કરશે. આવા

ત્યાગની પ્રથમ ઘણી જરૂર છે. આવો ત્યાગ તેના માર્ગમાં મુખ્યતાએ વિઘ્નરૂપ જણાતી રાજ્યવૈભવ, સ્ત્રી, પુત્ર, ધન, મિત્રો, કુટુંબો સંબંધીઓ, ઘર, જમીન આદિ તમામ વસ્તુઓનો ત્યાગ કરાવશે. આ ત્યાગથી મોહ ઉત્પન્ન કરાવનારાં અને દુનિયાના બંધનમાં બાંધી રાખનારા કર્મબંધનનાં ઘણાં કારણો ઓછા થશે, છતાં શરુઆતનો આ ત્યાગ હોવાથી એકનો ત્યાગ કરાવી બીજી વસ્તુઓનો તે સંગ્રહ કરાવશે. તે ત્યાગી થશે ત્યાં માતાપિતાના ઠેકાણે તેને ગુરુની જરૂર પડશે, ભાઈઓના ઠેકાણે ગુરુભાઈઓ સ્થાન લેશે, પુત્ર–પુત્રીઓના ઠેકાણે શિષ્ય-શિષ્યાઓ આવશે, ઘરના ઠેકાણે ઉપાશ્રય–મઠ–ધર્મશાળાદિ સ્થાન ગ્રહણ કરવાં પડશે, ધનના ઠેકાણે પુસ્તકો આવશે, તાંબાં–પિત્તળ–સોના–રૂપાના વાસણોના સ્થાને લાકડાનાં ઉપકરણો ગોઠવાશે, વસ્ત્રોનો રૂપાંતરે સંચય કરવો પડશે અને નોકર–ચાકરાદિના સ્થાને ગૃહસ્થ શિષ્યોનો સમુદાય હાજરી આપશે.

આમ એકના ત્યાગ પછી બીજાનું ગ્રહણ કરવાનું આવે છે, છતાં પ્રથમ કરતાં આ રૂપાંતર ઘણું સારું છે, આગળ વધવામાં તે મદદગાર સાધન છે. પાપ–આશ્રવનાં સાધનોના ઠેકાણે પુન્ય–આશ્રવનાં કારણો આ છે. અશુભના સ્થાને એ શુભ સાધનો છે. તાત્ત્વિક મમત્વવાળાને બદલે ઉપર ઉપરની લાગણીવાળાં છે એટલે મજબૂત બંધન કે પ્રતિબંધરૂપ નથી.

આટલું છતાં જો પ્રથમનો વૈરાગ્ય વૈરાગ્ય બન્યો રહે, તે ચાલ્યો ન ગયો હોય એટલું જ નહિ પણ તેમાં દિન પર દિન વધારો થતો રહ્યો હોય, તો આગળ વધતાં, સૂત્ર-

સિદ્ધાંત ભણતાં, ગુર્વાદિકની સેવા કરતાં અને સત્સમાગમમાં રહેતાં તાત્ત્વિક ત્યાગ જેને '**જ્ઞાનગર્ભિત વૈરાગ્ય**' કહેવામાં આવે છે તે પ્રગટ થાય છે. પરંતુ જો તે વૈરાગ્ય અમુક દિવસ પૂરતો જ હોય, વ્યવહારના કંટાળાથી જ ઉત્પન્ન થયેલો હોય અથવા અમુક વસ્તુના અભાવથી ઉત્પન્ન થયેલો હોય, તો આ પુસ્તકાદિ જે રૂપાંતરે ગ્રહણ કરેલાં છે તે જ પ્રતિબંધ અને મમત્વના સ્થાન થઈ પડશે. સ્ત્રી-પુત્રાદિ જે બંધનનાં કારણો હતાં, તેના કરતાં આ શિષ્ય-શિષ્યાદિ વધારે બંધનનાં નિમિત્તો થશે. પ્રથમના કર્મબંધના કારણોથી આ વિશેષ બંધનનાં કારણો થઈ પડશે. પ્રથમ જેને પ્રતિબંધરૂપે પ્રભુના માર્ગમાં આ જીવ માનતો હતો, તેને હવે આ રૂપાંતરે ગ્રહણ કરેલાં સાધનો પ્રભુના માર્ગમાં વિશેષ પ્રકારે પ્રતિબંધરૂપે થશે, આત્મભાન ભૂલાવશે, આસક્ત બનાવશે અને છેવટે આગળ વધવામાં અશક્ત બનાવી મૂકશે.

જો પ્રથમના ચાલુ વૈરાગ્યમાં વધારો થતો રહે, આત્મા તરફનું નિશાન મજબૂત થાય, ગમે તે ભોગે આત્મસ્વરૂપ પ્રગટ કરવું જ છે એ નિશ્ચય દૃઢ થાય, આ શુભ બંધનોમાં પણ ક્યાંઈ ન બંધાયો હોય, મત-મતાંતરના કદાગ્રહો સ્યાદ્વાદ શૈલીના જ્ઞાનથી તોડી પાડ્યા હોય, ક્રોધ-માનાદિ કષાયોને પાતાળા કરી નાંખ્યા હોય અને ગુરુકૃપાથી આત્મતત્ત્વનું જ્ઞાન પ્રાપ્ત થયું હોય, તો તેનો વૈરાગ્ય તત્ત્વજ્ઞાનના રૂપમાં બદલાઈ જશે.

હવે તેને કર્મકાંડથી પડેલા મતભેદ નજીવા લાગશે.

અપેક્ષાએ તે બધા મત-મતાંતરોના સવળા અર્થો અને નિર્ણયો કરી શકશે. તેને મન પોતાનું અને પારકું હવે રહેશે નહિ, તેમજ કોઈ પોતાનું કે પારકું નથી અથવા બધા પોતાના છે એવો દિવ્ય પ્રેમ પ્રગટ થશે. ગમે તે ગચ્છ-મતનો હોય છતાં આ ગુણીને દેખીને તે મતાંતરવાળાને પણ પ્રેમ અને પૂજ્યબુદ્ધિ પ્રગટ થશે. તેનું નિશાન એક સત્ય આત્મા જ રહેશે. તેની નજરમાં હજારો માર્ગો દેખાઈ આવશે અને કોઈ પણ માર્ગે પ્રયાણ કરનારને કાં તો તેનું નિશાન બદલાવીને-કાં તો તેની અપેક્ષા સમજાવીને બીજા માર્ગ તરફ અપ્રીતિ કે દ્વેષની લાગણી બંધ કરાવી પ્રભુમાર્ગનો રસિક બનાવી શકશે. તેના ગમે તે કર્મમાર્ગમાં પણ જ્ઞાનની મુખ્યતા હશે. તેના સહજ વાર્તાલાપમાં પણ આત્મજ્ઞાન ભરેલું હશે. તેની ધાર્મિક દેશનામાં પણ આત્મમાર્ગ જ ડગલે ને પગલે પોષાતો રહેશે. તે વ્યવહારથી બધાને બોલાવશે, બધાને ચાહશે, છતાં તેનું હૃદય નિર્લેપ જ રહેશે. 'હું આત્મા છું, શુદ્ધ આત્મા છું'-આ નિશાન અને હૃદયની ભાવના તદાકારે પરિણમતી રહેશે. તેને કોઇ પરચિંતનનો અધ્યવસાય નહિ હોય. પહેલાં વસ્તુની કાળી બાજુને તે જોતો હતો, હવે તેની દૃષ્ટિ બધી બાજુ જોનારી થશે, છતાં તેનું હૃદય ઉજ્વળ બાજુ તરફ જ પ્રવૃત્તિ કરતું રહેશે અને કાળી બાજુની ઉપેક્ષા કરશે: અથવા કાળી બાજુના સ્વભાવને જાણીને અમુક ભૂમિકામાં એમ જ વર્તન હોય, એવી જ લાગણી હોય એમ માનીને પોતે પોતાના નિશાન તરફ લક્ષ્ય રાખીને આગળ ને આગળ ચાલ્યા કરશે.

એવી રીતે બન્ને વસ્તુના સ્વભાવને જાણનાર તે રાગદ્વેષ ન કરતાં પોતાના સ્વભાવમાં જ રહેશે.

જેમ જેમ આત્મા આગળ વધતો જાય છે, તેમ તેમ પરવસ્તુના ચિંતનનો ત્યાગ તેનામાં વધારે ને વધારે થયા કરે છે. આ વૈરાગ્ય છેવટે સમભાવના રૂપમાં બદલાઈ જાય છે. એ સમભાવમાં નહિ રાગ કે નહિ દ્વેષ, પણ કેવળ મધુર શાંતિ જ હોય છે. આ શાંતિમાં આવતા પરવસ્તુનું–પૌદ્ગલિક વસ્તુનું ચિંતન લગભગ બંધ થાય છે. તેની મીઠી નજરથી બીજાને શાંતિ મળે છે. તેનો ઉપદેશ ઘણેભાગે અમોઘ હોય છે. એક વાર કહેવાથી જ બીજા ઉપર સારી અસર થાય છે. તેની આજુબાજુ નજીક આવેલા જીવોના વેર–વિરોધ શાંત થાય છે. આ તેના સમભાવની છાયા છે. આ ભૂમિકા પછીની ભૂમિકામાં મનની ઊઠતી વૃત્તિઓનો ક્ષય થાય છે. હવે તેના મનમાં સંકલ્પો કે વિકલ્પો બીલકુલ ઊઠતાં નથી. જે છે તે વસ્તુ છે. તેમાં વચનને કે મનને પ્રવેશ કરવાનો અધિકાર નથી. તેનું મન મનાતીત વસ્તુમાં લય પામી જાય છે. આત્માના અખંડ સુખનો તે ભોક્તા બને છે. આ વિશ્વ તેને હસ્તામલકવત્ દેખાય છે. હાથમાં રહેલું આમળું જેમ જોઇ શકાય છે, તેમ તે વિશ્વને જોઇ શકે છે. આ સર્વ પ્રતાપ આત્મા સિવાય અન્ય વસ્તુનું ચિંતન ન કરવાનો જ છે. આ પરવસ્તુના ચિંતનનો ત્યાગ આમ ક્રમસર વૈરાગ્યની વૃદ્ધિથી અને સત્ય તત્ત્વના જ્ઞાનથી બને છે.

જેવી રીતે પરદ્રવ્યોનું નિરંતર ચિંતન કરવામાં આવે છે, તેવી જ રીતે જો આત્મદ્રવ્યનું સ્મરણ કરવામાં આવે

તો મુક્તિ હાથમાં જ છે. જેવો પ્રયત્ન લોકોને રંજન કરવાને નિરંતર કરો છો, તેવો પ્રયત્ન જો તમારા આત્માને માટે કરો તો મોક્ષપદ તમારા માટે છેટું નથી. પરને રંજન કરવા તે વિભાવ પરિણામ છે. આત્મા સ્વભાવરુપ છે. સ્વભાવદશામાં આવ્યા વિના તાત્ત્વિક સુખ નથી. સદ્ગુરુ પાસેથી આત્મજ્ઞાન મેળવી, અન્ય સંગનો ત્યાગ કરી, આત્માનું અવલંબન લઈ તેમાં સ્થિર થવાથી આ પરદ્રવ્યનો અવશ્ય વિયોગ થાય છે, માટે આત્મદ્રવ્યમાં જ પ્રીતિ કરવા યોગ્ય છે. તત્ત્વદૃષ્ટિવાળાને શું ત્યાગ કરવા યોગ્ય નથી ? અર્થાત્ સર્વ છે. આત્મસ્વરૂપની પ્રાપ્તિ વિના રાજ્યથી, સ્ત્રીઓથી, ઈન્દ્રિયોના વિષયોથી, કલ્પવૃક્ષો અને કામધેનુ આદિથી પણ કોઈ કૃતાર્થ થયો નથી અને થશે પણ નહિ. **જ્ઞાનસારમાં** વાચકવર પૂ. **ઉપાધ્યાયશ્રીએ** કહ્યું છે કે—

" **पुद्गलैः पुद्गलास्तृप्तिं यान्त्यात्मा पुनरात्मना ।**
**परतृप्तिसमारोपो ज्ञानिनस्तन्न युज्यते ॥ १ ॥**"

**અર્થાત્**–પુદ્ગલથી પુદ્ગલ તૃપ્ત પામે છે અને આત્મા આત્માથી તૃપ્ત પામે છે, માટે પરતૃપ્તિનો–પરચિંતનનો સમારોપ જ્ઞાની–મુનિરાજને ઘટતો નથી.

▲ ▲ ▲

## આત્માર્થ અર્થે જિનાગમ

શ્રી જિનાગમ ઉપશમસ્વરૂપ છે. ઉપશમસ્વરૂપ એવા સત્પુરુષોએ ઉપશમને અર્થે પ્રરૂપ્યા છે તે ઉપશમ આત્માર્થે છે, અન્ય કોઈ પ્રયોજન નથી. આત્માર્થમાં જો તેનું આરાધન કરવામાં ન આવ્યું તો તે જિનાગમનું શ્રવણ–વાંચન નિષ્ફળરૂપ છે.

# સાધક જનો માટે વિવિક્ત સ્થાનની આવશ્યકતા

એકાન્ત નિરુપાધિક-નિર્જન સ્થાન જ સાધકજનો માટે અધિક ઉપયોગી છે. સહુ કોઈ શ્રેયસાધક જનોને શરીરબળ, મનબળ અને હૃદયબળનું પોષણ આપનાર એકાન્તવાસ છે.

જ્યાં ચિત્ત-સમાધિમાં ખલેલ પડે, જ્યાં અનેક પ્રકારના સંકલ્પ-વિકલ્પો ઊભા થાય અને જ્યાં વસવાથી સંયમયોગમાં હાનિ પહોંચે, એવા સ્થળમાં નિવાસ કરવો-એવા ઉપાધિમય સ્થળ સમીપે વાસ કરવો એ સાધક જનો માટે હિતકર નથી.

**સમાધિશતકમાં વાચકવર પૂ. ઉ. શ્રી યશોવિજયજી** કહે છે કે—

"હોત વચન મન ચપળતા, જન કે સંગ નિમિત્ત;
જન સંગી હોવે નહિ, તાતે મુનિ જગમિત્ત."

મનુષ્યોના સંસર્ગથી વાણીની પ્રવૃત્તિ થાય છે, અને તેથી મનની ચપલતા થાય છે અને તેથી ચિત્તવિભ્રમ થાય છે-નાના પ્રકારના વિકલ્પની પ્રવૃત્તિ થાય છે; માટે મુનિએ-યોગીએ અજ્ઞાની મનુષ્યોનો સંસર્ગ તજવો. જે યોગી-મુનિ મનુષ્યોના સંસર્ગમાં આવે છે, તે માયાના પ્રપંચમાં ફસાય છે, અને માયાના પ્રપંચમાં ફસાયાથી રાગદ્વેષની ઉત્પત્તિ થાય છે: અને રાગદ્વેષ ભવનું મૂળ છે, માટે મનુષ્યોનો સંસર્ગ તજવો. જે મુનિરાજ મનુષ્યસંસર્ગ-

રહિત છે, તે મુનિ જગતના મિત્ર છે અને તે મુનિ પોતાનું હિત સાધી શકે છે. પ્રાયઃ મનુષ્યના સંસર્ગથી ઉપાધિની પ્રાપ્તિ થાય છે, માટે મુનિરાજ મનુષ્યોનો સંસર્ગ ત્યાગી એકાંત સ્થાનમાં વસે છે. કારણ વિના વિશેષ પ્રકારે કોઈની સાથે ભાષણ પણ કરતા નથી. જે મનુષ્યોના પરિચયથી આત્માનું હિત નથી થતું તેમનો પરિચય કેમ કરે? વ્યાખ્યાન–શિક્ષાદિ કારણે મનુષ્યોના સંબંધમાં આવે, તો પણ અંતરથી ન્યારા વર્તે છે. એવા મુનિરાજ ઉપાધિરહિત હોય તે અનુપમ આનંદના ભોગી બને છે.

લોકપરિચય–ગૃહસ્થ લોકો સાથે નિકટ સંબંધ જોડી રાખતા સ્વહિતસાધક સાધુજનોને સંયમમાર્ગમાં ઘણી આડખીલી નડે છે–ઊભી થાય છે. ગૃહસ્થજનોનો–સ્ત્રીપુરુષોનો અધિક પરિચય કરવાથી સાધુયોગ્ય સમભાવ–સમતા ટકી શકતી નથી, એટલે રાગ-દ્વેષ–મોહાદિ દોષો ઊપજે છે, વિષયવાસના પણ ક્વચિત્ જાગે છે અને જ્ઞાન, ધ્યાન, બ્રહ્મચર્ય વિગેરે અનેક અમૂલ્ય ગુણરત્નનો લોપ થાય છે. એટલે સાધુ સહેજે સત્ત્વહીન–શિથિલાચારી થઈ જાય છે.

"મૂળ મુનિ જે આત્મગવેષી, ન કરે ગૃહસ્થનો સંગ,
જીહાં પરિચય તિહાં અવજ્ઞા, થાયે સમકિત ભંગ."
(કુમારપાળ રાસ–ઋષભદાસ કવિ)

બ્રહ્મચર્યવંત સાધુજનોને ભગવંતે જે નવ વાડો બ્રહ્મચર્યની રક્ષા માટે પાળવા ફરમાવ્યું છે, તે નવ વાડોમાં મુખ્ય વાડ એ છે કે–નિરવદ્ય–નિર્દોષ–નિરુપાધિક (સ્ત્રી, પશુ, પંડક, નપુંસક વિગેરે વિષયવાસનાને જગાડનારા કારણો વગરના) સ્થળમાં જ વિવેકસર નિવાસ કરવો, જેને

'વિવિક્ત શય્યા' કહેવામાં આવે છે. પૂર્વકાળના મહાપુરુષો એવા જ સ્થળને પસંદ કરી ત્યાં જ જ્ઞાન-ધ્યાનમાં પોતાનો સમય પસાર કરતા. વર્તમાનમાં મોટા ભાગની સ્થિતિ ગૃહસ્થોના ગાઢ પરિચયવાળી ઉપાધિ સદૃશ હોઈ પ્રભૂત સુધારની વિચારણા માગી લે છે. સંયમવંત સાધુજનોએ પ્રથમ આત્મસંયમની રક્ષા તથા પુષ્ટિ નિમિત્તે ઉક્ત દોષ વગરની-નિર્દોષ અને નિરુપાધિક એકાન્ત વસતિ-નિવાસસ્થાન પસંદ કરવા યોગ્ય છે. એથી સ્થિર-શાન્ત ચિત્તથી જ્ઞાન, ધ્યાન વિગેરે સંયમકરણીમાં ઘણી અનુકૂળતા થાય છે. તે કરતાં અન્યથા વર્તવાથી, તથાપ્રકારના ઉપાધિ દોષવાળા સ્થાનમાં વસવાથી મન-વચનાદિક યોગની સ્ખલના થઇ આવે છે. એટલે કે-ગૃહસ્થલોકોના ગાઢ પરિચયથી તેમની સાથે નકામી અનેક પ્રકારની વાતચીતમાં ભાગ લેવાથી આત્મહિત નહિ થતાં સાધુજનોને સંયમમાર્ગની રક્ષા થતી નથી. સંયમમાર્ગની રક્ષા અને પુષ્ટિ કરવાની પ્રબળ ઇચ્છાના યોગે વિવક્તિ-એકાન્ત સ્થાનમાં વસવાથી તે અટકી શકે છે.

આ બધી સાધકદશાની વાત થઇ. બાકી જેમણે મન, વચન અને કાયાનું સમ્યગ્ નિયંત્રણ કરી દીધું છે અને જેમને સ્વરૂપરમણતા જ થઇ રહી છે એવા સ્થિરયોગિ અધિકારીની વાત જુદી છે. તેમને તો વન અને ઘર સર્વત્ર **સમભાવ** જ પ્રવર્તે છે. કહ્યું છે કે—

" स्थिरता वाङ्मनः कायै-र्येषामङ्गागितां गता ।
योगिनः समशीलास्ते ग्रामेऽरण्ये दिवा निशि ॥ "

(જ્ઞાનસાર અષ્ટક)

આવા સ્થિર યોગિને જ ગ્રામ અને અરણ્ય સરખું છે.

હવે આપણે નિર્જન-અનિર્જન સ્થાનસેવનના ગુણ-દોષના વિવેચનમાં દૃષ્ટાંતપૂર્વક જરા જોઇ લઇએ.

બુદ્ધિમાન સાધક પુરુષ સુખદાયી નિર્જન સ્થાનને સેવે છે. તે ધ્યાનમાં અને સંયમાભ્યાસમાં સાધનરુપ છે તથા રાગ, દ્વેષ અને મોહને શાન્ત કરનાર છે.

જેને આત્માનું સાધન કરવાનું છે, ધર્મશાસ્ત્રોનો અભ્યાસ કરવાનો છે તથા ધ્યાન કરવાનું છે, તેઓને મનુષ્યાદિ સંસર્ગ વિનાનું સ્થાન ઘણું ઉપયોગી છે. સંસારપરિભ્રમણ કરવાથી જેઓ થાકયા છે, કંટાળ્યા છે, આત્માનું ભાન ગુરુકૃપાથી મેળવ્યું છે, મનને નિર્મળ તથા સ્થિર કરવાના સાધનો જાણી લીધા છે અને તે પ્રમાણે વર્તન કરવા તૈયાર થયેલ છે, તેવા આત્માઓને મનુષ્ય, પશુ, સ્ત્રી, નપુંસકાદિ વિનાનું સ્થાન સુખદાયી છે.

મનુષ્યે ઉપરથી બધી વસ્તુનો ત્યાગ કર્યો હોય છે, બ્રહ્મચર્ય પાળવાનો તથા ક્રોધાદિ કષાયો ન કરવાનો નિયમ લીધો હોય છે, છતાં સત્તામાં તે તે કર્મો રહેલાં તો હોય છે. કાંઈ નિયમ લેવાથી કર્મો ચાલ્યા જતાં નથી, પણ નિયમ પ્રમાણે વર્તન કરવાથી ધીમે ધીમે તે તે કર્મનો થતો ઉદય નિષ્ફલ કરવામાં આવે છે અને તે દ્વારા કર્મનો ક્ષય થાય છે. પરંતુ નિમિત્તો બળવાન છે. નિમિત્તોને લઇને સત્તામાં પડેલા કર્મો ઉદીરણારૂપે થઇને જે મોડા ઉદય આવવાના હોય તે વહેલા બહાર આવે છે. આ વખતે સાધકની જો પૂરેપૂરી તૈયારી ન હોય-ઉદય આવેલ કર્મને નિષ્ફળ કરવા

જેટલું બળ તેની પાસે ન હોય, તો ઉદય આવેલા કર્મો જીવને તેના માર્ગથી ભ્રષ્ટ કરે છે. એટલા ખાતર આવાં નિમિત્તોથી દૂર રહેવાની જરૂર છે. જેમ ઘાસ વિનાનાં સ્થાનમાં પડેલો અગ્નિ બાળવાનું કાંઇ ન હોવાથી પોતાની મેળે બૂઝાઈ જાય છે, તેમ નિમિત્તોના અભાવે સત્તામાં રહેલું કર્મ દબાઈ રહે છે અને ધીમે ધીમે આત્મબળ વધતાં જીવને તેના માર્ગથી પતિત કરવાનું બળ ઓછું થઇ જાય છે અને આત્મજાગૃતિ વખતે ઉદય આવેલ કર્મ આત્મ-સત્તા સામે પોતાનું જોર વાપરી શકતું નથી.

જેમ કોઈ બળવાન છતાં ગફલતમાં રહેલા રાજાના શહેર ઉપર બીજો રાજા ચઢી આવે, એ વખતે રાજાની પાસે લડવાની સામગ્રીની તૈયારી ન હોવાથી, પોતાનો બચાવ કરવા ખાતર તે રાજા પોતાના શહેરના દરવાજા બંધ કરે છે અને અંદરખાનેથી તેટલા વખતમાં બધી તૈયારી કરે છે અને શત્રુને હઠાવવાની શક્તિ મેળવીને પછી તે રાજા પોતાના શત્રુ ઉપર એકી વખતે હલ્લો કરે છે અને શત્રુને હરાવે છે; તેમ આત્માની આગળ ઉપશમભાવનું કે કર્મક્ષય કરવાનું બળ નથી હોતું. તેવા પ્રસંગે મોહશત્રુ તેના પર ચઢાઇ કરે છે, તે વખતે આ જીવ અમુક અમુક જાતના વ્રત, જપ, તપ, નિયમ, જ્ઞાન, ધ્યાનાદિના વ્રતો ગ્રહણ કરીને એકાંત સ્થાનમાં જાય છે કે જ્યાં રાગ-દ્વેષ-મોહાદિને પ્રગટ થવાના કારણો હોતાં નથી. આ નિમિત્તોના અભાવે સત્તામાં પડેલા કર્મોનો ઉપશમ કે ક્ષયોપશમ થાય છે અને તેટલા વખતમાં નિર્મળતારૂપ આત્મબળ વધારે

છે. આ વ્રતાદિ લેવાં તે મોહશત્રુની સામે કિલ્લો બંધ કરવા જેવું છે. કિલ્લો બંધ કર્યાથી કાંઈ શત્રુ ચાલ્યો જતો નથી કે શત્રુનો નાશ થતો નથી. તેની સામે ખૂલ્લી લડાઈ તો કરવી જ પડવાની છે: પણ તેટલા વખતમાં અશુભ નિમિત્તોના અભાવે મોહનો ઉપદ્રવ જીવને ઓછો હોય છે અને તે વખતમાં રાજા જેમ લડાઇની સામગ્રી મેળવી લે છે, તેમ આ જીવ ઉપશમભાવનું બળ વ્રત, તપ, જપ, ધ્યાનાદિથી મેળવે છે. આ એકઠું કરેલું બળ જ્યારે જ્યારે સત્તામાં પડેલ કર્મ ઉદયમાં આવે છે, ત્યારે ત્યારે તેના ઉપર વાપરે છે અને તેથી કર્મનો ઉદય નિષ્ફળ કરીને કર્મની નિર્જરા કરે છે. નવા કર્મો ન બાંધવા અને જુના સત્તાગત ઉદય આવેલ કર્મો સમભાવે ભોગવી લેવાં, તે કર્મના ઉદયને નિષ્ફળ કરવા બરાબર છે.

ભગવાન **શ્રી મહાવીરદેવ**ની માફક કોઈ આત્મા વિશેષ બળવાન હોય તો તે ઉદય આવેલા કર્મોને ભોગવી નિષ્ફળ કરે, પણ તે સાથે સત્તામાં પડેલા કર્મોની ઉદીરણા કરીને જે મોડા ઉદય આવવાના હોય તેને તે તે નિમિત્તો-વડે બહાર લાવી સમભાવે નિર્જરી નાંખે છે. આવા સમર્થ આત્માઓ માટે નિર્જન પ્રદેશમાં રહેવાનો હેતુ કર્મથી ડરવાનો કે તે હઠાવવાના સાધનો પોતાની પાસે ઓછાં છે તે મેળવવા માટેનો નથી, પણ પોતાના કર્મક્ષય કરવાના આત્મધ્યાનાદિ સાધનોમાં મનુષ્ય વિઘ્નરૂપ ન થાય–વિક્ષેપ કરનાર ન થાય તે હોય છે, અને તેટલા માટે પણ નિર્જન-સ્થાન તેવા મહાત્માઓને વિશેષ ઉપયોગી છે.

પોતાના કાર્યની સિદ્ધિ માટે શ્રી શત્રુંજય પર્વતની ગુફામાં શુક રાજા છ મહિના સુધી પરમાત્માના જાપ અને ધ્યાનમાં નિર્જનસ્થાનમાં રહ્યા હતા. શ્રી નેમિનાથ પ્રભુ આત્મધ્યાન માટે ગીરનારજીના પ્રદેશમાં રહ્યા હતા. પ્રભુ શ્રી મહાવીરદેવ પણ આત્મધ્યાન માટે શૂન્ય ઘરો, સ્મશાનો, પહાડો, ગુફાઓ અને નિર્જન પ્રદેશવાળા વનાદિમાં રહ્યા હતા. મહાત્મા અનાથી મુનિ વૃક્ષોની ગીચ ઝાડીમાં ધ્યાનસ્થ રહ્યા હતા. ક્ષત્રિય મુનિ અને ગર્દભાલી મુનિ પણ વનના શાન્ત પ્રદેશમાં ધ્યાનસ્થ રહ્યા હતા. આ શાન્ત પ્રદેશના અભાવે મહાત્મા પ્રસન્નચંદ્ર રાજર્ષિએ શ્રેણિક રાજાના સુમુખ અને દુર્મુખ નામના દૂતોના મુખથી પોતાની પ્રશંસા અને નિંદાના વચનો સાંભળીને રૌદ્રધ્યાને સાતમી નરકનાં દલીયાં એકઠાં કર્યાં હતાં. એમના ધ્યાનની ધારા ધર્મ અને શુક્લ ધ્યાનને બદલે આર્ત્ત અને રૌદ્ર ધ્યાનના રૂપમાં બદલાઈ ગઈ હતી. છેવટે પાછી અન્ય નિમિત્તોના યોગે તેમની ધ્યાનની ધારા બદલાઈ ત્યારે જ તેઓ કેવળજ્ઞાન પામ્યા હતા.

ગીરનારજીની ગુફામાં ધ્યાન ધરતાં શ્રી રહનેમિ મુનિના ધ્યાનની ધારા પણ શ્રી રાજીમતીના નિમિત્તથી બદલાઈ હતી, પરંતુ શ્રી રાજીમતીની આત્મજાગૃતિએ પાછા તેમને સ્થિર કર્યા હતા.

મહાત્મા શ્રી નંદીષેણની ધર્મધ્યાનની ધારા વેશ્યાના નિમિત્તે બદલાઈ હતી, મહાત્મા દમસાર મુનિની આત્મધારા બ્રાહ્મણે ગામનાં ઘરોની ભીંતોવાળો પાછલો તપેલો માર્ગ બતાવવાથી ક્રોધના રૂપમાં બદલાઈ હતી.

આવા આવા સેંકડો દૃષ્ટાંતો સારા નિમિત્તોથી આત્મબળ જાગૃત થવાના અને ખરાબ નિમિત્તોથી આત્મમાર્ગમાંથી પતિત થવાના શાસ્ત્રોમાંથી મળી આવે છે, તેમજ આપણે પણ પ્રત્યક્ષ અનુભવીએ છીએ; માટે સાધક આત્માને–આત્મચિંતન કરનારને નિર્જનસ્થાનની બહુ જરૂર છે એ નિર્વિવાદ વાત છે.

સદ્બુદ્ધિ, સમભાવ, તત્ત્વાર્થનું ગ્રહણ, મન–વચન–કાયાનો નિરોધ, વિરોધી નિમિત્તોનો અભાવ, સારા નિમિત્તોની હયાતિ, રાગદ્વેષાદિનો ત્યાગ અને આત્મજાગૃતિ, એ સર્વ આત્માની વિશુદ્ધિના જેમ પ્રબળ નિમિત્તકારણો છે, તેમ આત્મચિંતન માટે નિર્જનસ્થાન એ પણ એક ઉત્તમ નિમિત્તકારણ છે.

જેમ ચંદ્રને દેખીને સમુદ્રમાં વેળાવૃદ્ધિ પામે છે, મેઘની વૃષ્ટિથી નદીઓમાં પાણીનો વધારો થાય છે, મોહથી કર્મમાં વધારો થાય છે, અનિયમિત ભોજન કરનારમાં રોગ વધે છે અને ઇન્દ્રિયોના વિષયોમાં વિશેષ પ્રવૃત્તિ કરનારમાં દુઃખનો વધારો થાય છે, તેમ મનુષ્યોના સંસર્ગથી વિકલ્પોનો, આશ્રવવાળા વચનોનો તથા પ્રવૃત્તિનો વધારો થાય છે. જેમ લાકડાંથી અગ્નિ વધે છે, તાપથી તૃષા અને ઉકળાટ વધે છે, રોગથી પીડા વધે છે, તેમ મનુષ્યોની સોબતથી વિચારો અને ચિંતા વધે છે.

વિષયોનો ત્યાગ, નિર્જનસ્થાન, તત્ત્વજ્ઞાન, ચિંતારહિત મન, નિરોગી શરીર અને મન–વચન–કાયાનો નિરોધ–એ સર્વ મુનિઓને મોક્ષને અર્થે ધ્યાનના પ્રબળ નિમિત્તો છે.

વિકલ્પો દૂર કરવા સંગત્યાગની જરૂર છે. મનુષ્યોની સોબત કાંઈ ને કાંઈ સ્મરણ કરાવ્યા વગર રહેતી નથી. એકી સાથે વળગેલા વીંછીઓ જેમ મનુષ્યોને પીડા ઉત્પન્ન કરે છે, તેમ વિકલ્પો આત્માને પીડા કરનારા છે. આ વિકલ્પો જ્યાં સુધી હોય ત્યાં સુધી આત્માને શાંતિ કયાંથી હોય? જો બાહ્ય સંગના ત્યાગથી આ જીવને આટલું સુખ થાય છે, તો પછી આત્માના સંગથી ખરું સુખ તેણે શા માટે ન ભોગવવું? અજ્ઞાની જીવો બાહ્ય વસ્તુના સંગથી સુખ માને છે, ત્યારે જ્ઞાનીઓ તેના ત્યાગમાં જ સુખ અનુભવે છે.

જેઓ નિર્જન પ્રદેશના સેવનથી વિશેષ પ્રકારે સાધ્ય થતા અધ્યયન અને સદ્ધ્યાનરૂપ અભ્યંતર અને બાહ્ય તપ કરે છે, તે મુમુક્ષુઓને ધન્ય છે! તેઓ ગુણી છે, વંદનીય છે અને વિદ્વાનોમાં મુખ્ય છે, કે જેઓ નિરંતર શુદ્ધ આત્મજ્ઞાનમાં મગ્ન થઈ નિર્જનપ્રદેશ સેવે છે. જ્ઞાનધ્યાનમાં વિઘ્નરૂપ ન હોય એવા નિર્જનસ્થાનને સત્પુરૂષો અમૃત કહે છે.

તે મહાત્માઓને ધન્ય છે, કે જેઓ ભોંયરામાં, ગુફાઓમાં, સમુદ્ર યા સરિતાના કિનારે, સ્મશાનમાં, વનમાં અને તેવા જ શાંત પ્રદેશમાં શુદ્ધ આત્મધ્યાનની સિદ્ધિને માટે વસે છે.

આવા શાંત પ્રદેશના અભાવે યોગીઓને મનુષ્યોનો સમાગમ થાય છે. તેમને જોવાવડે અને વચનથી બોલવાવડે મનનું હલનચલન થાય છે. તેમાંથી રાગદ્વેષાદિ પ્રગટે છે, ક્લેશ થાય છે અને છેવટે વિશુદ્ધિનો નાશ થાય છે. વિશુદ્ધિ વિના શુદ્ધ ચિદ્રૂપનું ચિંતન બરાબર થતું નથી અને

તેના વિના કર્મોના નાશથી પ્રગટ થતી આત્માની અનંત શક્તિઓ બહાર આવતી નથી. માટે જ વિવિક્ત સ્થાન ક્લેશનું નાશ કરનાર અને મુમુક્ષુ યોગીઓને પરમ શાંતિનું કારણ છે, એમ મહાત્માઓએ સ્વીકારેલું છે.

  

## પરદ્રવ્યસ્વરૂપ વિચારકર્ત્તવ્ય

પરદ્રવ્યનું સ્વરૂપ વિચારવાથી વૃત્તિ બહાર ન જતાં અંતરંગને વિષે રહે છે, અને સ્વરૂપ સમજ્યા પછી તેના થયેલા જ્ઞાનથી તે તેનો વિષય થઈ રહેતાં અથવા અમુક અંશે સમજવાથી તેટલો તેનો વિષય થઈ રહેતાં વૃત્તિ પાધરી બહાર નીકળી પરપદાર્થો વિષે રમણ કરવા દોડે છે. ત્યારે પરદ્રવ્ય કે જેનું જ્ઞાન થયું છે, તેને સૂક્ષ્મભાવે ફરી સમજવા માંડતાં વૃત્તિને પાછી અંતરમાં લાવવી પડે છે અને તેમ લાવ્યા પછી વિશેષપણે સ્વરૂપ સમજાયાથી જ્ઞાને કરી તેટલો તેનો વિષય થઈ રહેતાં વળી વૃત્તિ બહાર દોડવા માંડે છે, ત્યારે જાણ્યું હોય તેથી વિશેષ સૂક્ષ્મભાવે ફરી વિચારવા માંડતાં વળી પણ વૃત્તિ પાછી અંતરંગને વિષે પ્રેરાય છે. એમ કરતાં કરતાં વૃત્તિને અંતરંગભાવમાં લાવી શાંત કરવામાં આવે છે, અને એ પ્રમાણે વૃત્તિને અંતરંગમાં લાવતાં લાવતાં આત્માનો અનુભવ વખતે થઈ જાય છે. જ્યારે એ પ્રમાણે થાય છે ત્યારે વૃત્તિ બહાર જતી નથી, પરંતુ આત્માને વિષે શુદ્ધ પરિણતિરૂપ થઈ પરિણમે છે અને તે પ્રમાણે પરિણમવાથી બાહ્ય પદાર્થનું દર્શન સહજ થાય છે. આ કારણથી પરદ્રવ્યનું વિવેચન કામનું અથવા હેતુરૂપ થાય છે.

# આત્મા સાથે કર્મના પુદ્ગલોનો સંબંધ અને બંધનમુક્તિ

આત્મા પોતાનું ભાન ભૂલી, પોતાના સ્વભાવથી મનવડે, વચનવડે અને શરીરવડે રાગદ્વેષવાળી પ્રવૃત્તિ કરે છે, તે વખતે જેમ લોઢું લોહચુંબક તરફ આકર્ષાય છે, તેમ આ જગત્માં સર્વત્ર ભરેલા પુદ્ગલ પરમાણુઓમાંથી પોતાની લાગણીને લાયકનાં પુદ્ગલો પોતા તરફ આકર્ષે છે અને તીવ્ર કે મંદ લાગણીના પ્રમાણમાં તે પુદ્ગલોનું આત્મપ્રદેશ સાથે જોડાણ કરે છે.

આ રાગદ્વેષવાળી લાગણીઓના ચાર વિભાગો પડે છે. એક વિપરીત પ્રવૃત્તિવાળી લાગણી કે જેને મિથ્યાત્વ કહેવામાં આવે છે. તેને લઈને જે વસ્તુ આત્મા નથી તેમાં આત્માની લાગણી થાય છે: જે વસ્તુ અનિત્ય છે, અસાર છે તેમાં નિત્યપણાની, સારાપણાની લાગણી થાય છે: અપવિત્રમાં પવિત્રપણાની લાગણી થાય છે. આ મિથ્યાત્વની લાગણી આત્મભાન બહુ જ ભૂલાવે છે અને પુદ્ગલ જે જડ પદાર્થો છે તે દેહાદિમાં સત્યતાની, નિત્યતાની, સારપણાની અને પવિત્રતાની બુદ્ધિ ધારણ કરાવે છે. સત્ય, નિત્ય, સારભૂત અને પવિત્ર તો આત્મા જ છે. તેને બદલે જડ પદાર્થમાં તેવી લાગણી અને પ્રવૃત્તિ થવી તેને '**મિથ્યાત્વ**' કહે છે.

પુદ્ગલોનો આત્મા સાથે સંબંધ જોડનાર બીજી લાગણી '**અવિરતિ**' નામની છે. અવિરતિનો ટૂંકો અર્થ ઇચ્છાઓને છૂટી મૂકવી તે. આત્માની શક્તિ મેળવવાની

ઇચ્છાને બદલે પુદ્ગલો મેળવવાની ઇચ્છા કરવી, આત્મ-શક્તિનો ઉપયોગ આત્માના આનંદ માટે ન કરતાં પુદ્ગલો મેળવવા અને પુદ્ગલોના સુખ ભોગવવા માટે કરવો અને ઇન્દ્રિયોના વિષયોને જ પોષણ મળે તે તરફ આત્મશક્તિના ઉપયોગને વહેવરાવ્યા કરવો, તે **અવિરતિ**. તેથી પુદ્ગલોનો આત્મા સાથેનો સંબંધ વધારે વધતો જાય છે.

આત્મા સાથે કર્મના પુદ્ગલોનો સંબંધ વધારનાર ત્રીજી લાગણી 'કષાયો'ની છે. ઇન્દ્રિયોને પોષણ આપવા–વિષયો મેળવવા માટે ક્રોધનો, માનનો, માયાનો અને લોભનો ઉપયોગ કરવામાં આવે છે. આ ચારને કષાયો કહે છે. કોઈ પ્રસંગે આ વિષયો મેળવવા માટે તો કોઇ વખતે તેનું રક્ષણ કરવા માટે અથવા પોતાના કે પરના પ્રસંગમાં આ ચાર કષાયોમાંથી કોઇ પણ કષાયવાળી લાગણીની મુખ્યતા હોય છે. આ કષાયવાળી લાગણીઓ પુદ્ગલોનો આત્મા સાથે સંબંધ વિશેષ દૃઢ કરાવે છે અને ટકાવી રાખે છે.

ચોથી લાગણી કર્મપુદ્ગલોનો સંબંધ જોડનારી મન–વચન–શરીરની પ્રવૃત્તિની છે. તે લાગણી રાગ ઉત્પન્ન કરાવીને કે દ્વેષ કરાવીને, પોતાને માટે કે પરને માટે પણ તે ત્રણ મન આદિ 'યોગ'ની પ્રવૃત્તિ પુદ્ગલોનો સંચય કરાવે છે. તે પુદ્ગલો શુભ પણ હોય અને અશુભ પણ હોય, છતાં બન્ને બંધનરૂપ તો છે જ.

આ ચાર પ્રયત્નોમાં મિથ્યાત્વની લાગણી સર્વ કરતાં પુદ્ગલોનો આત્મા સાથે વિશેષ સંબંધ કરાવે છે અને ટકાવી પણ રાખે છે. ખરી રીતે જોઇએ તો માલુમ પડશે

કે—જેમ ઝાડને ટકાવી રાખનાર અને પોષણ આપનાર તેનાં મૂળ છે, તેમ કર્મોને ટકાવી રાખનાર અને પોષણ આપનાર આ મિથ્યાત્વની લાગણી છે. મિથ્યાત્વની લાગણી ન હોય તો અવિરતિ-ઈચ્છાની લાગણી તેથી ઓછો કર્મસંગ્રહ કરાવે છે. મિથ્યાત્વ અને અવિરતિ તે બન્ને લાગણી ન હોય તો કષાયની લાગણી તેથી પણ ઓછો સંગ્રહ કરાવે છે અને ઉપરની ત્રણેય લાગણી ન હોય તે પ્રસંગે મન આદિ ત્રણની લાગણી ઘણો જ થોડો કર્મબંધ કરાવે છે. આ ઉપરથી એ સ્પષ્ટ જણાય છે કે—આત્મભાન ભૂલવું તે **'મિથ્યાત્વ'** ઇચ્છાઓને કાબૂમાં રાખવાનો નિયમ ન કરવો તે **'અવિરતિ'** રાગદ્વેષવાળી પ્રવૃત્તિ તે **'કષાય'** અને મન-વચન-શરીરની સામાન્ય પ્રવૃત્તિ તે **'યોગ.'** કોઈ વખતે એક, કોઈ વખતે બે, કોઇ વખતે ત્રણ અને કોઈ પ્રસંગે ચારેય જાતની લાગણીઓ એકી સાથે હોય છે.

આ ચાર કારણો વડે ગ્રહણ કરાયેલાં કર્મપુદ્ગલોનો આત્માની સાથે સંબંધ થાય છે. તે સંબંધ તે તે કારણો વડે વૃદ્ધિ પામે છે અને નિમિત્તની પ્રબળતાથી લાંબા વખત સુધી ટકી રહે છે.

પ્રસ્તુત ચાર કારણોથી આત્મા સાથે બંધાતા કર્મ-પુદ્ગલોને તેના વિરોધી આ ચાર કારણોથી દૂર કરી શકાય છે.

**બંધનમુક્તતા**—અજ્ઞાનદશામાં આત્મા પોતાની શક્તિનો ઉપયોગ રાગદ્વેષ સાથે કરે છે, એ કારણથી આત્મા અને કર્મપુદ્ગલોનો સંબંધ ટકી રહે છે. તે કારણોને દૂર

કરવાથી કર્મપુદ્ગલોનો સંબંધ છૂટી જાય છે, જેનું નામ કર્મબંધથી મુક્તિ છે.

આત્મા જે વસ્તુ છે તેને તે રૂપે જાણવી અર્થાત્ સત્‌ને સત્‌રૂપે જાણવું, તે મિથ્યાત્વનું વિરોધી **સમ્યગ્દર્શન** છે. આત્મા નિત્ય છે, સત્ય છે, પવિત્ર છે, આનંદસ્વરૂપ છે. એને બરોબર સમજવાથી અને પ્રવૃત્તિના સર્વ પ્રસંગોમાં તે જ્ઞાન ટકાવી રાખવાથી મિથ્યાત્વથી આવતાં કર્મપુદ્ગલો અટકી જાય છે. આ સત્યનો પ્રકાશ પ્રબળ થતાં વિવિધ પ્રકારની માયિક ઈચ્છાઓ ઓછી થઈ જાય છે. અને જે ઈચ્છા થાય છે તે પોતાને અને પરને આનંદરૂપ થાય તેવી થાય છે. તેમ થતાં **અવિરતિ** નામની કર્મસંબંધ ટકાવી રાખનાર બીજી લાગણીથી આવતાં કર્મો પણ અટકી જાય છે.

આત્મા તરફ જેમ જેમ પ્રેમ વધતો જાય છે, તેમ તેમ ઈચ્છાઓ પણ આત્માને પોષણ મળે તેવી જ થાય છે. વળી તેને લઈને ક્રોધ, માન, માયા અને લોભની પ્રવૃત્તિ મંદ થઈ જાય છે, કેમકે–પુદ્ગલો મેળવવાની ઈચ્છા માટે જ ક્રોધાદિનો ઉપયોગ કરવો પડે છે. તે ઈચ્છાઓ બંધ થતાં ક્રોધાદિની પ્રવૃત્તિ પણ અટકી જ પડે અને કષાયની પ્રવૃત્તિ મંદ થતાં તે પ્રસંગે તેટલી મન–વચન-શરીરની પ્રવૃત્તિ હોય છતાં તે નિરસ હોવાથી કર્મપુદ્ગલોને આકર્ષવાનું બળ તેમાંથી ઓછું થઈ ગયેલું હોય છે, તેથી આત્માનો કર્મપુદ્ગલો સાથેનો સંબંધ ઓછો થતો જાય છે અને પૂર્વે જે અજ્ઞાનદશામાં સંબંધ બાંધેલો હોય છે તે

આત્મસ્વરૂપમાં સ્થિરતા કરવાથી તથા વર્તમાનકાળે અનુભવ કરી લેવાથી સત્તામાં રહેલા કર્મો પણ ઓછાં થતાં જાય છે. આ સર્વ કહેવા ઉપરથી એ નિર્ણય થયો કે—(૧) મિથ્યાત્વવાળી અજ્ઞાનદશાથી આવતાં કર્મપુદ્ગલો સમ્યગ્દર્શનથી રોકાય છે, (૨) અવિરતિ-ઇચ્છાઓથી આવતાં કર્મપુદ્ગલો ઇચ્છાનો નિરોધ કરવારૂપ વિરતિથી રોકાય છે, (૩) ક્રોધ, માન, માયા અને લોભથી આવતાં કર્મપુદ્ગલો ક્ષમા, નમ્રતા, સરળતા અને સંતોષથી રોકાય છે, અને (૪) મન-વચન-શરીરથી આવતાં કર્મપુદ્ગલો મનાતીત, વચનાતીત, કાયાતીતરૂપ આત્મસ્વરૂપમાં સ્થિરતા કરવાથી રોકાય છે.

આવતાં કર્મને રોકવા તેને '**સંવર**' કહે છે. પૂર્વના સત્તામાં જે કર્મો હતાં તેને શરીરાદિવડે ભોગવી લેવાથી અને આત્મસ્વરૂપમાં સ્થિરતા કરવાથી ફળ આપવાના સ્વભાવથી વિખેરી નાખવામાં આવે છે, તેને '**નિર્જરા**' કહે છે. આ પ્રમાણે મહેનત કરવાથી કર્મપુદ્ગલોનો આત્મા સાથેનો સંબંધ તોડી શકાય છે યા છૂટો કરી શકાય છે. દેહમાં કે ભવમાં ટકાવી રાખનાર આ સર્વ કર્મોનો આત્મપ્રદેશ સાથેનો સંબંધ સર્વથા છૂટો થવો તેનું નામ બંધનમુક્તતા અર્થાત્ '**મોક્ષ**' છે.

આ કર્મોના આવરણો દૂર થવાથી આત્માની અનંત શક્તિઓ પ્રગટ થાય છે. જેમ આંખ પાસેના અમુક ભાગના આવરણો ખસી જવાથી આંખથી ઘણા દૂરના પ્રદેશ પર્યંત જોઇ શકીએ છીએ, તેમ આત્માના તમામ પ્રદેશ ઉપરથી આ શક્તિઓને રોકનાર કર્મપુદ્ગલો નીકળી જાય તો

આત્માની અનંત શક્તિઓ પ્રગટ થાય તેમાં આશ્ચર્ય શું ?

આ પ્રમાણે આત્મા સાથેનો કર્મપુદ્ગલોનો સંબંધ તૂટી જાય છે અને તે તોડવા માટે જ ત્યાગ, વૈરાગ્ય, ધર્મ વિગેરેની જરૂરીયાત મહાન્ સદ્ગુરુઓએ સ્વીકારી છે.

  

## દ્રવ્યાનુયોગનું ફળ

દ્રવ્યાનુયોગ પરમ ગંભીર અને સૂક્ષ્મ છે, નિર્ગ્રન્થ પ્રવચનનું રહસ્ય છે, તેમજ શુક્લધ્યાનનું કારણ છે; અને શુક્લધ્યાનથી કેવળ-જ્ઞાન સમુત્પન્ન થાય છે. દર્શનમોહનો અનુભાગ ઘટવાથી અથવા નાશ પામવાથી, વિષય પ્રત્યે ઉદાસીનતાથી અને મહત્પુરૂષના ચરણ-કમળની ઉપાસનાના બળથી દ્રવ્યાનુયોગ પરિણમે છે. જેમ જેમ સંયમ વર્ધમાન થાય છે તેમ તેમ દ્રવ્યાનુયોગ યથાર્થ પરિણમે છે. સંયમની વૃદ્ધિનું કારણ સમ્યગ્દર્શનનું નિર્મલત્વ છે. તેનું કારણ પણ 'દ્રવ્યાનુયોગ' થાય છે. દ્રવ્યાનુયોગનું ફળ સર્વ ભાવથી વિરામ પામવારૂપ સંયમ છે.

# આત્માનો આધ્યાત્મિક વિકાસક્રમ

આત્માની શક્તિઓના ક્રમિક વિકાસને ગુણસ્થાન કહે છે. જૈનશાસ્ત્રમાં ગુણસ્થાન એ પારિભાષિક શબ્દની મતલબ આત્મિક શક્તિનો આવિર્ભાવ અર્થાત્ એનું શુદ્ધ કાર્યરૂપમાં પરિણત રહેવાની તરતમ ભાવવાળી અવસ્થાઓ છે. આત્માનું વાસ્તવિક સ્વરૂપ શુદ્ધ ચેતના યા પૂર્ણાનંદમય છે. જ્યાં સુધી આત્માની ઉપર ઘન વાદળાની જેમ તીવ્ર આવરણની ઘટા છવાએલી હોય છે ત્યાં સુધી એનું અસલી સ્વરૂપ દેખા દેતું નથી, કિન્તુ આવરણો ક્રમશઃ શિથિલ યા નષ્ટ થયે જ એનું અસલી સ્વરૂપ પ્રગટ થાય છે. આવરણોની તીવ્રતા જ્યાં સુધી આખરી હદની હોય છે ત્યાં સુધી આત્મા પ્રાથમિક અવિકસિત અવસ્થામાં હોય છે અને જ્યારે આવરણ બીલ્કુલ નષ્ટ થાય છે ત્યારે આત્મા ચરમ અવસ્થા-શુદ્ધ સ્વરૂપની પૂર્ણતામાં વર્તમાન હોય છે. જેમ જેમ આવરણોની તીવ્રતા કમ હોય છે, તેમ તેમ આત્મા પ્રાથમિક અવસ્થાને છોડીને ધીમે ધીમે શુદ્ધ સ્વરૂપનો લાભ પ્રાપ્ત કરતો ચરમ અવસ્થા તરફ પ્રસ્થાન કરે છે. પ્રસ્થાન વખતે આ બે અવસ્થાની વચમાં એને અનેક નીચી-ઊંચી અવસ્થાઓનો અનુભવ કરવો પડે છે. પ્રથમ અવસ્થાને અવિકાસની અવસ્થા અથવા અધઃપતનની પરાકાષ્ઠા અને છેલ્લી અવસ્થાને વિકાસ યા ઉત્ક્રાન્તિની પરાકાષ્ઠા સમજવી જોઈએ. આ વિકાસક્રમની મધ્યવર્તિની બધી અવસ્થાઓને અપેક્ષાએ ઉચ્ચ યા નીચ પણ કહી શકાય છે. અર્થાત્ મધ્યવર્તિની કોઈ પણ અવસ્થા ઉપરવાળી અવસ્થાની

અપેક્ષાએ નીચ અને નીચેવાળી અવસ્થાની અપેક્ષાએ ઉચ્ચ કહી શકાય છે. વિકાસની તરફ પ્રસ્થાન કરતો આત્મા વસ્તુતઃ ઉક્ત પ્રકારની સંખ્યાતીત આધ્યાત્મિક ભૂમિકાઓનો અનુભવ કરે છે, પરંતુ જૈનશાસ્ત્રમાં સંક્ષેપમાં એનું વર્ગીકરણ કરીને તેના ચૌદ વિભાગ કર્યા છે, જે '**ચૌદ ગુણસ્થાન**' કહેવાય છે.

રાગ–દ્વેષના અધ્યવસાયથી મનનો નિગ્રહ કરનારી તેમજ ઐહિક–પારલૌકિક અભિલાષાઓનો ત્યાગ કરનારી વ્યક્તિ કર્મ રોકી શકે છે. કર્મના ઉપાદાનમાં હેતુરૂપ એવા પરિણામનો અભાવ તે '**સંવર**' કહેવાય છે. આધ્યાત્મિક વિકાસનો ક્રમ આસ્રવનિરોધ યાને સંવરના ક્રમ ઉપર અવલંબિત છે. એથી જેમ જેમ સંવરની માત્રા વધતી જાય, તેમ તેમ ઉચ્ચ ઉચ્ચ ગુણસ્થાન પ્રાપ્ત થતું જાય છે.

તમામ આવરણોમાં મોહનું આવરણ પ્રધાન છે કે જેનાથી રાગ–દ્વેષની ઉત્પત્તિ છે. જ્યાં સુધી મોહ બલવાન્ અને તીવ્ર હોય ત્યાં સુધી અન્ય તમામ આવરણો બલવાન્ અને તીવ્ર બનેલા રહે છે. એનાથી વિપરીત મોહ નિર્બલ થયે જ અન્ય આવરણોની એવી જ દશા થઇ જાય છે. અર્થાત્ મોહ નિર્બલ થયે છતે અન્ય આવરણો પણ નિર્બલ બની જાય છે. અતઃ આત્માને વિકાસ કરવામાં મુખ્ય બાધક મોહની પ્રબલતા અને મુખ્ય સહાયક મોહની નિર્બલતા સમજવી જોઈએ. એથી કરી ગુણસ્થાનોની વિકાસક્રમગત અવસ્થાઓ મોહશક્તિની ઉત્કટતા, મન્દતા તથા અભાવ પર અવલંબિત છે.

મોહની પ્રધાન શક્તિઓ બે છે. એમાંથી પહેલી

શક્તિ આત્માને દર્શન અર્થાત્ સ્વરૂપ-પરરૂપનો નિર્ણય કિંવા જડ-ચેતનનો વિભાગ યા વિવેક કરવા દેતી નથી અને બીજી શક્તિ આત્મા વિવેકને પ્રાપ્ત કર્યે છતે પણ તદનુસાર પ્રવૃત્તિ અર્થાત્ અધ્યાસ પરપરિણતિથી છૂટી સ્વરૂપલાભ કરવા દેતી નથી. વ્યવહારમાં પણ સ્થાન સ્થાન પર એ દેખાય છે કે- કોઇ વસ્તુનું યથાર્થ દર્શન યા બોધ કર્યેથી જ તે તે વસ્તુ મેળવવાની યા ત્યાગવાની ચેષ્ટા હોઈ શકે છે અને સફલ પણ બને છે. આધ્યાત્મિક વિકાસગામી આત્મા માટે મુખ્ય બે જ કાર્ય છે. પહેલા સ્વરૂપ તથા પરરૂપનું યથાર્થ દર્શન કિંવા ભેદજ્ઞાન કરવું અને બીજું સ્વરૂપમાં સ્થિત રહેવું. એમાંથી પહેલા કાર્યને રોકવાવાળી મોહશક્તિને જૈનશાસ્ત્રમાં '**દર્શનમોહ**' અને બીજા કાર્યને રોકવાવાળી મોહશક્તિને '**ચારિત્રમોહ**' કહેવાય છે. બીજી શકિત પહેલી શક્તિની અનુગામિની છે અર્થાત્ પહેલી શક્તિ પ્રબલ હોય છે, ત્યાં સુધી બીજી શક્તિ કદિ પણ નિર્બલ હોતી નથી: અને પહેલી શક્તિ મન્દ, મન્દતર અને મન્દતમ હોયે છતે જ બીજી શક્તિ પણ ક્રમશઃ એ જ પ્રમાણે થાય છે. અથવા એક વાર આત્મા સ્વરૂપદર્શન પામે તો ફેર સ્વરૂપલાભ કરવાનો માર્ગ પ્રાપ્ત થાય છે.

અવિકસિત કિંવા સર્વથા અધઃપતિત આત્માની અવસ્થા પ્રથમ ગુણસ્થાન છે. એમાં મોહની ઉક્ત બન્ને શક્તિઓ પ્રબલ હોવાના કારણે આત્માની આધ્યાત્મિક સ્થિતિ બીલ્કુલ નીચી હોય છે. આ ભૂમિકામાં આત્મા ચાહે આધિ-ભૌતિક ઉત્કર્ષ ગમે તેટલો કરી લે, પણ એની પ્રવૃત્તિ તાત્ત્વિક

લક્ષ્યથી સર્વથા શૂન્ય હોય છે. જેવી રીતે દિશાભ્રમવાળો મનુષ્ય પૂર્વને પશ્ચિમ માની ગતિ કરે છે અને પોતાના ઇષ્ટસ્થાનને નહિ પામતા એનો બધો શ્રમ વૃથા બને છે, તેવી રીતે પ્રથમ ભૂમિકાવાળો આત્મા પરરૂપને સ્વરૂપ સમજી એને મેળવવાને પ્રતિક્ષણ અનુરક્ત રહે છે અને વિપરીત દર્શન યા મિથ્યાદૃષ્ટિનું કારણ રાગદ્વેષની પ્રબલતાનો શિકાર બનીને તાત્ત્વિક સુખથી વંચિત રહે છે. આ ભૂમિકાને શ્રી જૈનશાસનમાં '**બહિરાત્મભાવ**' કિંવા '**મિથ્યાદર્શન**' કહેવાય છે. આ ભૂમિકામાં જેટલા આત્મા વર્તમાન હોય છે એ બધાની આધ્યાત્મિક સ્થિતિ એક જ સરખી હોતી નથી, અર્થાત્ બધા ઉપર સામાન્યતઃ મોહની બન્ને શક્તિનું આધિપત્ય હોયે છતે પણ થોડા–ઘણો તરતમભાવ અવશ્ય હોય છે. કોઈ પર મોહનો પ્રભાવ ગાઢતમ, કોઇ પર ગાઢતર અને કોઈ પર એનાથી પણ ઓછો હોય છે. વિકાસ કરવો એ આત્માનો પ્રાયઃ સ્વભાવ છે. એથી કરી જ્યારે જાણતાં કે અજાણતાં આત્મા ઉપરથી મોહનો પ્રભાવ કમ થતો આવે છે, ત્યારે કંઇક વિકાસની તરફ અગ્રેસર થાય છે અને તીવ્રતમ રાગદ્વેષને કંઈક મન્દ કરીને મોહની પ્રથમ શક્તિને છિન્નભિન્ન યોગ્ય આત્મબળ પ્રગટ કરી લે છે. આવી સ્થિતિને જૈનશાસ્ત્રમાં '**ગ્રન્થિભેદ**' કહેવાય છે.

ગ્રન્થિભેદનું કાર્ય અતિ વિષમ છે. રાગદ્વેષરૂપ તીવ્રતમ વિષગ્રંથિ એક વાર શિથિલ યા છિન્નભિન્ન થઇ જાય તો બેડો પાર થયો સમજવો, કારણ કે–ત્યાર બાદ મોહની પ્રધાન શક્તિ દર્શનમોહને શિથિલ થવામાં વાર લાગતી નથી:

અને દર્શનમોહ શિથિલ થયો એટલે ચારિત્રમોહની શિથિલતાનો માર્ગ ખૂલ્લી જવામાં વાર લાગતી નથી. એક તરફ રાગદ્વેષ પોતાના પૂર્ણ બળનો પ્રયોગ કરે છે અને બીજી તરફ વિકાસોન્મુખ આત્મા પણ રાગદ્વેષના પ્રભાવને કમ કરવાને માટે પોતાના વીર્ય–બળનો પ્રયોગ કરે છે. આ આધ્યાત્મિક યુદ્ધમાં માનસિક વિકાર અને આત્માની પ્રતિદ્વન્દ્વતામાં કોઈ એક તો કોઈ બીજો જયલાભ પ્રાપ્ત કરે છે. અનેક આત્માઓ એવા પણ હોય છે કે–ગ્રન્થિભેદ કરવા યોગ્ય બળ પ્રગટ કરીને પણ છેવટે રાગદ્વેષના તીવ્ર પ્રહારોથી આહત બની–હાર ખાઈને પોતાની મૂળ સ્થિતિમાં આવી જાય છે અને અનેક વાર પ્રયત્ન કરવા છતાં પણ રાગદ્વેષ પર જયલાભ પ્રાપ્ત કરી શકતા નથી. ઘણા આત્માઓ એવા પણ હોય છે કે–તેઓ ન તો હાર ખાઈને પાછા ફરે અને ન તો જયલાભ પ્રાપ્ત કરે, કિન્તુ ચિરકાળ સુધી આધ્યાત્મિક યુદ્ધના મેદાનમાં પડી રહેલા હોય છે. કોઈ કોઈ આત્મા એવા પણ હોય છે, કે જે પોતાની શક્તિનો યથોચિત પ્રયોગ કરીને આ આધ્યાત્મિક યુદ્ધમાં રાગદ્વેષ પર જયલાભ પ્રાપ્ત કરી લે છે. કોઈ પણ માનસિક વિકારની પ્રતિદ્વન્દ્વતાની આ ત્રણે અવસ્થાઓમાં કદિ હાર ખાઇને પાછા ફરવું, કદિ પ્રતિસ્પર્ધામાં સ્થિર રહેવું અને કદિ જયલાભ પ્રાપ્ત કરવો, આ અનુભવ દરેકને હોય છે. આ જ સંઘર્ષ કહેવાય છે. સંઘર્ષ વિકાસનું કારણ છે. ચાહે વિદ્યા, ધન, કીર્તિ આદિ કોઈ પણ ઈષ્ટવસ્તુ પ્રાપ્ત કરતી વખતે અચાનક અનેક વિઘ્નો ઉપસ્થિત થાય છે અને એની પ્રતિદ્વન્દ્વતામાં ઉક્ત પ્રકારની

ત્રણે અવસ્થાઓનો અનુભવ પ્રાયઃ બધાને હોય છે. કોઈ વિદ્યાર્થી ધનાર્થી યા કીર્તિકાંક્ષી જ્યારે પોતાના ઇષ્ટની પ્રાપ્તિ અર્થે પ્રયત્ન કરે છે, ત્યારે કાં તો વચ્ચે અનેક કઠિનતાઓ જોઇને પ્રયત્નને છોડી દે છે યા તો કઠિનતાઓને પાર કરીને ઇષ્ટપ્રાપ્તિના માર્ગ પર અગ્રેસર થાય છે. જે અગ્રેસર થાય છે, તે મોટો વિદ્વાન્, ધનવાન યા કીર્તિશાળી બને છે. જે કઠિનતાઓથી ડરીને પાછો ભાગે છે, તે પામર, અજ્ઞાની અને કીર્તિહીન બની રહે છે: અને જે કઠિનતાઓને ન તો જીતી શકતો કે ન તો હાર ખાઇ પાછો ફરતો, તે સાધારણ સ્થિતિમાં જ પડી રહી કોઈ ધ્યાન ખેંચવા યોગ્ય ઉત્કર્ષ યા લાભ પ્રાપ્ત કરી શકતો નથી.

આ ભાવને સમજાવવાને શાસ્ત્રમાં એક દૃષ્ટાંત આપેલું છે. તે એ છે કે–કોઈ ત્રણ પ્રવાસી અમુક નગર તરફ નીકળ્યા છે. ચાલતાં ચાલતાં તેઓ ઉપદ્રવથી ભયંકર અટવીમાં આવી ચડે છે. તેમના આગમનની રાહ જોઈને જ બેસી રહ્યા હોય એમ બે ચોરો તેમને પકડવા દોડી આવે છે. આ બન્નેને આવતાં જોઈ ભયભીત થયેલો એક મનુષ્ય તો સત્વર પોબારા ગણી જાય છે, બીજો માણસ તે ચોરોના પંજામાં સપડાય છે, જ્યારે ત્રીજો પુરુષ તો અસાધારણ પુરુષાર્થ ફોરવીને બે ચોરોને હંફાવી–હરાવી અટવી ઓળંગી ઇષ્ટનગરે જઈ પહોંચે છે. આ દૃષ્ટાન્તનો ઉપનય એ છે કે–ત્રણ મનુષ્યો તે સંસારી જીવો, ભયંકર અટવી તે સંસાર, બે ચોર તે રાગદ્વેષ, ચોરોનું નિવાસસ્થાન તે ગ્રન્થિદેશ, ચોરોથી બીજો ભાગી જનારો મનુષ્ય તે મલિન અધ્યવસાયના યોગે

પાછો દીર્ઘ સ્થિતિવાળા કર્મો બાંધનારો જીવ, ચોરોના પંજામાં સપડાયેલો મનુષ્ય તે ગ્રન્થિદેશમાં રહેલો જીવ, કે જે વિશેષ શુદ્ધ પરિણામના અભાવે ગ્રન્થિ ભેદતો નથી તેમજ અવસ્થિત પરિણામી હોવાથી પાછો પણ વળતો નથી, તથા પોતાનું શૂરાતન વાપરી ઈષ્ટનગરે જઈ પહોંચનાર મનુષ્ય તે કુહાડાની તિક્ષ્ણ ધાર જેવા આગળ કહેવામાં આવનાર અપૂર્વકરણરૂપી અધ્યવસાયે કરી રાગદ્વેષની ગ્રન્થિને ચીરનાર સમ્યક્ત્વ સંપાદન કરનારો ભવ્ય જીવ. આ રીતે માનસિક વિકારોની સાથે આધ્યાત્મિક યુદ્ધ કરવામાં જે જય-પરાજય થાય છે, તેનો સુંદર ખ્યાલ આ દૃષ્ટાન્તથી આવી શકે તેમ છે.

પ્રથમ ગુણસ્થાને રહેવાવાળા વિકાસગામી એવા પણ આત્માઓ હોય છે, કે જેણે રાગદ્વેષના તીવ્રતમ વેગને થોડા પણ દબાવેલા હોય છે, પણ મોહની પ્રધાન શક્તિ અર્થાત્ દર્શનમોહને શિથિલ કરેલી હોતી નથી. એથી કરી તેવા આત્માઓ જો કે આધ્યાત્મિક લક્ષ્ય વિષે સર્વથા અનુકૂલગામી નથી હોતા, તો પણ એનો બોધ તથા ચારિત્ર અન્ય અવિકસિત આત્માની અપેક્ષાએ સુંદર હોય છે. આ જીવોને ઈર્ષા-દ્વેષ આદિ દોષો બહુ જ થોડો પ્રભાવ પાડી શકે છે અર્થાત્ ઘણા મંદ પડી ગયેલા હોય છે, કેમકે-આ જીવોને આત્મકલ્યાણ કરવાની તીવ્ર અભિલાષા હોય છે એથી કરીને તેઓ સંસારના પ્રપંચથી દૂર રહેવા મથે છે. આમ હોઇને તેઓ નીતિના માર્ગે ચાલે, સત્પુરુષોનો પક્ષપાત કરે તથા સુદેવાદિનું બહુમાન જાળવવા અથાગ પરિશ્રમ

આદરે તેમાં નવાઈ નથી. આવા જીવો અધ્યાત્મની પ્રથમ ભૂમિકાળવાળા મિત્રાદૃષ્ટિવાન્ '**અપુનર્બન્ધક**' હોય છે, એટલે કે-જે અવસ્થા દરમિયાન મિથ્યાત્વનો ઉત્કૃષ્ટ બંધ અટકી જાય એવી અવસ્થાએ તેઓ પહોંચેલા હોય છે. જો કે એવા આત્માઓની આધ્યાત્મિક દૃષ્ટિ સર્વથા આત્મોન્મુખ ન હોવાના કારણે વસ્તુતઃ મિથ્યાદૃષ્ટિ, વિપરીતદૃષ્ટિ વા અસત્દૃષ્ટિ કહેવાય છે, તો પણ તે સદ્દૃષ્ટિની સમીપ લઇ જવાવાળી હોવાના કારણે શાસ્ત્રકારે ઉપાદેય માનેલી છે.

બોધ, વીર્ય અને ચારિત્રની તરતમભાવની અપેક્ષાએ આ અસત્ દૃષ્ટિના પણ ચાર ભેદ કરીને મિથ્યાદૃષ્ટિ ગુણસ્થાનની અન્તિમ અવસ્થાનો શાસ્ત્રમાં વિશદ ઉલ્લેખ કરેલો છે. આ ચાર દૃષ્ટિઓમાં જે વર્તમાન હોય છે, તેને સદ્દૃષ્ટિનો લાભ પ્રાપ્ત કરવામાં વાર લાગતી નથી.

સદ્બોધ, સદ્વીર્ય અને સચ્ચારિત્રની તરતમભાવની અપેક્ષાએ સદ્દૃષ્ટિના પણ ચાર વિભાગ કરેલા છે, જેમાં મિથ્યાદૃષ્ટિનો ત્યાગ કરી અથવા મોહની એક યા બે શક્તિઓને જીતી આગળ વધેલા વિકસિત આત્માઓનો સમાવેશ થઈ જાય છે: અથવા બીજી રીતે કહીએ તો જેમાં આત્માંનું સ્વરૂપ ભાસિત હોય અને એની પ્રાપ્તિ માટે મુખ્ય પ્રવૃત્તિ હોય તે સદ્દૃષ્ટિ. એનાથી વિપરીત જેમાં આત્માનું સ્વરૂપ ન તો યથાવત્ ભાસિત હોય અને ન તો તેની પ્રાપ્તિ માટે પ્રવૃત્તિ હોય, તે અસત્દૃષ્ટિ.

બોધ, વીર્ય અને ચારિત્રના તરતમભાવને લક્ષ્યમાં રાખી શાસ્ત્રમાં બન્ને દૃષ્ટિના ચાર ચાર વિભાગ પાડેલા છે,

જેમાં સર્વે વિકાસગામી આત્માઓનો સમાવેશ થઇ જાય છે અને જેનું વર્ણન જાણવાથી આધ્યાત્મિક વિકાસનું ચિત્ર આંખો સામે ખડું થઈ જાય છે. એ જાણવાને માટે ભ૦ શ્રી હરિભદ્રસૂરિકૃત **યોગદૃષ્ટિસમુચ્ચય** તથા પૂ. ઉ૦ **શ્રી યશો-વિજયજી**કૃત ૨૧ થી ૨૪ સુધી ચાર દ્વાત્રિંશિકા જોવી જોઇએ.

આત્મા અનાદિકાળથી જન્મ–મરણના પ્રવાહમાં પડેલો તેમજ અનેક શારીરિક તથા માનસિક દુઃખોને અનુભવતો અજ્ઞાનપણામાં–અનાભોગથી, ગિરિ–નદી–પાષાણના ન્યાયથી જ્યારે આત્માનું આવરણ કંઈક શિથિલ થાય છે અને એનું કારણ તે આત્માને અનુભવ તથા વીર્યોલ્લાસની માત્રા કંઈક વધે છે, ત્યારે તે વિકાસગામી આત્માના પરિણામોની શુદ્ધિ તથા કોમળતા કંઈક વધે છે; જેથી કરી રાગ–દ્વેષની તીવ્ર-તમ દુર્ભેદ ગ્રન્થિને તોડવાની યોગ્યતા ઘણે અંશે પ્રાપ્ત કરી લે છે. આ અજ્ઞાનપૂર્વક દુઃખ સંવેદનાજનિત અતિ અલ્પ આત્મશુદ્ધિને જૈનશાસ્ત્રમાં **'યથાપ્રવૃત્તિકરણ'** કહેવાય છે. ત્યાર બાદ જ્યારે અધિક આત્મશુદ્ધિ તથા વીર્યોલ્લાસની માત્રા વધે છે, ત્યારે રાગ–દ્વેષની દુર્ભેદ વિષગ્રન્થિનો ભેદ કરી શકે છે. આ ગ્રન્થિભેદકારક આત્મશુદ્ધિને **'અપૂર્વકરણ'** કહે છે, કારણ કે–એવું કરણ–પરિણામ વિકાસગામી આત્માને માટે અપૂર્વ–પ્રથમ જ પ્રાપ્ત થાય છે. ત્યાર બાદ એથી પણ આત્મશુદ્ધિ તથા વીર્યોલ્લાસની માત્રા કંઈક અધિક વધે છે, ત્યારે આત્મા મોહની પ્રધાનભૂત શક્તિ-દર્શનમોહ પર અવશ્ય વિજયલાભ પ્રાપ્ત કરે છે. આ વિજયકારક આત્મ-શુદ્ધિને જૈનશાસ્ત્રમાં **'અનિવૃત્તિકરણ'** કહેવાય છે, કારણ

કે—આત્મશુદ્ધિ પ્રાપ્ત કર્યેથી આત્મા દર્શનમોહ પર વિજયલાભ પ્રાપ્ત કર્યા સિવાય રહેતો નથી અર્થાત્ તે પાછો હઠતો નથી. ઉક્ત ત્રણ પ્રકારની આત્મશુદ્ધિમાં બીજી અર્થાત્ 'અપૂર્વકરણ' નામની શુદ્ધિ જ અત્યંત દુર્લભ છે, કારણ કે રાગદ્વેષના તીવ્રતમ વેગને રોકવાનું અત્યંત કઠિન કાર્ય એના દ્વારા થઇ શકે છે, જે સહજ નથી. જો એક વાર આ કાર્યમાં સફલતા પ્રાપ્ત થઈ જાય, તો ફેર ચાહે વિકાસગામી આત્મા ઉપરની કોઈ ભૂમિકાથી ગબડી પડે તો પણ ફરી કોઈ ને કોઈ વાર પોતાના લક્ષ્યને--આધ્યાત્મિક પૂર્ણ સ્વરૂપને પ્રાપ્ત કરી લે છે. આ આધ્યાત્મિક પરિસ્થિતિનું સ્વરૂપ અનુભવગત વ્યવહારિક દૃષ્ટાન્તદ્વારા કહેવાય છે.

જેમ કોઈ એક એવું વસ્ત્ર છે, કે જેમાં મેલથી અતિરિક્ત ચિકણાપણું પણ લાગેલું છે. તે વસ્ત્રનો મેલ ઉપર ઉપરથી દૂર કરવો એટલો કઠિન અને શ્રમસાધ્ય નથી, તેટલો ચિકાશ દૂર કરવામાં છે. અર્થાત્ મેલ કરતાં ચિકાશ કરવી એ કષ્ટસાધ્ય છે. જો એક વાર ચિકાશપણું દૂર થઇ જાય તો બાકીનો મેલ દૂર કરવામાં કિંવા કારણવશ ફરી લાગેલા મેલને દૂર કરવામાં વિશેષ શ્રમ પડતો નથી અને વસ્ત્રને અસલી સ્વરૂપમાં સહજમાં લાવી શકાય છે. ઉપર ઉપરનો મેલ દૂર કરવામાં જે બળ વપરાય છે એની સદૃશ 'યથાપ્રવૃત્તિકરણ' છે, ચિકાશપણું દૂર કરવામાં વિશેષ બળ તથા શ્રમની સમાન 'અપૂર્વકરણ' છે, કે જે ચિકાશની સરખી રાગદ્વેષની તીવ્રતમ ગ્રન્થિને શિથિલ કરે છે. બાકી બચેલા મલ કિંવા ચિકાશ દૂર થયા બાદ ફરીને લાગેલા

મલને દૂર કરવાવાળા બળ-પ્રયોગની સમાન 'અનિવૃત્તિકરણ' છે. ઉક્ત ત્રણેય પ્રકારના બળ-પ્રયોગમાં ચિકાશ દૂર કરવાવાળો બળ-પ્રયોગ જ વિશિષ્ટ છે.

એ પ્રકારે અપૂર્વકરણરૂપ પરિણામદ્વારા રાગદ્વેષની અતિ તીવ્રતા મટી ગયા પછી દર્શનમોહ પર વિજય પ્રાપ્ત કરવો સહજ છે. દર્શનમોહ જીતાયો એટલે પહેલા ગુણ-સ્થાનની સમાપ્તિ થઈ.

ઉક્ત પ્રમાણે હોયે છતે જ વિકાસગામી આત્મા સ્વ-રૂપનું દર્શન કરી શકે છે અર્થાત્ આજ સુધી તે આત્માની જે છીપમાં રૂપાની ભ્રાન્તિની જેમ પરરૂપમાં સ્વરૂપની ભ્રાન્તિ હતી તે દૂર થઇ જાય છે. એથી જ તેના પ્રયત્નની ગતિ ઊલટી નહિ થતાં સીધી બની રહે છે અર્થાત્ તે વિવેકી બનીને કર્ત્તવ્ય-અકર્ત્તવ્યનો વાસ્તવિક વિભાગ કરી લે છે. આ દશાને જૈનશાસ્ત્રમાં '**અન્તરાત્મભાવ**' કહેવાય છે, કારણ કે–આ સ્થિતિ પ્રાપ્ત કરીને વિકાસગામી આત્મા પોતાની અંદર વર્તમાન સૂક્ષ્મ અને સહજ એવા શુદ્ધ પર-માત્મભાવને દેખવા લાગે છે, અર્થાત્ અન્તરાત્મભાવ એ આત્મમંદિરનું ગર્ભદ્વાર છે, જેમાં પ્રવેશ કરીને તે મંદિરમાં વર્તમાન પરમાત્મભાવરૂપ નિશ્ચય દેવનું દર્શન કરી શકે છે.

આ દશા વિકાસક્રમની ચતુર્થી ભૂમિકા કિંવા ચતુર્થ ગુણસ્થાનક છે, જેને પામીને આત્મા પ્રથમ વાર જ આધ્યા-ત્મિક શાંતિનો અનુભવ કરે છે. આ ભૂમિકામાં આધ્યાત્મિક દૃષ્ટિ યથાર્થ (આત્મસ્વરૂપોન્મુખ) હોવાના કારણે વિપર્યાસ-

રહિત હોય છે, જેને જૈનશાસ્ત્રમાં સમ્યગ્‌દૃષ્ટિ કિંવા '**સમ્યક્ત્વ**' કહે છે.

અત્ર ચૌદે ભૂમિકાનો–ગુણસ્થાનોનો વિચાર નહિ કરતાં ચતુર્થ સમ્યગ્‌દૃષ્ટિ ગુણસ્થાન સુધીનું કથન કર્યું છે. આત્મવિકાસની શરૂઆત આ ભૂમિકા પ્રાપ્ત થયા પછી જ ગણતરીમાં લેખાય છે. આ ચતુર્થ ભૂમિકા પામેલો આત્મા ઉત્ક્રાન્તિક્રમમાં આગળ વધતા પંચમ આદિ ગુણસ્થાનોની પ્રાપ્તિ થતાં ઉત્તરોત્તર વિકાસ અને દૃષ્ટિની શુદ્ધતા અધિકાધિક હોય છે. એ રીતે વિકાસક્રમમાં આગળ વધતા આધ્યાત્મિક શાન્તિના અનુભવથી વિશેષ બળવાન થઈ, ચારિત્રમોહને નષ્ટ કરી, છેવટે અઘાતિ કર્મનો નાશ કરી પૂર્ણ સ્થિરતાસ્વરૂપ છેલ્લી–ચરમ અવસ્થા અર્થાત્‌ ચૌદમા ગુણસ્થાનને પામી પૂર્ણ શુદ્ધ સ્વરૂપી પરમાત્મ અવસ્થાને પ્રાપ્ત કરી કૃતકૃત્ય બને છે.

(સદર લેખ હિન્દીના ગૂર્જરાનુવાદરૂપે કેટલોક ફેરફાર તથા વધારો કરી મૂકવામાં આવેલ છે.)

  

## અસંગદશાનો હેતુ

વૈરાગ્ય અને ઉપશમનું બળ વધવાથી જીવને વિષે સહેજે ક્ષયોપશમનું નિર્મળપણું થાય છે અને સહેજ સહેજમાં સિદ્ધાંતજ્ઞાન થવાનું કારણ થાય છે. જો જીવમાં અસંગદશા આવે તો આત્મસ્વરૂપ સમજવું સાવ સુલભ થાય છે અને એ અસંગદશાનો હેતુ વૈરાગ્ય અને ઉપશમ છે, જે ફરી ફરી શ્રી જિનાગમમાં વિસ્તારેલ છે–કહેલ છે.

# રાગ-દ્વેષનો તાત્ત્વિક વિચાર

જગતની કોઇ પણ વસ્તુને અપનાવવી અથવા પોતાના તરફ ખેંચવી તેને આવૃત્તિ કહે છે તથા કોઈ પણ વસ્તુને દૂર કરવી અથવા તેથી હઠાવવું તેને પરાવૃત્તિ કહે છે. પ્રથમના પ્રકારને રાગ કહે છે અને બીજા પ્રકારને દ્વેષ કહે છે. આ બન્ને પ્રકારના રાગદ્વેષ સમ્યક્ પ્રકારે જ્યાં સુધી છૂટતા નથી, ત્યાં સુધી વસ્તુઓના ગ્રહણ કરવાથી તથા તેનો ત્યાગ કરવાથી-એમ બન્ને પ્રકારે કર્મોનો બંધ તથા તેનો યથાકાળે ઉદય થયા જ કરે છે: કારણ કે-અજ્ઞાન અને બુદ્ધિના વિભ્રમ યોગે વસ્તુઓના ગ્રહણ અને ત્યાગ બન્નેમાં રાગ-દ્વેષ જાજ્વલ્યમાન બનેલો પ્રવર્તી રહ્યો છે.

વેષ્ટન એટલે બંધાવું અને ઉદ્વેષ્ટન એટલે છૂટવું. એ બન્ને વાતો ત્યાં સુધી બની રહે છે, કે જ્યાં સુધી ચિત્તમાં રાગદ્વેષ વા ઈષ્ટાનિષ્ટ ભાવનાપૂર્વક વસ્તુઓનો ગ્રહણ-ત્યાગ થયા કરે: અને એને જ જ્ઞાનીપુરુષો સંસારપરિભ્રમણ કહે છે. પ્રત્યેક વસ્તુઓના છોડવા-ધરવાની ચિંતામાં નિમગ્ન રહેવું, મૂઢ બની કર્મબંધનથી જકડાવું, ઉદયકાળ પ્રાપ્ત થતાં અત્યંત મોહમુગ્ધ-ઉન્મત્ત બની દુઃખી થવું અને ઈતિસ્તતઃ ભવના પ્રકારે વહ્યા કરવું અર્થાત્ જન્મ-મરણાદિ કર્યા કરવાં એનું જ નામ ભવપરિભ્રમણ છે.

જેમ દહીં મંથન કરવાની ગોળીમાં રહેલા વાંસની રસ્સીના બન્ને છેડામાંથી એકને પોતા ભણી ખેંચે છે, ત્યારે બીજાને ઢીલો મૂકે છે. જ્યાં સુધી એ પ્રમાણે કરવામાં

આવ્યા કરે ત્યાં સુધી ચક્કરે ચઢેલો વાંસ કદી પણ સ્થિરપણાને પામતો નથી. એને ખેંચવામાં તેમ ઢીલો કરવામાં– બન્ને પ્રકારે બળ ખર્ચવું પડે છે, છતાં વાંસ તો સ્થિર થતો જ નથી. તેમ અજ્ઞાન અને મૂઢતાપૂર્વક વસ્તુને ગ્રહણ કરવામાં તેમ તેનો ત્યાગ કરવામાં–એમ બન્ને પ્રકારે આત્મવીર્ય ખર્ચવું પડે છે, છતાં આત્મપરિણામ કદી સ્થિર કે શાંત થતા નથી. ખરી વાત એ છે કે–જો તે વાંસને સ્થિર કરવો હોય તો તેને બાંધેલી બન્ને છેડાવાળી રસીને છોડી દૂર કરવામાં આવે અને તો જ તે વાંસ સ્થિર થાય, તેમ જીવ જેટલી એ પરવસ્તુના ગ્રહણ-ત્યાગની સાવધાનતા રાખે છે, તેટલી પોતે રસપૂર્વક ગ્રહણ કરી રાખેલા રાગદ્વેષમય વિકલ્પોના ત્યાગની સાવધાનતા રાખે તો સહેજે આત્મપરિણામ સ્થિર અને શાંત થાય.

રાગ–દ્વેષની માત્રા આત્મામાં જ્યાં સુધી બની રહે છે, ત્યાં સુધી કર્મબંધન છૂટવાના અવસરે પણ રાગદ્વેષ વશીભૂત થઈ તે બંધાયા જ કરે છે અર્થાત્ કર્મબંધન છૂટવા માત્રમાં વાસ્તવિક કલ્યાણ નથી; કારણ કે–બંધનું મૂળ કારણ રાગદ્વેષ મોજૂદ છે. એક બંધનની નિવૃત્તિ ટાણે બીજા ચિત્રવિચિત્ર બંધનો તુરત તેને જકડી લે છે, તેથી બંધનની ચિરશૃંખલા કદી તૂટતી જ નથી. એમ છૂટવું એ કર્મબંધથી વાસ્તવિક છૂટકારો નથી. જો કર્મબંધનથી વાસ્તવિક છૂટવું હોય, તો ઈતસ્તતઃ આત્મપરિણામનું ભ્રમણ વા તેના કારણરૂપ રાગદ્વેષને સમ્યક્ પ્રકારે રોકવામાં આવે તો જ કર્મબંધન સર્વથા રોકાઈ જાય. અને તેનો સર્વથી પ્રબળ અને

સમ્યક્ ઉપાય યથાર્થ જ્ઞાનપૂર્વક સમપરિણતિમાં સ્થિર થઈ નિઃસત્ત્વ કરવામાં આવે, એને જ **સાચી નિર્જરા** ભગવાને કહી છે. તે સિવાયની બંધસહભાવિની નિર્જરા તો જગત્ આખું કરી જ રહ્યું છે.

ગોળીનો વાંસ જ્યારે એક તરફથી છૂટે ત્યારે બીજી તરફથી બંધાય છે. તેનું છૂટવું તે પણ બંધાવા માટે જ વર્તે છે; પણ જો તે વાંસને રસીથી સર્વથા છોડવામાં આવે તો ફરી બંધાતો નથી. તેમ મોહાસક્ત જીવ એક તરફથી પ્રબળ યમ-નિયમાદિ આચરી છૂટવા માટે પ્રવૃત્તિ કરે છે, ત્યારે વ્યક્ત કે અવ્યક્ત રાગદ્વેષાદિ પરિણામે કરી બીજી તરફથી બંધાતો જાય છે. બંધનની નિવૃત્તિના એક નિમિત્ત કારણરૂપ એવા યમ-નિયમાદિકપૂર્વક પ્રવર્તનકાળે પણ રાગદ્વેષની માત્રા જીવને કયા પ્રકારે ઉન્માદે ચઢાવી રહી છે તેનું એને ભાન નથી. એ રાગ-દ્વેષ તજવાના બ્હાને જીવ કરે છે શું ? એક ખૂણેથી નીકળી માત્ર બીજા ખૂણામાં ભરાય છે. બીજો પણ પહેલાના જેવો જ હોય છે. અનાદિકાળથી જીવ સમ્યક્ પ્રકારે નિરાવલંબ ઉદાસીન રહી શક્યો નથી કે ઉદાસીન રહેવા તથારૂપ પ્રકારે તેણે પ્રયત્ન કર્યો નથી, એવી સ્થિતિને પ્રાપ્ત થવા યોગ્ય સમ્યક્ સાધનો સેવ્યા નથી, લોકૈષણા, લોકહેરીને લોકસંજ્ઞામાં છુંદાઈ રહ્યો છે અને તેથી ઉદાસીનતાજન્ય સુખનો અનુભવ પણ તેને નથી. એ સુખનો અનુભવ કે વાસ્તવ્ય શ્રદ્ધા વિના તેનો તથા રૂપપણે પ્રયત્ન પણ ક્યાંથી હોય ? એટલા જ માટે કહેવામાં આવ્યું છે કે-મૂઢ અને અજ્ઞાની જીવનો ગ્રહણ અને ત્યાગ બન્ને બંધનરૂપપણે પ્રવર્તે છે

અર્થાત્ તેનો ત્યાગ એ પણ ગ્રહણને અર્થે છે, અને તેનું ગ્રહણ તે પણ પ્રત્યક્ષ ગ્રહણ જ છે. સારાંશ કર્મબંધનથી છૂટવાનો સર્વથી પ્રધાન અને વાસ્તવિક ઉપાય રાગદ્વેષની સમ્યક્ પ્રકારે નિવૃત્તિ કરવી એ છે. નહિ તો ગજસ્નાનવત્ જીવ નિરંતર દુ:ખી અને કર્મપરતંત્ર બન્યો રહે છે.

મોહના ઉદયથી રાગદ્વેષરૂપ પરિણામ જીવને થયા કરે છે, જેથી કોઈ વખત અશુભ કાર્યોની પ્રવૃત્તિ તથા શુભ કાર્યોની અપ્રવૃત્તિ (નિવૃત્તિ) આત્માને વર્તે છે. અને કદાચિત્ શુભ કાર્યોની પ્રવૃત્તિ તથા અશુભ કાર્યોની અપ્રવૃત્તિ (નિવૃત્તિ) જીવ કરે છે, પણ એવી મોહગર્ભિત પ્રવૃત્તિનિવૃત્તિવડે શુભાશુભ બંધનની વૃદ્ધિ-હાનિ જીવ અનંતકાળથી કરતો આવ્યો છે. મોહોદય ક્ષીણ થવાથી વા અત્યંત મંદ થવાથી તત્ત્વજ્ઞાન નિર્મળપણાને પામે છે તથા એ સમ્યક્ તત્ત્વજ્ઞાનના પ્રસાદથી આત્મ ઉપયોગ મોહોદય પ્રત્યે આળસે છે–નિરસપણાને ભજે છે; જેથી વિજ્ઞાનરૂપ શુદ્ધોપયોગની પ્રવૃત્તિ તથા શુભાશુભ ભાવોની અપ્રવૃત્તિ અર્થાત્ નિવૃત્તિ સહેજે થાય છે, અને એવી પ્રવૃત્તિ–અપ્રવૃત્તિવડે સર્વ કર્મ સંસ્કારના આત્યંતિક ક્ષયરૂપ નિર્વાણદશાને જીવ સંપ્રાપ્ત થાય છે.

પ્રથમ બંધ અને આત્મા ઉભયમાં અનાદિકાળથી તેના સ્વરૂપની વાસ્તવિક પ્રતીતિપૂર્વક જીવને ભેદ જ પડ્યો નથી, છતાં માત્ર અનુપયોગ પરિણામે બંધ અને આત્મા જૂદા છે, એમ કથન માત્ર જીવ ગાયા કરે છે: અને એવી અજ્ઞાન મનોદશાયુક્તપણે કરેલી પ્રવૃત્તિ–અપ્રવૃત્તિવડે બંધનની વાસ્તવિક નિવૃત્તિ ક્યાંથી હોય? બંધ, બંધહેતુ, બંધફળ અને

બંધસ્વામી એના વાસ્તવિક સ્વરૂપને સમજ્યા વગર તથા બંધ અને બંધફળથી વિરકત ચિત્ત થઇ સ્વ–સ્વરૂપને વિષે અપૂર્વ પ્રેમ ઉલ્લસ્યા વગર અનાદિ બંધનની આત્યંતિક નિવૃત્તિ હોય જ નહિ. આથીજ કહેવામાં આવ્યું છે કે–અજ્ઞાન અને રાગદ્વેષયુક્ત પરિણામે કરેલી પ્રવૃત્તિ તો બંધનું કારણ થાય એ તો નિશ્ચિત છે, પણ તેવા પરિણામે કરેલી નિવૃત્તિ પણ બંધનું કારણ થાય છે; જ્યારે આત્મપરિણુતિયુક્ત સમ્યગ્-જ્ઞાન પરિણામે કરેલી પ્રવૃત્તિ તથા નિવૃત્તિ બન્ને મોક્ષનું કારણ થાય છે. એ એક તત્ત્વજ્ઞાનપૂર્વક આત્મદશાનું અપૂર્વ માહાત્મ્ય છે.

  

## સિદ્ધિપદનો સાચો ઉપાય

જીવના પૂર્વકાળના બધા માઠા સાધન, કલ્પિત સાધન મટવાં અપૂર્વ જ્ઞાન સિવાય બીજો કોઈ ઉપાય નથી; અને તે અપૂર્વ વિચાર વિના ઉત્પન્ન થવા સંભવ નથી : અને તે અપૂર્વ વિચાર અપૂર્વ પુરૂષના આરાધન વિના બીજા કયા પ્રકારે પ્રાપ્ત થાય ?–એ વિચારતાં એમ જ સિદ્ધાંત થાય છે કે–' જ્ઞાનીપુરૂષની આજ્ઞાનું આરાધન એ સિદ્ધિપદનો સર્વશ્રેષ્ઠ ઉપાય છે.

# નયોની અપેક્ષાએ જૈનો

નૈગમનયની અપેક્ષાએ જૈનધર્મને ઓઘશ્રદ્ધાએ માનતો હોય તો જૈન કહેવાય. ગાડરીયા પ્રવાહે નવકાર ગણતો હોય, પ્રભુની પૂજા કરતો હોય, દેવ-ગુરૂ-ધર્મની ભક્તિ કરવાનો ભાવ હોય તેમજ તિથિએ નવકારસીનું પ્રત્યાખ્યાન કરતો હોય, તે તે જૈન કહેવાય છે. જૈનના ગુણ પોતાનામાં ન પ્રગટ્યા હોય છતાં ઉપચારથી તેને સ્થાપન કરતો હોય, તે નૈગમનયની અપેક્ષાએ જૈન કહેવાય છે. શ્રાવકના એક-વીશ ગુણો, સત્તર ગુણો અને બાર વ્રત વિગેરે પોતાનામાં ન હોય, તો પણ તેના અંશરૂપ પરિણામવડે તે તે ગુણોને પોતાનામાં ઉપચાર કરતો હોય અને વસ્તુતઃ તે તે ગુણો પોતાનામાં પ્રગટ્યા ન હોય, તો પણ નૈગમનયની અપેક્ષાએ જૈન કહેવાય છે. સાધુના વ્રતો અને સાધુના ગુણોમાં એકાંશ પરિણામે પ્રવૃત્તિ કરનાર દ્રવ્યસાધુને નૈગમનયની અપેક્ષાએ સાધુ કહેવામાં આવે છે. નૈગમનય એકાંશરૂપ વસ્તુનો ધર્મ વા તે વસ્તુના પરિણામને ઉત્પન્ન થયેલો જાણી સંપૂર્ણ વસ્તુ ઉત્પન્ન થઈ એમ માને છે. વસ્તુનો એક અંશ પ્રગટ્યો હોય તો તે વસ્તુ ઉત્પન્ન થઇ એમ માનવું, એ નૈગમનયની માન્યતા છે. આખી દુનિયામાં જે જે મનુષ્યો જૈન થવાનો પરિણામ ધારણ કરીને અંશ થકી પણ ધર્મમાં પ્રવૃત્તિ કરે છે, તે તે મનુષ્યો કુલ થકી જૈનો છે. અંતરમાં મિથ્યાત્વી છતાં જેઓ જૈન-ધર્મની ઉપર ઉપરની ક્રિયાઓ કરે છે, તે સર્વે ઓઘે ગણાતા નૈગમનયની અપેક્ષાએ જૈનો છે. જૈનધર્મનો એક અંશથી પરિણામ ધારણ કરીને એકાંતથી જૈનધર્મમાં પ્રવૃત્ત થનાર

સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા, એ નૈગમનયની અપેક્ષાએ ચતુર્વિધ સંઘ ગણાય છે. **સંગ્રહનયની** અપેક્ષાએ સત્તાએ જૈનપણું રહ્યું છે, એવા સર્વ જીવો જૈન કહેવાય છે. સત્તાએ સાધુત્વ, સાધ્વીત્વ, શ્રાવકત્વ અને શ્રાવિકાત્વ રહ્યું છે, એવા સર્વ જીવો સંગ્રહનયની અપેક્ષાએ ચતુર્વિધ સંઘ ગણાય છે તેમજ જૈન ગણાય છે. વ્યવહારનયની અપેક્ષાએ જૈનના આચારો જેઓ પાળતા હોય તેઓ જૈન કહેવાય છે. સંગ્રહનય સામાન્ય ગ્રાહક છે, તેથી સર્વ જીવોમાં સત્તાએ જૈનત્વ માનીને સર્વ જીવોને તે જૈનો કહે છે. વ્યવહારનય વિશેષ ધર્મગ્રાહી છે, તેથી આચાર અર્થાત જૈનધર્મની ક્રિયાઓને જેઓ કરતા હોય તેઓને જૈન કહેછે. વ્યવહારનયમાં અનેક ગચ્છ–ફિરકાવાલા ક્રિયાઓને કરનારા જૈનો ગણાય છે.

'**ઋજુસૂત્ર**' મત પ્રમાણે જે જૈનના પરિણામને ધારણ કરનાર હોય તે જૈન કહેવાય છે. ઋજુસૂત્રનય ફક્ત એક વર્તમાનકાળને ગ્રહણ કરે છે, પણ ભૂતકાળ તથા ભવિષ્યકાળને ગ્રહણ કરતો નથી. વર્તમાનમાં જેવા પરિણામ વર્તતા હોય તેને ઋજુસૂત્રનય કહે છે. જૈનધર્મની ક્રિયાઓ કરતો હોય પણ તેના પરિણામ જૈનના નથી, તો તેને ઋજુસૂત્રનય જૈન કહેતો નથી. વર્તમાનમાં જો જૈનના પરિણામ વર્તતા હોય તો તેને'**ઋજુસૂત્રનય**'જૈનકહેછે.'**શબ્દનય**'પોતાનીમાન્યતા આગળ કરીને કહે છે કે–જેનામાં સમ્યક્ત્વ પ્રગટ્યું હોય છે તે જૈન કહેવાય છે. વાસ્તવિક સમ્યક્ત્વ વા નિશ્ચય સમ્યક્ત્વની પ્રાપ્તિવડે મનુષ્ય **જૈન** કહેવાય છે. '**સમભિરૂઢનય**'ની અપેક્ષાએ સમ્યક્પણે જૈન એવા શબ્દનો ભાવાર્થ જે ગ્રહણ કરાય છે તેમાં

જે આરૂઢ થાય છે, તે જૈન કહેવાય છે. જૈનપણામાં એકાંશ ન્યૂન હોય તેને સમભિરૂઢનય જૈન કહે છે. ‘ એવંભૂતનય ’ જૈન એવા શબ્દવડે સંપૂર્ણ અર્થક્રિયાકારિત્વ જેનામાં હોય, પરિપૂર્ણ જૈનપણું, સમ્યક્ત્વ, જ્ઞાન અને ચારિત્રાદિ ગુણો જેનામાં હોય, તેને એવંભૂતનય જૈન કહે છે. એ રીતે સર્વ નયોની અપેક્ષાએ જૈન માની શકાય.

નૈગમનયની અપેક્ષાએ દુનિયામાં ઘણા જૈનો હોઇ શકે, સત્તાએ જૈનપણું માનનાર સંગ્રહનયની અપેક્ષાએ દુનિયામાં ઘણા જૈનો હોઈ શકે, વ્યવહારનયની અપેક્ષાએ દુનિયામાં ઘણા જૈનો હોઈ શકે, પણ નૈગમ અને સંગ્રહ નય કરતાં વ્યવહારનયવડે પહેલા બે નયની અપેક્ષાએ થોડા જૈનો હોઈ શકે. પૂર્વાચાર્યો સામાન્ય જીવ આગળ ત્રણ નય ઉતારવાની ભલામણ કરે છે. વર્તમાનમાં નૈગમ તથા વ્યવહારનયની અપેક્ષાએ ચતુર્વિધ સંઘની માન્યતા વા જૈનની માન્યતા સ્વીકારીને જૈનશાસનની સેવામાં પ્રવૃત્ત થઇ શકાય. નૈયગમનય તથા વ્યવહારનયથી જૈનોને ઓળખી શકાય અને જૈન તરીકે સ્થાપી શકાય. ઋજુસૂત્ર વિગેરે ઉપર ઉપરના નયોની અપેક્ષાએ ન્યૂન, ન્યૂનતર અને ન્યૂનતમ જૈનો હોઇ શકે અને તેવા જૈનોને કેવળજ્ઞાની વિગેરે વિશિષ્ટ જ્ઞાની ઓળખી શકે, છદ્મસ્થ અનુમાનથી ઓળખી શકે. શ્રી તીર્થંકરદેવો વ્યવહારનયની મુખ્યતાએ ચતુર્વિધ સંઘની સ્થાપના કરે છે, માટે વ્યવહારનય જૈન તરીકે કરાતા વ્યવહારમાં બળવાન છે. સર્વનયોની માન્યતાએ--અપેક્ષાએ જૈનો માનવા યોગ્ય છે. નૈગમનયવડે સર્વને આદ્યમાં જૈનપણું હોય છે.

  

# સાચો આનંદ

ખાવાના માટે દુનિયામાં જીવવાનું નથી, પણ આનંદ માટે જીવવાનું છે. આનંદમય જીવન ગાળવા માટે શ્વાસોશ્વાસ લેવાની જરૂર પડે છે. શોક અને ચિંતાના શ્વાસોશ્વાસથી મૃત્યુ થાય છે, ઉદાસીનતાથી દુઃખ થાય છે અને દુઃખ એ આત્માના સ્વભાવથી વિરૂદ્ધ હોવાથી મૃત્યુ સમાન છે. આનંદ એ જ આત્માનું લક્ષણ છે. જ્યારે આનંદથી શ્વાસોશ્વાસ ચાલે છે, ત્યારે આત્મા પોતાના ધર્મને ધારણ કરે છે એમ અવબોધવું. શાતાવેદનીયજન્ય આનંદથી ભિન્ન એવો વાસ્તવિક આનંદ એ જ વસ્તુતઃ આનંદ છે અને તે આનંદરૂપ આત્મા છે. જ્યાં વાસ્તવિક આનંદની લ્હેર વહે છે, ત્યાં આત્મા જાગૃત દશામાં છે એમ જાણવું. આત્માના સ્વાભાવિક આનંદના ભોગથી આત્મા પોતાનું સ્વરૂપ જાણી શકે છે અને તેથી તે અન્ય પદાર્થોથી નિવૃત્ત થઇને શુદ્ધાનંદ સ્વરૂપમાં અખંડ ઉપયોગથી રમ્યા કરે છે. આનંદનું જીવન અનવધિ છે. આનંદનું જીવન એ પોતાનું જીવન છે અને શાતાવેદનીયજન્ય સુખ, દુઃખ, શોક વિગેરેનું જીવન તે પોતાનું વાસ્તવિક વિશુદ્ધ જીવન નથી પણ પ્રતિકૂળ જીવન છે. શુદ્ધ જ્ઞાનની સાથે વાસ્તવિક આનંદનો અનુભવ આવે છે અને તેથી આનંદની ઘેન મુખના ચહેરા પર પણ આનંદના ચિહ્નો પ્રગટાવી શકે છે. જ્ઞાનગર્ભિત વૈરાગીનું જીવન આનંદની ઝાંખીવાળું હોય છે. તેના હૃદયમાં સરલતા, સ્વચ્છતા, નિર્ભયતા, સુજનતા અને શુદ્ધ પ્રેમના ઝરણા

વહે છે અને તેથી તેનું આંતરિક હૃદય ઉચ્ચ ગુણોની ભૂમિકા-ભૂત બને છે. જ્ઞાની દુઃખના પ્રસંગોમાં પણ દુઃખના વિચારોને હઠાવી વાસ્તવિક સુખની લહરીનો અનુભવ લે છે. જ્ઞાની દુઃખના વિચારોને સુખના વિચારોરૂપે પરિણમાવી દે છે અને તેના અંતરમાં સુખી જીવન વહે છે. આનંદ-જીવન એ જ જીવનાર આત્માનું લક્ષણ છે.

  

## આત્માર્થી

જે આત્માર્થી હોય તે જ્યાં જ્યાં જે જે કરવું ઘટે તે તે કરે અને જ્યાં જ્યાં જે જે સમજવું ઘટે તે તે સમજે: અથવા જે જે જ્યાં સમજવું ઘટે તે તે ત્યાં સમજવાની કામના જેને છે અને જે જે જ્યાં આચરવું ઘટે તે તે ત્યાં આચરવાની જેને કામના છે, તે પણ આત્માર્થી કહેવાય છે.

# અનેકાન્તના ઉપયોગે વિશાલ દૃષ્ટિ

આત્માના શુદ્ધ ધર્મનું જ્યારે સ્મરણ કરવામાં આવે છે, ત્યારે બાહ્યાચારથી વધી પડેલા મતભેદોથી મહત્ત્વ જણાતું નથી. સર્વ પ્રકારના મતભેદોવાળી બુદ્ધિ જેનામાં ઉત્પન્ન થાય છે, એવા આત્માના ગુણોની શુદ્ધિ કરવામાં આવે તો પોતાના આત્માનું હિત સાધી શકાય છે. પોતાના આત્માની શુદ્ધિ કરવામાં અન્યોમાં રહેલા મતભેદોનું નડતર પોતાને થતું નથી. જેને પોતાના આત્માનો શુદ્ધતારૂપ સાધ્યનો સમ્યગ્ ઉપયોગ નથી, તેને એકેક નયથી ઉઠેલા એકાન્ત મતભેદોની અસર થાય છે. જેમ સમુદ્રમાં શૃંગી-મત્સ્ય રહે છે અને ખારા જલમાં વહેતી એવી મીઠી વેલનું પાણી પીવે છે, તેમ સમ્યગ્જ્ઞાની આત્મા આ સંસારમાં એકેક નયથી ઉઠેલા એવા અનેક પંથરૂપ ખારો સાગર છતાં અનેકાન્ત નયના વિચારરૂપ મીઠા જલનું પાન કરે છે. દ્રવ્યાનુ-યોગવડે જ્યારે આત્માનું સમ્યક્ સ્વરૂપ વિચારવામાં આવે છે, ત્યારે અન્ય પંથો અને અન્ય મતવાદીઓ પર મૈત્રીભા-વના રહે છે અને મતસહિષ્ણુતા નામનો ગુણ પ્રગટવાથી અન્ય ધર્મ પાળનારાઓ ઉપર પણ કારૂણ્યભાવના ખીલી ઉઠે છે. આત્મધર્મસાધક બંધુઓએ સમજવું જોઈએ કે-અમારો જન્મ જગતમાં ઉત્તમ કાર્યો કરવાને માટે થયો છે, માટે સર્વ જીવોને પોતાના આત્મા સમાન માનીને પોતાના આત્માની પેઠે અન્યોના આત્માઓનું શ્રેય કરવા પ્રયત્ન કરવો જોઈએ. વીતરાગધર્મથી દૂર રહેલા મનુષ્યો પર કદિ પણ

શત્રુતા ધારણ કરવી નહિ, તેમજ જૈનધર્મને નહિ પાળનારા મનુષ્યોની જાતિનિંદા કરવી નહિ. વિશાળ દૃષ્ટિમાં લોહચુંબકના જેવી શક્તિ રહી છે. જેઓ અનેકાન્ત-વિશાળ દૃષ્ટિને ધારણ કરે છે અને તેનો સમ્યક્ ઉપયોગ કરે છે, તેઓ અન્ય મનુષ્યોને પોતાના સદ્વિચારોનું દાન આપી શકે છે. જૈન શાસ્ત્રો અને જૈનેતર ધર્મશાસ્ત્રોના રહસ્યોને જેઓ સારી પેઠે જાણી શકે છે અને વિશાળ દૃષ્ટિથી આત્માના સત્ય ધર્મને અવબોધે છે, તેઓ જૈનધર્મની ઉન્નતિ કરવાને સમર્થ થાય છે. અનેક પંથોના વચ્ચે ઉભા રહીને તેવા જૈનો ખરેખર અનેક મતવાદીઓને પણ '**અનેકાન્ત**' ધર્મનું અમૃતપાન કરાવવા સમર્થ થાય છે.

  

## ઉપાદાન–સાધન

જેમ માટીમાં ઘડો થવાની સત્તા છે, પણ દંડ, ચક્ર, કુંભારાદિ સાધનો મળે તો ઘડો થાય, તેમ આત્મા માટીરૂપ છે તે સદ્ગુરૂ આદિ સાધનો મળે તો આત્મજ્ઞાન થાય.

# સાધ્યની દૃષ્ટિએ સાધક નયાવતાર

[ આત્માના સંબંધમાં સાત નયો નીચે ઇન્વર્ટેડ કોમામાં મૂકાયેલ ચૌદ બોલમાં ઉતારેલા, જે 'તત્ત્વજ્ઞાન' નામક પુસ્તિકામાં વાંચવામાં આવેલ, જેનો આશય પરમ ગંભીર હોઈ, એક વિદ્વાન્ સદ્‌ગૃહસ્થને આનો ટૂંકો ભાવાર્થ સમજાવવા જણાવેલ; તે ઉપરથી સાધકજનોને ઉપયોગી ધારી અત્ર લેખાકારે આપવામાં આવે છે. ]

૧. 'એવંભૂતદૃષ્ટિથી ઋજુસૂત્ર સ્થિતિ કર.'

જેવા પ્રકારે શુદ્ધ નિશ્ચયથી આત્માની એવંભૂત શુદ્ધ સ્વરૂપસ્થિતિ છે, તે દૃષ્ટિ લક્ષમાં રાખી ઋજુસૂત્રપણે-વર્તમાન પર્યાયમાં તથાપ્રકારે સ્થિતિ કર! એટલે કે-વર્તમાનમાં શુદ્ધ સ્વરૂપમાં વર્ત્ય.

૨. 'ઋજુસૂત્રદૃષ્ટિથી એવંભૂત સ્થિતિ કર.'

અને વર્તમાન પર્યાયની ઋજુસૂત્રની દૃષ્ટિએ પણ જેવા પ્રકારે આત્માનું એવંભૂત શુદ્ધ નિશ્ચયસ્વરૂપ છે, તેવા પ્રકારે સ્થિતિ કર! અથવા વર્તમાન વ્યવહારરૂપ આચરણની દૃષ્ટિએ પણ જેવું શુદ્ધ આત્મસ્વરૂપ છે તેવી સ્થિતિ કર! શુદ્ધ સ્વરૂપ થા!

૩. 'નૈગમદૃષ્ટિથી એવંભૂત પ્રાપ્તિ કર.'

નૈગમદૃષ્ટિથી એટલે કે-જેવા પ્રકારે ચૈતન્યલક્ષણથી આત્મા લોકપ્રસિદ્ધ વ્યવહારથી વ્યવહારાય છે, તે દૃષ્ટિથી લક્ષમાં રાખી એવંભૂત શુદ્ધ ચૈતન્યસ્વરૂપે સ્થિતિ કર! અથવા નૈગમ એટલે જેવા પ્રકારે વીતરાગભક્તિ, વૈરાગ્ય આદિ મોક્ષ-સાધક વ્યવહાર લોકપ્રસિદ્ધ છે, તે દૃષ્ટિથી-તથારૂપ વ્યવહાર આચરણની દૃષ્ટિથી એવંભૂત એટલે કે-જેવા પ્રકારે આત્મ-

સ્વરૂપ છે તેવા પ્રકારે થા! આ લોકપ્રસિદ્ધ વ્યવહાર આચરીને પણ નિરંતર એવંભૂત-યથોક્ત આત્મસ્વરૂપ પામવાનો જ લક્ષ રાખ!

૪. 'એવંભૂતદૃષ્ટિથી નૈગમ વિશુદ્ધ કર.'

અને એવંભૂતદૃષ્ટિથી એટલે સાધ્ય એવા શુદ્ધ આત્મસ્વરૂપને નિરંતર લક્ષમાં રાખી નૈગમથી ચૈતન્યલક્ષણ આત્માને વિશુદ્ધ કર! અથવા લોકપ્રસિદ્ધ મોક્ષસાધક વ્યવહારને વિશુદ્ધ કર!

૫. 'સંગ્રહદૃષ્ટિથી એવંભૂત થા.'

સામાન્યગ્રાહિ એવા સંગ્રહનયની દૃષ્ટિથી એવંભૂત થા! સંગ્રહનયની દૃષ્ટિની અપેક્ષાએ સર્વ જીવ સત્તાથી સિદ્ધ સમાન છે. આ દૃષ્ટિ લક્ષમાં રાખી એવંભૂત થા! અર્થાત્ જેમ આત્મસ્વરૂપ છે તેવી સ્થિતિને પામેલો થા! એવો સ્વરૂપસ્થ થા!

૬. 'એવંભૂતદૃષ્ટિથી સંગ્રહ વિશુદ્ધ કર.'

એવંભૂત અર્થાત્ જેવું યથાસ્થિત શુદ્ધ સહજ આત્મસ્વરૂપ છે, તેવી દૃષ્ટિથી તે અપેક્ષા દૃષ્ટિસન્મુખ રાખી સંગ્રહ અર્થાત્ જે પોતાની સ્વરૂપસત્તા છે તે વિશુદ્ધ કર! એટલે કે-શુદ્ધ નિશ્ચયસ્વરૂપ લક્ષમાં રાખી તેને અનુકૂળ શુદ્ધ વ્યવહારનું એવું અનુષ્ઠાન કર, કે જેથી કરીને-જે સાધનવડે કરીને તે એવંભૂત આત્મારૂપ સાધ્ય સિદ્ધ થાય.

૭. 'વ્યવહારદૃષ્ટિથી એવંભૂત પ્રત્યે જા.'

વ્યવહારદૃષ્ટિથી એટલે પરમાર્થસાધક વ્યવહારદૃષ્ટિથી એવંભૂત પ્રત્યે જા! શુદ્ધ સ્વરૂપ પ્રત્યે જા! કારણ કે-સર્વ વ્યવહાર-સાધનનું એક જ સાધ્ય સ્વરૂપસિદ્ધિ છે.

૮. 'એવંભૂત દૃષ્ટિથી વ્યવહાર વિનિવૃત્તિ કર.'

એવંભૂત-નિશ્ચયરૂપ શુદ્ધ સ્વરૂપદૃષ્ટિ લક્ષમાં રાખી વ્યવહાર વિનિવૃત્તિ કર! એવી ઉત્તરોત્તર ચઢતી આત્મદશા ઉત્પન્ન કરતો જા, કે જેથી પછી વ્યવહાર-સાધનની વિનિવૃત્તિ થાય, અપેક્ષા ન રહે. (કારણ કે-સમસ્ત વ્યવહાર નિશ્ચયની સિદ્ધિ માટે છે. તેની સિદ્ધિ થતી જાય છે, તેમ તેમ વ્યવહારની નિવૃત્તિ થાય છે.)

૯. 'શબ્દદૃષ્ટિથી એવંભૂત પ્રત્યે જા.'

શબ્દદૃષ્ટિથી એટલે આત્મા શબ્દના ખરેખરા અર્થમાં એવંભૂત-શુદ્ધ સ્વરૂપ પ્રત્યે જા! દાખલા તરીકે-જ્ઞાન-દર્શન-ચારિત્ર પ્રત્યે ગમન-પરિણમન કરે તે આત્મા. એમ 'આત્મા' શબ્દનો અર્થ છે. આ શબ્દના યથાર્થ અર્થરૂપ દૃષ્ટિ લક્ષમાં રાખી એવંભૂત પ્રત્યે જા! શુદ્ધ આત્મસ્વરૂપને પામ!

૧૦. 'એવંભૂતદૃષ્ટિથી શબ્દ નિર્વિકલ્પ કર.'

એવંભૂત-શુદ્ધ સ્વરૂપલક્ષી દૃષ્ટિથી શબ્દને-યથાર્થ અર્થ-રૂપ 'આત્મા' નામધારી શબ્દને નિર્વિકલ્પ કર! અર્થાત્ 'આત્મા' સિવાય જ્યાં બીજો કાંઈ પણ વિકલ્પ વર્તતો નથી એવો કર! નિર્વિકલ્પ આત્મધ્યાનને-શુકલધ્યાનને પામ!

૧૧. 'સમભિરૂઢદૃષ્ટિથી એવંભૂત અવલોક.'

સમભિરૂઢ-નિશ્ચયસ્વરૂપની સાધનામાં સમ્યક્પણે અભિ-રૂઢ-અતિ ઉંચે ચઢેલ ઉચ્ચ ગુણસ્થાનસ્થિતિને પામેલ એવી દૃષ્ટિથી, એવંભૂત એટલે જેવા પ્રકારે મૂળ શુદ્ધ આત્મસ્વરૂપ છે તે અવલોક! જો! કારણ કે-સમભિરૂઢ સ્થિતિવાળાને પ્રત્યક્ષ પ્રગટ એવંભૂત આત્મદર્શન-કેવલદર્શન થાય છે.

૧૨. ' એવંભૂતદષ્ટિથી સમભિરૂઢ સ્થિતિ કર. '

એવંભૂત-શુદ્ધ આત્મસ્વરૂપ સ્થિતિની દષ્ટિથી સમભિ-રૂઢ-આત્મસ્વરૂપમાં સમ્યક્‌પણે અત્યંત આરૂઢ, એવી પરમ યોગદશાસંપન્ન સ્થિતિ કર ! સ્વરૂપારૂઢ થા ! યોગારૂઢ સ્થિતિ કર !

૧૩. ' એવંભૂતદષ્ટિથી એવંભૂત થા. '

એવંભૂતદૃષ્ટિથી-શુદ્ધ આત્મસ્વરૂપ સ્થિતિની દૃષ્ટિથી લક્ષમાં રાખી એવંભૂત થા ! અર્થાત્ શુદ્ધ આત્મસ્વરૂપમાં જેણે સ્થિતિ કરી છે એવો સ્વરૂપસ્થિત થઈ જા !

૧૪. ' એવંભૂતસ્થિતિથી એવંભૂતદષ્ટિ શમાવ. '

અને આવા પ્રકારે એવંભૂતસ્થિતિથી-યથાસ્થિત શુદ્ધ આત્મસ્વરૂપમાં સ્થિતિથી એવંભૂત અર્થાત્ આત્મસ્વરૂપ સ્થિતિ-ની દૃષ્ટિ શમાવ ! અર્થાત્ શુદ્ધ આત્મસ્વરૂપ જે ત્હારૂં સાધ્ય, ધ્યેય, લક્ષ હતું, તે શુદ્ધ સહજાત્મસ્વરૂપમાં તો તું હવે સ્થિત થઈ ચૂક્યો છે, એટલે હવે જૂદી એવી એવંભૂતદૃષ્ટિ રહી નથી. દૃષ્ટિ અને સ્થિતિ બન્ને એકરૂપ--એકાકાર થઈ ગયા છે, એકમેકમાં સમાઇ ગયા છે, તન્મય થઈ ગયા છે; એટલે હવે એનું અલગ-જૂદું ગ્રહણ કરવાપણું રહ્યું નથી. ' દૃષ્ટિ પ્રમાણે સૃષ્ટિ ' તેં ઉત્પન્ન કરી દીધી છે, માટે હે પરબ્રહ્મ ! હવે તે એવંભૂતદૃષ્ટિને પણ સમાવી દે, કારણ કે-તે તું જ છો. દૃષ્ટિ અને સ્થિતિની એકરૂપતારૂપ પરમ સિદ્ધ અભેદરૂપ, પરમ નિશ્ચયરૂપ તેમજ પરમ યોગદશાને તું પામ્યો છે.

  

# દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-અનુભાગાદિથી થતી આત્મા પર અસર

આત્મા પર દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-અનુભાગાદિ અનેક કારણોની અસર થાય છે, જેને લઈ અધ્યવસાયની ભિન્નતા થાય છે. કર્મનો એક સ્થિતિબંધ થવામાં અસંખ્ય અધ્યવસાયના સ્થાનો હોય છે. તે દરેક અધ્યવસાયે કોઈ પણ જીવ તે સમયે તે જ સ્થિતિ બાંધી શકે છે. એ રીતે ઘણા જીવોએ એકસરખી સ્થિતિ બાંધવા છતાં, તે સઘળાં જીવો એક જ ક્ષેત્રમાં, એક જ કાળમાં તથા એક જ પ્રકારના સરખા સંયોગોમાં અનુભવતાં નથી, પરંતુ ભિન્ન ક્ષેત્રકાળાદિ અને ભિન્ન ભિન્ન સંયોગોમાં અનુભવે છે. આનું કારણ ભિન્ન ભિન્ન ક્ષેત્ર, કાળ અને અનુભાગાદિવડે ( રસવડે ) થયેલી અધ્યવસાયની વિચિત્રતા છે. એ રીતે ભિન્ન ક્ષેત્ર, કાળ આદિ અસંખ્ય કારણો ભિન્ન ભિન્ન અધ્યવસાયો થવામાં કારણ છે. ક્ષેત્રાદિ તથા મોહનીયના સ્થાનકો અસંખ્ય હોવાથી અધ્યવસાયો પણ અસંખ્ય હોય છે.

આ અસંખ્ય અધ્યવસાયોવડે એકસરખી જ સ્થિતિ બંધાયા છતાં એકસરખા સંયોગોમાં અનુભવાતી નથી. કોઈ પણ એક સ્થિતિબંધનું એક અધ્યવસાયરૂપ એક જ કારણ હોય, તો તે સ્થિતિને એક જીવ જે સામગ્રી પામી અનુભવે, તે જ સામગ્રી પામી તે સ્થિતિને બાંધનાર સઘળા જીવોએ અનુભવવી જોઈએ, પરંતુ તેમ થતું નથી. કર્મની એક સ્થિતિ બાંધનાર અનેક જીવોમાંથી એક જીવ જે

સ્થિતિને અમુક ક્ષેત્ર કે અમુક કાળમાં અનુભવે છે, તેમ બીજો જીવ તે જ સ્થિતિને બીજા ક્ષેત્ર કે બીજા કાળમાં અનુભવે છે. આ કારણથી એક જ સ્થિતિબંધ થવામાં અનેક અધ્યવસાયોરૂપ અનેક કારણો છે. તે અનેક કારણોવડે સ્થિતિબંધ એક જીવને એક સમયે એકસરખો જ થાય છે. માત્ર તેમાં ભિન્ન ભિન્ન સંયોગોમાં અનુભવવારૂપ તેમજ અનેક કારણોવડે ફેરફાર થવારૂપ વિચિત્રતા રહેલી છે. તાત્પર્ય એ કે-ઘણા જીવોએ સમાન સ્થિતિવાળું કર્મ બાંધ્યું હોય, તેમાં પણ પરિણામની તરતમતાથી અનુભવકાળ જૂદો જૂદો દેખાય છે અને તે પરિણામની તરતમતા દ્રવ્યાદિ પાંચ કારણની અપેક્ષા રાખે છે. વિશેષ સમજ ખાતર ફરી વિચારીએ કે-એક એક સ્થિતિસ્થાનકના બંધમાં હેતુભૂત નાના જીવોની અપેક્ષાએ અસંખ્યાત લોકાકાશ પ્રદેશપ્રમાણ કષાયોદયના સ્થાનો હોય છે, એટલે કે-સ્થિતિ સરખી જ બાંધે છે, છતાં કષાયોદયો ભિન્ન ભિન્ન હોય છે અને ભિન્ન કષાયોદયરૂપ કારણોવડે એક જ સ્થિતિસ્થાનના બંધરૂપ કાર્ય થાય છે. કારણો અનેક છતાં સામાન્યતઃ એક સ્થિતિસ્થાનના બંધરૂપ કાર્ય જો કે એક જ થાય છે, છતાં જે સ્થિતિસ્થાન બંધાય છે તે એકસરખી જ રીતે ભોગવાય-અનુભવાય તેવું બંધાતું નથી; પરંતુ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવાદિ અનેક જાતિની વિચિત્રતાયુક્ત બંધાય છે. ભિન્ન ભિન્ન દ્રવ્યોરૂપ નિમિત્તવડે ભિન્ન ભિન્ન ક્ષેત્રમાં, ભિન્ન ભિન્ન કાળમાં અને જૂદા જૂદા ભવોમાં જે એક જ સ્થિતિસ્થાન અનુભવાય છે. તે જો તેના બંધમાં અનેક કષાયોદયરૂપ કારણો ન હોય તો ન અનુભવાય.

બંધમાં એક જ કારણ હોય તો બાંધનારા સર્વે એકસરખી જ રીતે અનુભવે, પરંતુ તેમ નથી. એક જ સ્થિતિસ્થાન જૂદા જૂદા જીવો દ્રવ્યાદિ ભિન્ન ભિન્ન સામગ્રી પામીને જે અનુભવે છે, તે જૂદા જૂદા કષાયોદયરૂપ ભિન્ન ભિન્ન કારણોને જ આભારી છે અને તે કષાયોદયરૂપ પરિણામની તરતમતા દ્રવ્યાદિ પાંચ કારણોની અપેક્ષા રાખે છે.

આ ઉપરથી એમ બરોબર કહી શકાય કે-જીવને દ્રવ્ય-ક્ષેત્ર-કાળાદિને અનુસરી જેવા જેવા પ્રકારના સંયોગ-સામગ્રી-નિમિત્ત પ્રાપ્ત હોય, તેવા તેવા પ્રકારે આત્મા અધ્યવસાયને પામી દ્રવ્યાદિ સામગ્રી અનુસાર તીવ્ર કે મંદ રસવડે સ્થિતિબંધ અનુભવે છે. કાર્ય તેમજ કારણ બન્નેય દ્રવ્યાદિની અપેક્ષા રાખે છે, કારણ કે-કર્મનો ઉદય, ક્ષય, ક્ષયોપશમ અને ઉપશમ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભવ અને ભાવ-આ પાંચની અપેક્ષાએ છે. સુખ-દુ:ખના કારણભૂત પુન્ય-પાપાત્મક કર્મ પણ દ્રવ્યક્ષેત્રાદિની અપેક્ષાએ જ ઉદય અથવા ક્ષય પામે છે. સંસારના સર્વ કાર્યોમાં અનુભાગ-રસરૂપ કષાય એક કે બીજી રીતે જોડાયેલા જ રહે છે. રાગદ્વેષ વગર સંસારનાં કાર્યો બનતાં નથી અને તેથી ગુપ્તપણે કે ઉઘાડી રીતે કષાય થઈ જાય છે. આ જ બાબત ત્યાગી જીવનમાં પણ લાગુ પડી શકે.

અત્ર કષાય શબ્દની વ્યાખ્યા બંનેય (સ્થૂલ અને સૂક્ષ્મ) રીતે સમજવાની છે. સૂક્ષ્મની ગણત્રી સંજ્વલન કષાયમાં અને તેથી પૂર્વ પૂર્વમાં અનુક્રમે સ્થૂલ, સ્થૂલતર અને સ્થૂલતમ માની શકાય. સૂક્ષ્મ દૃષ્ટિએ-તાત્ત્વિક

દૃષ્ટિએ વિચારવામાં આવે તો જીવને ક્ષણે ક્ષણે કષાય જાગૃત છે. આત્મા પોતાના કર્માનુસાર દ્રવ્ય–ક્ષેત્ર–કાલાદિ સામગ્રીને પામવા છતાં તે તે દ્રવ્ય–ક્ષેત્રાદિને અમુક અંશે સ્વાત્માનુકૂળ કરવો કે પ્રતિકૂળ કરવો તે પોતાના હાથમાં છે. વિચારક આત્મા ધારે તો તેને (દ્રવ્ય–ક્ષેત્રાદિ સામગ્રીને) સ્વાત્માનું હિત થાય તેવો કરી શકે છે અને એ કારણે પોતાનો જે રીતે આત્મવિકાસ થાય, આત્મસ્થિરતા થાય, તથાપ્રકારનો માર્ગ શોધવા લલચાય એ સહજ છે, કે જેથી આત્મવિકાસનું જે મુખ્ય કારણ અધ્યવસાયની શુદ્ધતા રહેવાનો હેતુ બન્યો રહે અને તેથી કર્મનો અનુભાગ–રસ થવામાં ચિકાશ ન થાય. ધ્યાનમાં રાખવું કે–સ્થિતિબંધ એકસરખી જ રીતે ભોગવાય તેવો થાય, છતાં રસબંધ એકસરખી જ રીતે ભોગવાય તેવો થતો નથી. લેશ્યાના ભિન્ન ભિન્ન પરિણામરૂપ નિમિત્તવડે જૂદી જૂદી રીતે ભોગવાય તેવો પણ રસબંધ થાય, તેથી સ્થિતિ એકસરખી બાંધવા છતાં રસ ઓછોવત્તો બંધાય છે અને તે દ્રવ્ય-ક્ષેત્રાદિ સામગ્રી પ્રમાણે અનુભવાય છે. સ્થિતિ પણ રસાધીન હોવાથી રસના નાશથી સ્થિતિનો નાશ અવશ્ય થાય છે. કર્મબંધના કારણભૂત અધ્યવસાય સ્થાનકો દ્રવ્યાદિ પાંચમાના કોઈ પણ કારણથી ઉત્પન્ન થતાં, ક્ષયોપશમની માફક વિચિત્ર હોવાથી સ્થિતિ-રસનો ઉપક્રમ ( ઘટાડો ) કરી શકે છે અને તેમ થતાં આત્મા ઉચ્ચ સ્થિતિને પામવા લાયક બની શકે છે.

( પંચસંગ્રહની સંકલના )

  

# જ્ઞાનનય અને ક્રિયાનયની વક્તવ્યતા

**જ્ઞાનનય**–આ નય કહે છે કે–સમ્યગ્દર્શનચારિત્રાદિ ગ્રાહ્ય છે, મિથ્યાત્વ, અજ્ઞાન, અવિરતિ વિગેરે અગ્રાહ્ય છે અને સ્વર્ગવિભૂતિ વિગેરે ઉપેક્ષા કરવા યોગ્ય છે. ઉપરોક્ત ગ્રાહ્ય, અગ્રાહ્ય અને ઉપેક્ષા કરવા યોગ્ય પદાર્થ જાણ્યા છતાં, તેના પ્રાપ્તિ, પરિહાર અને ઉપેક્ષા કરવાની ઇચ્છાવાળાએ તેમાં પ્રવૃત્તિરૂપ યત્ન કરવો જોઈએ. એ પ્રમાણે સર્વ વ્યવહારનું કારણ જ્ઞાન છે. ઐહિક કે પારલૌકિક ફળના અર્થીએ સારી રીતે જાણેલા અર્થમાં જ પ્રવૃત્તિ કરવી જોઇએ; અન્યથા પ્રવૃત્તિ કરવામાં ફળનો વિસંવાદ જણાય છે. પાપથી નિવૃત્તિ, કુશળપક્ષમાં પ્રવૃત્તિ અને વિનયની પ્રાપ્તિ–એ ત્રણેય જ્ઞાન આપે છે: તથા દીક્ષા પ્રાપ્ત કરેલા, ઉત્કૃષ્ટ તપ અને ચારિત્ર-વાળા સાધુ છતાં પણ તેઓને જ્યાં સુધી સમસ્ત જીવાદિ વસ્તુસમૂહને સાક્ષાત્કાર કરાવનારું કેવળજ્ઞાન ઉત્પન્ન નથી થતું, ત્યાં સુધી તેમને મોક્ષપ્રાપ્તિ નથી થતી. “જે જેના વિના ન બને તે તેનું કારણ છે.” અર્થાત્ ક્રિયા જ્ઞાન વિના ન હોય તેથી ક્રિયા એ જ્ઞાનનું કારણ છે. જેમ બીજાદિ વિના અંકુર નથી થતાં તેથી તે તેનું કારણ છે, તેમ સકલ પુરુષાર્થની સિદ્ધિ પણ જ્ઞાન વિના થતી નથી માટે તે તેનું મુખ્ય કારણ છે. આ નય ચાર પ્રકારના સામાયિકમાંથી સમ્યક્ત્વસામાયિક અને શ્રુતસામાયિક–એ બેને જ માને છે, કેમકે–તે બન્ને જ્ઞાનાત્મક હોવાથી તે જ મુખ્યત્વે કરીને મોક્ષના કારણ છે. દેશવિરતિ અને સર્વવિરતિ સામાયિક આ નય નથી માનતો, કેમકે–તે જ્ઞાનનું કાર્ય હોવાથી ગૌણભૂત છે.

**ક્રિયાનય**–આ નય કહે છે કે–ગ્રાહ્ય, અગ્રાહ્યાદિ અર્થ જાણ્યા છતાં પુરુષાર્થની સિદ્ધિ ઇચ્છનારાએ પ્રવૃત્યાદિ-રૂપ ક્રિયા કરવી જોઈએ. મતલબ કે–પદાર્થ જાણ્યા છતાં પણ ક્રિયા જ સાધ્ય–સાધક છે. જ્ઞાન તો ક્રિયાનું ઉપકરણ હોવાથી ગૌણ છે. કેવળજ્ઞાન ઉત્પન્ન થયા છતાં પણ, ભગવંત શ્રી અરિહંતદેવને જ્યાં સુધી સર્વ કર્મરૂપ ઇન્ધનને બાળી નાંખવાને અગ્નિની જ્વાળાના સમૂહ સમાન શૈલેશી અવસ્થારૂપ ક્રિયા પ્રાપ્ત થતી નથી, ત્યાં સુધી મુક્તિ પ્રાપ્ત નથી થતી. "જે જેની પછી તરત જ થનારું હોય તે તેનું કારણ છે." જેમ અન્ત્ય અવસ્થા પામેલ પૃથ્વી આદિ સામગ્રી પછી તરત જ થનાર અંકુર તેનું કારણ છે, તેમ સર્વ પુરૂષાર્થસિદ્ધિ પણ ક્રિયાની અનંતર જ થાય છે; માટે ક્રિયા જ સર્વ પુરુષાર્થસિદ્ધિનું પ્રધાન કારણ છે. આ નય ચાર પ્રકારના સામાયિકમાંથી દેશવિરતિ અને સર્વવિરતિને જ માને છે, કેમકે–ક્રિયારૂપે તે મુક્તિનું પ્રધાન કારણ છે. સમ્યક્ત્વ અને શ્રુત સામાયિક તો તેના ઉપકારી માત્ર હોવાથી ગૌણભૂત હોવાને લીધે નથી માનતો.

**શિષ્ય**–ભગવન્! આ બન્ને પક્ષમાં યુક્તિ જણાય છે, તો પછી બેમાંથી સત્ય તત્ત્વ કયું?

**ગુરુ**–સ્વતંત્ર સામાન્ય–વિશેષવાદી બધાએ નયોની પરસ્પર વિરુદ્ધ વક્તવ્યતા સાંભળીને સર્વ નયોને સંમત જે તત્ત્વરૂપે ગ્રાહ્ય હોય તે મુક્તિનું સાધન છે. અર્થાત્ ચારિત્ર-રૂપ ક્રિયા અને જ્ઞાનાદિ ગુણ એ ઉભય (જ્ઞાન–ક્રિયા) વડે જે સાધ્ય હોય તે મોક્ષસાધક છે, પણ બેમાંથી એકલો કોઈ પક્ષ મોક્ષસાધક નથી. જ્ઞાનનયવાદી કહે છે કે–"જે

જેના વિના ન થાય તે તેનું કારણ છે.” આમાં તદવિના-ભાવિત્વરૂપ હેતુ અસિદ્ધ છે, કેમકે-જ્ઞાન માત્રથી જ પુરુષાર્થ-સિદ્ધિ નથી એવું કયાંઇ પણ જણાતું નથી. જો કે દાહ–પાક આદિ કરવાના અર્થીને દહનાદિના જ્ઞાન માત્રથી જ દાહાદિક કાર્યસિદ્ધિ થતી નથી, પરન્તુ અગ્નિ લાવવો, તેને ફુંકવો, સળગાવવો વિગેરે ક્રિયા પણ કરવામાં આવે તો જ તે દાહાદિ કાર્યની સિદ્ધિ થાય છે. શ્રી તીર્થંકર ભગવંતો પણ માત્ર કેવળજ્ઞાનથી જ મોક્ષ સાધે છે એમ નહિ, સાથે યથા-ખ્યાતચારિત્રરૂપ ક્રિયા પણ હોય છે: માટે સર્વત્ર પુરુષાર્થ-સિદ્ધિનું કારણ જેમ જ્ઞાનસિદ્ધ થાય છે, તેમ ક્રિયા પણ તેનું કારણ સિદ્ધ થાય છે; કેમકે-તેના વિના પુરુષાર્થસિદ્ધિ થતી નથી, માટે એ હેતુ અનેકાન્તિક છે.

એ જ પ્રમાણે ક્રિયાનયવાદીએ જે જેના પછી થનારુ હોય તે તેનું કારણ છે, ઇત્યાદિ પ્રયોગમાં “જે જેના પછી થનાર” રૂપ હેતુ કહેલ છે, તે પણ અસિદ્ધ અને એકા-ન્તિક છે: કારણ કે-સ્ત્રી-ભક્ષ્ય-ભોગ આદિના ક્રિયાકાળમાં જ્ઞાન હોય છે. તેના જ્ઞાન સિવાય તેમાં પ્રવૃત્તિ જ થઈ શકે નહિ. એ જ પ્રમાણે શૈલેશી અવસ્થામાં સર્વ સંવરરૂપ ક્રિયાકાળે પણ કેવલજ્ઞાન હોય છે. તેના સિવાય તેની પ્રાપ્તિ નથી હોતી માટે એ હેતુ અસિદ્ધ છે. વળી જેમ ઉપરોક્ત હેતુ મુક્તિ આદિ પુરુષાર્થના કારણરૂપે ક્રિયાને સિદ્ધ કરે છે તેમ જ્ઞાનને પણ કારણરૂપે સિદ્ધ કરે છે, કારણ કે-તેના વિના પુરુષાર્થની સિદ્ધિ ક્યાંઈ થતી નથી, માટે એ હેતુ અને-કાન્તિક છે. વસ્તુતઃ ‘જ્ઞાન-ક્રિયા’ ઉભયથી જ મુક્તિસાધ્ય છે, પણ ભિન્ન ભિન્ન એક એકથી સાધ્ય નથી.

"ક્રિયા બિના જ્ઞાન નાહિ કબહુ, ક્રિયા જ્ઞાન બિનુ નાહિ;
ક્રિયા જ્ઞાન દોઉ મિલત રહેતુ હે, જ્યું જલરસ જલમાંહિ."

**શિષ્ય**–ભગવન્! જો જ્ઞાન–ક્રિયા પ્રત્યેકમાં પ્રાપ્ત કરાવવાની શક્તિ નથી, તો તેના સમુદાયમાં ક્યાંથી હોય? જેમ રેતીના પ્રત્યેક કણમાં તેલ નથી હોતું તેમ તેના સમુદાયમાં પણ નથી હોતું, તેવી રીતે અહીં પણ પ્રત્યેક જ્ઞાન ને ક્રિયામાં પણ મુક્તિપ્રાપક શક્તિ જો નથી, તો બન્નેના સમુદાયમાં પણ ન હોવી જોઇએ.

**ગુરુ**–જો સર્વથા પ્રકારે એ પ્રત્યેકની મુક્તિમાં અનુપકારિતા કહેવામાં આવે તો તું કહે છે તેમ થાય, પરન્તુ તેમ નથી. અહીં પ્રત્યેકની મુક્તિમાં દેશોપકારિતા છે અને સમુદાય થતાં સંપૂર્ણ ઉપકારિતા થાય છે, માટે સમુદિત જ્ઞાનક્રિયા જ મુક્તિનું કારણ છે.

  

## વિવેક

ધર્મ શું છે અને અધર્મ શું છે, પુણ્ય શું છે અને પાપ શું છે, નિત્ય શું છે અને અનિત્ય શું છે, સત્ય શું છે અને અસત્ય શું છે, પવિત્ર શું છે અને અપવિત્ર શું છે, સુખ શું છે અને દુઃખ શું છે–આ વસ્તુઓના મૂળ સ્વરૂપને જ્યારે બુદ્ધિ સંપૂર્ણ પૃથક્કરણ બાદ યથાર્થ અનુભવ કરાવે, ત્યારે સમજવું કે–વિવેક જાગ્યો છે. સંક્ષેપમાં જડ–ચેતનનું ભેદજ્ઞાન તે વિવેક. આ બે વસ્તુમાં ઉપરની બધી વસ્તુ આવી જાય છે.

# મોક્ષના સાધન

"सम्यग्दर्शनज्ञानचारित्राणि मोक्षमार्गः।" સમ્યગ્દર્શન સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્ર-એ ત્રણેયથી મોક્ષનું સાધન થાય છે.

**મોક્ષનું સ્વરૂપ**-બંધના કારણોનો અભાવ થવાથી જે આત્મિક વિકાસ પરિપૂર્ણ થાય તે મોક્ષ છે અર્થાત્ જ્ઞાન અને વીતરાગભાવની પરાકાષ્ઠા એ જ મોક્ષ છે.

**સાધનોનું સ્વરૂપ**-જે ગુણ એટલે શક્તિના વિકાસથી તત્ત્વની અર્થાત્ સત્યની પ્રતીતિ થાય અને જેનાથી હેય-છોડી દેવા યોગ્ય અને ઉપાદેય-સ્વીકારવા યોગ્ય તત્ત્વના યથાર્થ વિવેકની અભિરુચિ થાય, તે '**સમ્યગ્દર્શન.**' નય અને પ્રમાણથી થનારું જીવાદિ તત્ત્વોનું યથાર્થ જ્ઞાન તે '**સમ્યગ્જ્ઞાન.**' સમ્યગ્જ્ઞાનપૂર્વક કાષાયિક ભાવોની એટલે રાગ-દ્વેષની અને યોગની નિવૃત્તિ થવાથી જે સ્વરૂપરમણ થાય છે, એ જ '**સમ્યક્ચારિત્ર.**'

**સાધનોનું સાહચાર્ય**-ઉપર જણાવેલા ત્રણેય સાધનો જ્યારે પરિપૂર્ણ રૂપમાં પ્રાપ્ત થાય ત્યારે સંપૂર્ણ મોક્ષનો સંભવ છે, અન્યથા નહિ. એક પણ સાધન જ્યાં સુધી અપૂર્ણ હોય છે ત્યાં સુધી પરિપૂર્ણ મોક્ષ થઇ શકતો નથી. ઉદાહરણ તરીકે-સમ્યગ્દર્શન અને સમ્યગ્જ્ઞાન પરિપૂર્ણ રૂપમાં પ્રાપ્ત થયા છે, છતાં સમ્યક્ચારિત્રની અપૂર્ણતાને લીધે તેરમા ગુણસ્થાનકમાં પૂર્ણ મોક્ષ અર્થાત્ અશરીર, સિદ્ધિ અથવા વિદેહમુક્તિ થતી નથી અને ચૌદમા ગુણસ્થાનમાં

શૈલેશી અવસ્થારૂપ પરિપૂર્ણ ચારિત્ર પ્રાપ્ત થતાં જ ત્રણેય સાધનોની પરિપૂર્ણતાના બળથી પૂર્ણ મોક્ષ થાય છે.

**સાહચર્ય નિયમ**–ઉપરના ત્રણેય સાધનોમાંથી પહેલા બે એટલે સમ્યગ્દર્શન અને સમ્યગ્જ્ઞાન અવશ્ય સહચારી હોય છે. જેમ સૂર્યનો તાપ અને પ્રકાશ એકબીજાને છોડીને રહી શકતા નથી તેમ સમ્યગ્દર્શન અને સમ્યગ્જ્ઞાન એકબીજા સિવાય રહી શકતા નથી, પરંતુ સમ્યક્ચારિત્રની સાથે એમનું સાહચર્ય અવશ્યંભાવી નથી; કારણ કે-સમ્યક્ચારિત્ર સિવાય પણ કેટલાક સમય સુધી સમ્યગ્દર્શન અને સમ્યગ્જ્ઞાન જોવામાં આવે છે. આમ હોવા છતાં પણ ઉત્ક્રાન્તિના ક્રમ પ્રમાણે સમ્યક્ચારિત્ર માટે એવો નિયમ છે કે-જ્યાં તે હોય ત્યાં એની પૂર્વેના સમ્યગ્દર્શન આદિ બન્ને સાધન અવશ્ય હોય જ.

**સમ્યગ્દર્શનનું લક્ષણ**–'तत्त्वार्थश्रद्धानं सम्यग्दर्शनम्' યથાર્થ રૂપથી પદાર્થોનો–મુખ્યતાએ આત્મતત્ત્વનો નિશ્ચય કરવાની રુચિ તથા તે ચેતન–આત્મતત્ત્વનો નિશ્ચય થવામાં કારણભૂત અજીવાદિ–જડ પદાર્થોનો નિશ્ચય કરવાની જે રુચિ, તે ' સમ્યગ્દર્શન. '

**સમ્યગ્દર્શનની ઉત્પત્તિના નિમિત્તો**—સમ્યગ્દર્શન નિસર્ગથી એટલે સ્વાભાવિક પરિણામ માત્રથી અથવા અધિગમથી એટલે બાહ્ય નિમિત્તથી ઉત્પન્ન થાય છે.

જગતના પદાર્થોને યથાર્થ રૂપથી જાણવાની રુચિ સાંસારિક અને આધ્યાત્મિક બન્ને પ્રકારના અભિલાષોથી થાય છે. ધન–પ્રતિષ્ઠા આદિ કોઈ સાંસારિક વાસના માટે

જે તત્ત્વજિજ્ઞાસા થાય છે તે સમ્યગ્દર્શન નથી, કેમકે-એનું પરિણામ સંસારવૃદ્ધિ છે : પરંતુ આધ્યાત્મિક વિકાસને માટે તત્ત્વનિશ્ચયની જે રુચિ ફક્ત આત્માની તૃપ્તિ માટે થાય છે તે સમ્યગ્દર્શન છે.

**નિશ્ચય અને વ્યવહારદૃષ્ટિથી પૃથક્કરણ**-આધ્યાત્મિક વિકાસથી ઉત્પન્ન થએલ એક પ્રકારનો આત્માનો પરિણામ તે 'નિશ્ચય સમ્યક્ત્વ' છે. તે જ્ઞેય માત્રને તાત્ત્વિક રૂપમાં જાણવાની, હેયને છોડી દેવાની અને ઉપાદેયને ગ્રહણ કરવાની રુચિરૂપ છે: અને એ રુચિના બળથી ઉત્પન્ન થતી ધર્મતત્ત્વનિષ્ઠા એ 'વ્યવહાર સમ્યક્ત્વ' છે.

**સમ્યક્ત્વના લક્ષણો**-સમ્યગ્દર્શનની પ્રતીતિ કરાવે એવા પાંચ લક્ષણો માનવામાં આવે છે-તે પ્રશમ (શાંતિ), સંવેગ (વૈરાગ્ય), નિર્વેદ (સંસાર પર કંટાળો), અનુકંપા (સર્વ પ્રાણી પર દયા) અને આસ્તિક્ય (આસ્થા) છે.

**પાંચ લક્ષણોની સંક્ષિપ્ત વ્યાખ્યા**-૧-તત્ત્વના મિથ્યા પક્ષપાતથી ઉત્પન્ન થતાં કદાગ્રહ આદિ દોષોનો ઉપશમ એ 'પ્રશમ' છે, ૨-સાંસારિક બંધનોનો ભય એ 'સંવેગ' છે, ૩-વિષયોમાં આસક્તિ ઓછી થવી તે 'નિર્વેદ' છે, ૪-દુઃખી પ્રાણીઓનું દુઃખ દૂર કરવાની ઇચ્છા તે 'અનુકંપા' છે, અને ૫-આત્મા આદિ પરોક્ષ કિન્તુ યુક્તિપ્રમાણથી સિદ્ધ પદાર્થનો સ્વીકાર તે 'આસ્તિક્ય' છે.

**હેતુભેદ**-સમ્યગ્દર્શનને યોગ્ય આધ્યાત્મિક ઉત્ક્રાન્તિ થતાં જ સમ્યગ્દર્શન પ્રગટ થાય છે, પણ આમાં કોઈ આત્માનો એના આવિર્ભાવ (પ્રગટ થવા) માટે બાહ્ય નિમિત્તની અપેક્ષા રહે છે, જ્યારે કોઈને રહેતી નથી. એ તો

પ્રસિદ્ધ છે કે-કોઈ વ્યક્તિ શિક્ષક આદિની મદદથી શિલ્પ આદિ કેટલીક કળાઓ શીખે છે, જ્યારે કેટલાક બીજાની મદદ સિવાય પોતાની જાતે જ શીખી લે છે. આંતરિક કારણોની સમાનતા હોવા છતાં પણ બાહ્ય નિમિત્તની અપેક્ષા અને અનપેક્ષાને લઈને સમ્યગ્દર્શનના '**નિસર્ગ સમ્યગ્દર્શન**' અને '**અધિગમ સમ્યગ્દર્શન**' એવા બે ભેદ કર્યા છે. બાહ્ય નિમિત્તો પણ અનેક પ્રકારના હોય છે. કોઈ પ્રતિમા આદિ ધાર્મિક વસ્તુઓના માત્ર અવલોકનથી, કોઇ ગુરુનો ઉપદેશ સાંભળીને, કોઇ શાસ્ત્રો ભણીને અને કોઇ સત્સંગથી પણ સમ્યગ્દર્શન પ્રાપ્ત કરે છે.

**ઉત્પત્તિક્રમ**-અનાદિકાળના સંસારપ્રવાહમાં તરેહ તરેહના દુઃખોનો અનુભવ કરતાં કરતાં યોગ્ય આત્મામાં કોઈ વાર એવી પરિણામશુદ્ધિ થઇ જાય છે, જે એ આત્માને તે ક્ષણ માટે અપૂર્વ જ છે. એ પરિણામશુદ્ધિને '**અપૂર્વ-કરણ**' કહે છે. અપૂર્વકરણથી તાત્ત્વિક પક્ષપાતની બાધક રાગ-દ્વેષની તીવ્રતા મટી જાય છે. એવી રાગ-દ્વેષની તીવ્રતા મટી જતાં આત્મા સત્યને માટે જાગરુક બની જાય છે. આ આધ્યાત્મિક જાગરણ એ જ '**સમ્યક્ત્વ**' છે.

**સમ્યગ્જ્ઞાન**-તેના પાંચ ભેદ છે. મતિ, શ્રુત, અવધિ, મનઃપર્યાય અને કેવળ,-એ પાંચ જ્ઞાન છે. સૂત્રમાં જેમ સમ્યગ્દર્શનનું લક્ષણ બતાવ્યું છે તેમ સમ્યગ્જ્ઞાનનું લક્ષણ બતાવ્યું નથી. તે એટલા માટે કે-સમ્યગ્દર્શનનું લક્ષણ જાણી લીધા પછી સમ્યગ્જ્ઞાનનું લક્ષણ વિના પ્રયાસે-અનાયાસે જાણી શકાય છે. તે આ રીતે-જીવ કોઈક વાર સમ્યગ્દર્શનરહિત હોય છે પણ જ્ઞાનરહિત હોતો

નથી. કોઈ ને કોઈ પ્રકારનું જ્ઞાન એનામાં અવશ્ય હોય છે. એ જ જ્ઞાન સમ્યગ્દર્શનનો આવિર્ભાવ થતાં જ સમ્યગ્જ્ઞાન કહેવાય છે. સમ્યગ્જ્ઞાન અને અસમ્યગ્જ્ઞાનનો તફાવત એ છે કે–પહેલું સમ્યક્ત્વ સહચરિત છે, જ્યારે બીજું સમ્યક્ત્વ-રહિત મિથ્યાત્વ સહચરિત છે.

પ્ર.–સમ્યક્ત્વનો એવો શું પ્રભાવ છે કે–તેના અભાવમાં ચાહે તેટલું વિશાળ જ્ઞાન હોય તો પણ તે અસમ્યગ્જ્ઞાન યા મિથ્યાજ્ઞાન કહેવાય છે? અને થોડું ને અસ્પષ્ટ જ્ઞાન હોય તો પણ સમ્યક્ત્વ પ્રગટ થયે છતે સમ્યગ્જ્ઞાન કહેવાય છે?

ઉ.–આ ( તત્ત્વાર્થસૂત્ર ) અધ્યાત્મશાસ્ત્ર છે, એટલા માટે એમાં સમ્યગ્જ્ઞાન કે અસમ્યગ્જ્ઞાનનો વિવેક આધ્યાત્મિક દૃષ્ટિથી કરવામાં આવે છે, પરંતુ ન્યાય યા શાસ્ત્રની માફક વિષયની દૃષ્ટિથી કરવામાં આવતો નથી. ન્યાયશાસ્ત્રમાં જે જ્ઞાનનો વિષય યથાર્થ હોય તે જ સમ્યગ્જ્ઞાન-પ્રમાણ અને જેનો વિષય અયથાર્થ હોય તે જ અસમ્યગ્જ્ઞાન-પ્રમાણાભાસ કહેવાય છે : કિન્તુ આ આધ્યાત્મિક શાસ્ત્રમાં ન્યાય-શાસ્ત્રને સમ્મત સમ્યગ્-અસમ્યગ્જ્ઞાનનો વિભાગ માન્ય હોવા છતાં પણ ગૌણ છે. અહીંઆ જે જ્ઞાનથી આધ્યાત્મિક ઉત્ક્રાન્તિ થાય તે સમ્યગ્જ્ઞાન એ દૃષ્ટિ મુખ્ય છે અને જેનાથી સંસાર વૃદ્ધિ અથવા આધ્યાત્મિક પતન થાય તે અસમ્યગ્જ્ઞાન છે.

આ રીતે સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્ર –એ ત્રણેય મોક્ષના સાધન છે. એ સાધનોની જેટલે જેટલે અંશે પ્રાપ્તિ, તેટલે તેટલે અંશે આત્માનો ઉચ્ચ વિકાસ છે.

  

# અધ્યાત્મ વચન

અધ્યાત્મની વ્યાખ્યા કરતાં શાસ્ત્રકાર મહારાજાએ કહ્યું છે કે–' आत्मानमधिकृत्य पंचाचार चारिमा । ' આત્માને ઉદ્દેશીને જે પાંચેય (જ્ઞાનાચારાદિ) આચારની સાધના કરવી તેનું નામ '**અધ્યાત્મ**' કહેવાય છે.

આ અધ્યાત્મશાસ્ત્રનો ઉપદેશ અમૃત સમાન કહ્યો છે, તેથી પ્રગટ આત્મામાં પરમ શાંતિ અનુભવાય છે અને અનુક્રમે મોક્ષસુખની પ્રાપ્તિ થઇ શકે છે. અધ્યાત્મમાર્ગ બતાવે તે 'અધ્યાત્મવચન' છે. જે વચન એકાંત આત્મ-હિતને જ અર્થે પ્રવર્તે છે, જે વચન રાગ-દ્વેષાદિક વિકાર-વર્જિત શ્રી વીતરાગદેવની અમૃતમય વાણીના અનુવાદક હોય છે, જે વચન જ્ઞાન કે ક્રિયાનો એકાંત પક્ષ ખેંચતા નથી, જે વચનથી જ્ઞાન અને ક્રિયાને સાથે જ પુષ્ટિ મળે છે અને જે વચનવડે શુદ્ધ સમજપૂર્વક શુદ્ધ ક્રિયા સેવવા જ પ્રવર્તાય છે, તેનું નામ '**અધ્યાત્મવચન**' કહી શકાય છે. જેમ પંખી બે પાંખવડે જ ઊડી શકે છે અને રથ બે ચક્રવડે જ ચાલી શકે છે, તેમ 'અધ્યાત્મ' પણ શુદ્ધ જ્ઞાનક્રિયાના સંમેલનથી જ પ્રવર્તે છે. તે વિના અધ્યાત્મ કહી શકાય જ નહિ. વસ્તુતત્ત્વની સમજ મેળવી, હિતાહિતનો યથાર્થ વિવેક કરી, જે સ્વહિતસાધનમાં પ્રવૃત્ત થાય છે અને અહિત કાર્યથી નિવૃત્ત થાય છે, તે જ અંતે સ્વ-ઇષ્ટ-સિદ્ધ કરી શકે છે. તે વિના એકાંત જ્ઞાન કે ક્રિયાના પક્ષમાં પડી સ્વ-પરને ભારે નુકશાનીમાં ઉતારવાનું બને છે. અધ્યાત્મમાર્ગ આત્મકલ્યાણનો અમોઘ ઉપાય છે, જેથી તેમાં

જે કાંઈ કર્તવ્ય કરવામાં આવે છે તે લોકદેખાવ માટે નહિ, પણ કેવળ પોતાના જ આત્માને લક્ષી તેની શુદ્ધિ અને તેની જ ઉન્નતિ અર્થે કરવામાં આવે છે. આવી અંતરદૃષ્ટિ જેને જાગી છે, તે '**અધ્યાત્મદૃષ્ટિ**' વા 'અધ્યાત્મી' કહેવાય છે. એવા અધ્યાત્મદૃષ્ટિ મહાપુરુષો સત્તરમા ને ઓગણીસમા સૈકામાં શ્રી **આનંદઘનજી** અને શ્રી **ચિદાનંદજી** થઈ ગયા. વર્તમાનમાં પણ કોઈ કોઈ વિરલ આત્મા એનો આંશિક અનુભવ અનુભવતા હશે. અનાદિકાળથી પરપુદ્‌ગલના અભ્યાસયોગે જીવને અધ્યાત્મનું આચરણ તો દૂર રહ્યું, પણ એ વાર્તા પ્રત્યે પ્રેમ આવવો એય કઠીનતમ છે. એવા જીવો પૂ. ઉ. મહારાજે આઠ દૃષ્ટિ પૈકી બીજી તારાદૃષ્ટિમાં વર્તતાને જણાવ્યા છે.

> ' એહ દૃષ્ટિ હોય વર્તતા મનમોહન મેરે,
> યોગ કથા બહુ પ્રેમ મનમોહન મેરે. '

આ અધ્યાત્મ વિના પૂ. ઉપાધ્યાયજી મહારાજના શબ્દોમાં કહીએ તો—

> ' અધ્યાત્મ વિણ જે ક્રિયા, તે તો તનમુલ તોલે;
> મમકારાદિક યોગથી, ઈમ જ્ઞાની બોલે. '

બાકી નામ-અધ્યાત્મથી કાંઈ દિ' વળવાનો નથી. જેનું ભાવ-અધ્યાત્મ સાચું છે અગર તેની સુરુચિ છે, સન્મુખભાવ છે, તે જ આત્માના અધ્યાત્મના ત્રણ નિક્ષેપા (નામ, સ્થાપના ને દ્રવ્ય) સાચા છે. આ ચારમાંથી એકેય નિક્ષેપો ઓળવવા યોગ્ય નથી. આવા અધ્યાત્મને સૌ કોઈ લેખક-વાચક પામી સ્વ-પર આત્માનું હિત સાધો એ જ સમીહા.

  

# શ્રી જ્ઞાનસારના બત્રીશ અષ્ટકનો સંક્ષિપ્ત સાર

૧. **પૂર્ણતા**–પૌદ્‌ગલિક ઉપાધિથી રહિત સ્વભાવ-જનિત પૂર્ણતા એ જ પૂર્ણતા. જે વસ્તુઓથકી કૃપણ પોતાને પૂર્ણ માને છે, તેનો ત્યાગ તે જ સાચી પૂર્ણતા છે. વિવેકી પુરૂષની દૃષ્ટિ પૂર્ણાનંદરૂપી અમૃતથી સ્નિગ્ધ થયેલી હોય છે.

૨. **મગ્નતા**–પાંચ ઇન્દ્રિયોને પોતાના વ્યાપારથી પર બનાવીને અને મનને એકાગ્ર કરીને જ્ઞાનસ્વરૂપ એવા પર-બ્રહ્મને વિષે વિશ્રાન્તિને ધારણ કરે છે, તે મગ્નતા કહેવાય છે, અર્થાત્ સ્વ–સ્વભાવમાં સ્થિરતા કરવાથી મગ્નતા પ્રાપ્ત થાય છે. પરભાવને વિષે આત્માનું કર્ત્તાપણું નથી, પરંતુ જ્ઞાનરૂપ માત્ર ક્રિયા છે. જ્ઞાનનું સુખ સ્વાધીન છે, સ્વાભાવિક છે, કષ્ટરહિત છે અને બીજું સુખ તેથી વિપરીત છે. પરાભાવથી પોતાને સુખી માનનાર ચક્રવર્તી જેવા પણ એક ક્ષણમાં રંક થઈ જાય છે, જેથી તે સુખ અસ્થિર છે.

૩. **સ્થિરતા**–ચિત્તની અસ્થિરતા–ચંચલતાનો નાશ થવાથી સ્થિરતા પ્રગટે છે, અર્થાત્ સંકલ્પ–વિકલ્પનો ત્યાગ થવાથી સ્થિરતા પ્રગટે છે.

૪. **મોહત્યાગ**–'હું અને મારૂં' તે જ મોહ છે અને હું અને મારૂં જેનામાં નથી તે જ મોહરહિત છે. મોહ એટલે આત્મભિન્ન પદાર્થોને વિષે આત્મિયત્વબુદ્ધિ ઉત્પન્ન કરનાર મોહનીયકર્મ–મૂઢતા.

૫. **જ્ઞાની**–તે જ ઉત્તમ જ્ઞાન છે, કે જેથી આત્મા વારંવાર એક પરબ્રહ્મ–નિર્વાણપદને વિષે તન્મય થાય છે. મોટા શાસ્ત્રપાઠનો કાંઈ આગ્રહ નથી. રાગાદિકવાળું જ્ઞાન તે જ અજ્ઞાન સમજવું. તે જ જ્ઞાન કહેવાય છે, કે જે સ્વ–સ્વભાવ-લાભના સંસ્કારનું કારણ છે અને તેથી અન્ય બુદ્ધિ અર્થાત્ બીજું રાગાદિકવાળું જ્ઞાન માત્ર અંધ કરનાર છે, એમ મહાત્માઓએ કહ્યું છે.

૬. **શમ**–વિકલ્પના વિષયને પાર ઉતરેલ સદા સ્વભાવ ગ્રહણવાળો એવો જ્ઞાનનો જે પરિપાક, તે 'શમ' કહેવાય છે. યોગારૂઢ થવાને ઇચ્છતો મુનિ બાહ્ય ક્રિયાને પણ સેવે છે, પરંતુ અન્તર્ગતક્રિય એવો યોગારૂઢ મુનિ શમે કરીને જ સિદ્ધિને પામે છે.

૭. **ઇન્દ્રિયજય**–જો સંસારથી બ્હીતા હો અને મોક્ષ-પ્રાપ્તિની આકાંક્ષા રાખતા હો, તો ઇન્દ્રિયો પર જય મેળવવાને ઘણું પરાક્રમ ફોરવો. હજારો સરિતાથી નહિ પૂરાય એવી સમુદ્રના ઉદર સમાન ઇન્દ્રિયોનો સમૂહ તૃપ્તિમાન થતો નથી, માટે અંતરાત્માએ કરીને તૃપ્ત થા !

૮. **ત્યાગ**–મમતાનો ત્યાગ અને સમતાનો સ્વીકાર, તેમજ બાહ્ય આત્મભાવનો ત્યાગ અને અંતર આત્મભાવનો સ્વીકાર, તે જ ત્યાગ છે. જ્યાં સુધી આત્મતત્ત્વ પ્રકાશે કરીને પોતે પોતાને શિક્ષા આપે એવા ગુરૂત્વને પામતો નથી, ત્યાં સુધી ઉત્તમ ગુરૂની સેવા કરવી.

૯. **ક્રિયા**–ભગવાન શ્રી જિનેશ્વરદેવના મુખારવિંદમાંથી નીકળેલા વચનરૂપ જિનાગમ તેને અનુસરીને ક્રિયાનું કરવું,

તે ક્રિયા સમજવી. આને 'વચનાનુષ્ઠાન' કહેવાય છે.

**૧૦. આત્માને વિષે તૃપ્ત**-પુદ્ગલથી પુદ્ગલ તૃપ્ત પામે છે અને આત્મા આત્માથી તૃપ્ત પામે છે, માટે પરતૃપ્તિનો સમારોપ જ્ઞાનીને ઘટતો નથી. પુદ્ગલની ભોગતૃષ્ણાએ આતુર જીવની વિષોદ્ગાર જેવી દુર્ગતિ થાય છે અને જ્ઞાનના સ્વાદથી તૃપ્ત જીવને ધ્યાનરૂપી અમૃતના ઉદ્ગાર જેવી પરંપરા થાય છે. જ્ઞાનરૂપી અમૃતનું પાન કરીને, ક્રિયારૂપી સુરલતાના ફળનું ભોજન કરીને અને શામ્ય તાંબુલનું આસ્વાદન કરીને મુનિ ઉત્કૃષ્ટ તૃપ્તિને પામે છે.

**૧૧. નિર્લેપ**-પુદ્ગલભાવનો હું કર્ત્તા નથી, કરાવનાર નથી અને તદ્ગુણ અનુયાયી નથી. આવા જ્ઞાનવાળો આત્મા લેપાતો નથી. તપ અને શ્રુતજ્ઞાનાદિએ મત્ત એવો ક્રિયાવાન્ આત્મા પણ લેપાય છે, પરંતુ ભાવના જ્ઞાને કરીને પૂર્ણ એવો ક્રિયારહિત લેપાતો નથી. મોટા દોષની નિવૃત્તિ ક્રિયાના અને સૂક્ષ્મ દોષની નિવૃત્તિ જ્ઞાનના બળથી જ થાય છે. દેશવિરતિ-સર્વવિરતિને તે સ્થાનની ક્રિયાની મુખ્યતા છે, જ્યારે સાતમા, આઠમા અને નવમા ગુણસ્થાને વર્તતા જીવને જ્ઞાનની મુખ્યતા છે.

**૧૨. નિઃસ્પૃહ**-સ્પૃહાવાન્ મુનિ તૃણ અથવા રૂની જેમ હલકો દેખાય છે અને ભવસમુદ્રમાં ડૂબે છે, તેમાં કાંઈ આશ્ચર્ય નથી. પરસ્પૃહા એ જ મહાદુઃખ અને નિઃસ્પૃહત્વ એ જ મહાસુખ છે.

**૧૩. મૌનવાન્** (પુદ્ગલને વિષે અપ્રવૃત્તિ એ જ મૌન.) સમ્યક્ત્વ તે જ મૌન અને મૌન તે જ સમ્યક્ત્વ છે.

શુદ્ધ શ્રદ્ધાએ નિર્ધાર કરેલ આત્મસ્વભાવની ઉપાદેયતાને વિષે જ ઉપયોગપરિણતિનું અવસ્થાન તે જ સમ્યક્ત્વ છે અને સમ્યગ્દર્શને કરીને હેયોપાદેયતા વિભક્ત કરી ઉપાદેયને વિષે રમણ સ્વભાવ એ જ મૌન છે. એ બન્નેનું ઐક્ય છે. આત્મા આત્માએ કરીને આત્માને વિષે શુદ્ધતા જાણે છે, માટે મુનિની જ્ઞાન અવસ્થા રત્નત્રયીમાં–જ્ઞાન, દર્શન અને ચારિત્રની એકતા કરે છે. આત્માના જ્ઞાનમાં રમણ કરનાર જે પુરુષની ક્રિયા જ્ઞાનમયી છે તેનું મૌન સર્વોત્તમ છે. જેમ વિપરીતગ્રાહી મણિનું જ્ઞાન અને મણિની શ્રદ્ધા શુદ્ધ મણિમાં પ્રવૃત્તિ કરતું નથી, તેમજ જે જ્ઞાન અને શ્રદ્ધાથી શુદ્ધ આત્મસ્વભાવને વિષે આચરણ થતું નથી અથવા દોષ-નિવૃત્તિ થતી નથી, તે જ્ઞાન નથી અને તે દર્શન નથી. જેમ પ્રદીપની સર્વ ક્રિયા પ્રકાશ શક્તિવાળી છે, તેમ આત્મ-સ્વરૂપથી ભિન્ન જેના પરિણામ નથી એવા અનન્ય સ્વભાવ-વાળાની સર્વ ક્રિયા જ્ઞાનમય છે, તેનું મૌન સર્વોત્તમ છે.

૧૪. **વિદ્યાવાન્**–તત્ત્વને વિષે જે બુદ્ધિ તેને યોગા-ચાર્યોએ વિદ્યા કહી છે. આત્મા પરિણામી નિત્ય છે. પરસંગ–પુદ્ગલસંગ અનિત્ય એમ જે જાણે છે, તે વિદ્યાવાન્ જાણવો. સમતાના કુંડમાં સ્નાન કરીને અને કર્મમળને દૂર કરીને જે મલિનતાને પામતો નથી, તે અંતરાત્મા ઉત્કૃષ્ટ પવિત્ર છે. હું અને મારાપણાની બુદ્ધિ તે અવિદ્યા છે. સર્વદા ક્ષીર–નીરની જેમ એકરૂપ થઈ રહેલા કર્મ અને જીવને જે વિભિન્ન કરે છે અને જડ-ચેતન લક્ષણથી તેની વ્યવસ્થા કરીને પૃથક્ કરે છે, તે ભેદજ્ઞાની મુનિરાજ વિદ્યાવાન્ છે.

**૧૫. વિવેકવાન્**–આત્મા આત્માને, આત્માએ કરીને આત્માને માટે આત્માથી આત્માને વિષે જાણે, તે છ કારક છે. એ છ કારક જેને સાધકપણે પરિણમ્યા છે, તે મહાભાગને જડ–વિષમ એવા અવિવેકરૂપી જ્વરની સાથે આસક્ત થવાનું ક્યાંથી હોય? સંસારમાં શરીર, આત્મા અને આદિ શબ્દથી વચન, ચિત્ત, ચૈતન્યાદિનો અવિવેક–અભેદ એ સદા સુલભ છે. તે દેહાત્માદિનું ભેદ પરિજ્ઞાન–આત્માની એકતાનો નિશ્ચય કોટિ જન્મોવડે દુર્લભ છે. સંસારમાં બધાય ભવસ્થ જીવો શરીર અને આત્માની અભેદ-વાસનાથી વાસિત જ છે. ભેદજ્ઞાની કોઈક જ હોય છે. એવા ભેદજ્ઞાની તે જ વિવેકવાન્ કહેવાય છે.

**૧૬. માધ્યસ્થ**–સ્વપક્ષમાં સત્ય અને પરપક્ષમાં નિષ્ફળ એવા નયોમાં જેનું મન તુલ્ય સ્વભાવવાળું છે, તે મહા-મુનિને માધ્યસ્થ જાણવા. તે અપક્ષપાતપણાએ કરીને તત્ત્વની પરીક્ષા કરનાર છે એમ સમજવું, પરંતુ એક નયપક્ષી મધ્યસ્થ થઈ શકે નહિ. સર્વ પ્રાણીઓ પોતાના કર્મકૃત આવેશવાળા છે અને પોતાના કર્મ ભોગવે છે. તેમની પ્રત્યે મધ્યસ્થ પુરુષ રાગદ્વેષ નહિ ધરતાં સમવૃત્તિથી રહે છે. પરચિંતા રાગાદિનો હેતુ છે અને આત્મચિંતા પરમ સુખ આપનાર છે. મધ્યસ્થ પુરુષનો મનરૂપી વાછડો યુક્તિરૂપી ગાયની પાછળ જાય છે, જ્યારે કદાગ્રહીનો મનરૂપી મર્કટ તેને પૂંછડે કરીને ખેંચે છે.

**૧૭. નિર્ભયવાન્**–આત્માથી ભિન્ન પદાર્થો, કે જે દેહ વિષયાદિમાં સુખ આદિની આકાંક્ષા, આલોકાદિ સાત

પ્રકારનો ભય, વિષયાદિમાં સુખપ્રાપ્તિ આદિ ભ્રમ અને સાંસારિક પ્રવૃત્તિ વિગેરે પાપપ્રવૃત્તિનો નાશ કરવાથી નિર્ભયવાન્ થવાય છે. જે મહામુનિને કાંઈ ગોપ્ય નથી, આરોપ્ય નથી, હેય નથી, દેય નથી અને જ્ઞાને કરીને જ્ઞેયને જાણે છે, તેમને કોઈ ઠેકાણે ભય નથી.

**૧૮. અનાત્મશંસા**–સ્વગુણરૂપી દોરડાનું આલંબન કરે તો તેના હિતના માટે થાય છે, પરંતુ પોતે જ સ્તુતિ કરતો ભવસમુદ્રમાં પડે છે; માટે આત્મગુણપ્રશંસા ત્યાગ કરવા યોગ્ય છે. પૂર્વના પુરુષોથી અત્યંત નીચત્વ ભાવવું. પ્રત્યેક આત્માને વિષે તુલ્ય દૃષ્ટિએ કરીને શુદ્ધ પર્યાયો જેણે જાણ્યા છે, એવાં મહા મુનિને ઉત્કર્ષ એ અશુદ્ધ પર્યાય હોવાથી નથી હોતો.

**૧૯. તત્ત્વદૃષ્ટિ**–જેની દૃષ્ટિ રૂપવતી છે, તે રૂપને જોઈને રૂપને વિષે મોહ પામે છે અને જેની અરૂપી તત્ત્વદૃષ્ટિ છે, તે નિરૂપ એવા આત્મામાં મગ્ન છે. બાહ્યદૃષ્ટિ તે અતત્ત્વદૃષ્ટિ અને અંતરદૃષ્ટિ તે તત્ત્વદૃષ્ટિ જાણવી. તત્ત્વદૃષ્ટિથી જોઈએ ત્યારે જ વસ્તુના સત્ય સ્વરૂપનું ભાન થાય છે. બાહ્યદૃષ્ટિ જીવ ભસ્મે કરીને, કેશલોચે કરીને અને શરીર ઉપર રાખેલા મલિન વસ્ત્રોએ કરીને પોતાને મોટો માને છે, જ્યારે તત્ત્વદૃષ્ટિ જ્ઞાનસામ્રાજ્યે કરીને પોતાને ગરિષ્ટ જાણે છે–માને છે.

**૨૦. સર્વ સમૃદ્ધિવાન્**–બાહ્યદૃષ્ટિનો પ્રચાર નિરૂદ્ધ કર્યે છતે મહાત્મા મુનિને સર્વ સમૃદ્ધિઓ આત્માને વિષે પ્રત્યક્ષ દેખાય છે.

'બાહિર દૃષ્ટિ દેખતાં, બાહિર મન ધાવે;
અંતર દૃષ્ટિ દેખતાં, અક્ષયપદ પાવે.'

**૨૧. કર્મવિપાક ચિન્તન**-સર્વ જગત્ કર્મવશ છે, એમ જાણી મુનિ સુખથી હર્ષ પામતાં નથી તેમજ દુઃખથી ભય પામતાં નથી. પ્રશમશ્રેણિ પર આરૂઢ થયેલા શ્રુતકેવલી પણ અશુભ કર્મના ઉદયથી બહુલસંસારી થાય છે, તો બીજાની શી વાત? ઉદયમાં આવેલા સર્વ કર્મો ક્ષય થવાના છે એમ સમજી તુલ્યદૃષ્ટિ ધારણ કરે છે, તે જ યોગિ સહજાનંદરૂપ પ્રાપ્ત કરે છે. કર્મવિપાક છેલ્લા પુદ્ગલપરાવર્ત્તની હદમાં પહોંચ્યા વિનાના જીવોને આરક્ષણ કરવા છતાં, એટલે છેલ્લાથી અન્ય પુદ્ગલપરાવર્ત્તમાં દેખતાં છતાં ધર્મને હરે છે અને ચરમ પુદ્ગલપરાવર્ત્તવાળા સાધુનું તો પ્રમાદાદિરૂપ છિદ્રો જોઇને ધર્મને અતિ મલિન કરે છે, જેથી પ્રમાદાદિને અવકાશ આપવા ન દેવો. જે પ્રમાદ વિગેરેથી શ્રુતકેવલી જેવા મહાપુરુષ પણ અનંતસંસારી થાય છે.

**૨૨. ભવઉદ્વેગ**-આ સંસારનો પાર પામવા માટે, મુનિ મરણની બીકે રાજાના ભયથી તેલનું વાસણ ગ્રહણ કરનાર અને રાધાવેધને સાધવા વિષે જેમ ઉદ્યમવંત થવાય છે, તેમ મુનિ ધર્મક્રિયાને વિષે એકાગ્ર હોય છે. જેમ ઝેરનું ઓસડ ઝેર છે, તેમ ભયનું ઓસડ ભય છે. ઉપસર્ગાદિ ભય જ્યારે પ્રાપ્ત થાય, ત્યારે સંસારથી બ્હીતા એવા સાધુ તે ઉપસર્ગ સમ્યક્ પ્રકારે સહન કરે છે અને નિર્ભય રહે છે. વ્યવહારમાં સ્થિત સાધુ આ સંસારની ભીતિ ધ્યાવે, પરંતુ નિજભાવમાં રમણ કરનારને ભવભયનો અવકાશ રહેતો નથી.

**૨૩. લોકસંજ્ઞાત્યાગ**–ભવરૂપી દુર્ગમ પર્વતનું ઉલ્લંઘન કરી શકે એવા છઠ્ઠા ગુણસ્થાનકને પ્રાપ્ત કરીને લોકોત્તર જેની સ્થિતિ છે, એવા મુનિ લોકસંજ્ઞાને વિષે રક્ત થાય નહિ. ઘણા માણસો લોકસંજ્ઞાને અનુસરનારા છે, પણ તેથી પ્રતિકૂળ જનાર એક મુનિરાજ છે, તેમ શુદ્ધ માર્ગને અનુસરનાર બહુ જ વિરલ હોય છે. લોકસંજ્ઞાનો ત્યાગી અને મત્સર–મમતા વિગેરે જેના નાશ થઇ ગયા છે તે સાધુ સુખમાં રહે છે. લોકનું અવલંબન કરીને બહુ જણાએ કરેલું કર્ત્તવ્ય હોય તો મિથ્યાદષ્ટિનો ધર્મ કદી તજવા યોગ્ય થાય નહિ. લોકસંજ્ઞાએ કરીને હણાએલા એવા પોતાના સત્ય વ્રતરૂપ અંગમાં થયેલી મર્મપ્રહારની મહા વ્યથાને નીચું ગમન કરવું, ઈત્યાદિ કરીને દર્શાવે છે. આત્મસાક્ષિક ધર્મમાં લોકયાત્રાએ કરીને શું કામ છે? લોકમાં શ્રેયની ઇચ્છાવાળા બહુ છે, પણ લોકોત્તરમાં બહુ નથી. જેમ રત્નનાં વ્યાપારીઓ હંમેશાં થોડા છે, તેમ સ્વાત્મસાધક પણ બહુ થોડા છે.

**૨૪. શાસ્ત્રરૂપી દૃષ્ટિ**–જ્ઞાનીપુરુષ શાસ્ત્રરૂપી નેત્રથી સર્વભાવને જૂએ છે. જેઓ શાસ્ત્રજ્ઞામાં સ્વેચ્છાચારી છે, તેઓની શુદ્ધ બેંતાલીશ દોષરહિત ભિક્ષા આદિ પણ તેને હિતકારી થતાં નથી, જ્ઞાનાદિ ગુણની વૃદ્ધિ કરનાર નથી, કારણ કે–મિથ્યાત્વ તથા અજ્ઞાનાદિ દોષોથી તેનું હૃદય દૂષિત છે. શાસ્ત્રમાં કહેલા આચારને જે મુનિ પાળે છે અને શાસ્ત્ર એ જ જેના ચક્ષુ છે, એવા જ મુનિ પરમપદને પામે છે.

**૨૫. પરિગ્રહત્યાગ**–પરિગ્રહનું જોર એટલું બધું છે કે–તેને વશ થયેલા મુનિવરોની પણ સંગદોષથી મતિ

નષ્ટ થાય છે. પરિગ્રહરૂપી ગ્રહના આવેશથી દૂષિત વચનોરૂપી ધુલીને વેરનાર લિંગિઓના-મુનિવેષ ધારણ કરનારાઓના વિકૃત પ્રલાપો શું સંભળાતા નથી ? અર્થાત્ ઘેલછાના પ્રલાપો સંભળાય છે. પુત્રકલત્રનો જેણે ત્યાગ કર્યો છે, મૂર્છાથી જે રહિત છે તથા જ્ઞાન માત્રમાં જે પ્રતિબદ્ધ છે એવા યોગીને પુદ્‌ગલજનિત બંધનથી શું ? બાહ્ય તથા અભ્યંતર પરિગ્રહને તૃણવત્ તજી દઈને જે ઉદાસીનભાવને ભજે છે, તે જ સાચા મુનિ જાણવા. મૂર્છાએ કરીને જેની બુદ્ધિ આચ્છાદિત છે તેને સર્વ જગત્ પરિગ્રહ છે અને મૂર્છાથી જે રહિત છે તેને સર્વ જગત્ અપરિગ્રહ છે.

૨૬. **અનુભવજ્ઞાન**-સર્વ શાસ્ત્રનો વ્યાપાર માત્ર દિગ્દર્શન-દિશા માત્ર દેખાડનાર છે, પણ એક અનુભવ જ ભવ-સમુદ્રનો પાર પમાડે છે. વિશુદ્ધ અનુભવ વિના સેંકડો શાસ્ત્ર-યુક્તિઓથી પણ અતીન્દ્રિય પરબ્રહ્મનું જ્ઞાન થતું નથી એમ પંડિતો કહે છે. ક્ષુધા અને તૃષા, શોક અને મોહ, કામ, કષાય વિગેરેના અભાવે કરીને પણ નિઃક્લેશ છે, એવા શુદ્ધ બોધ વિના લીપીમય, અક્ષરમય, વાણીમય અથવા હૃદયને વિષે જલ્પાકારરૂપ ચિંતન-એ પ્રમાણે ત્રણ રૂપવાળી દૃષ્ટિથી જોઈ શકે નહિ, પણ ઇષ્ટાનિષ્ટ વિકલ્પનો વિરહ થવાથી (મિથ્યાત્વ, અજ્ઞાન ને મોહના અભાવથી ) જ અનુભવજ્ઞાન પ્રાપ્ત થાય છે. અનુભવે કરીને જ સ્વસંવેદ્ય પરબ્રહ્મને પ્રાપ્ત કરે છે.

૨૭. **યોગવાન્**-આત્માને મોક્ષની સાથે જોડવાથી સર્વ આચાર પણ યોગ કહેવાય છે. તેના ભેદ કરીને સ્થાન, વર્ણ, અર્થ, આલંબન અને નિરાલંબન તે જેને ગોચર છે,

તે યોગ કહેવાય છે. પહેલા બે ક્રિયાયોગ છે અને પછીના ત્રણ જ્ઞાનયોગ છે. તે સ્થાનાદિના પ્રત્યેક ઈચ્છા, પ્રવૃત્તિ, સ્થિરતા અને સિદ્ધિ–એ ચાર ભેદો છે. એ પ્રમાણે વીસ યોગ પણ પ્રીતિ, ભક્તિ, વચન અને અસંગ અનુષ્ઠાનના ભેદે ચાર પ્રકારે છે. આ બધા મળીને યોગના એંસી પ્રકાર થાય છે. તે સકલ યોગથી શૈલેશી યોગની પ્રાપ્તિ થવાથી અનુક્રમે મોક્ષયોગ સિદ્ધ થાય છે. સ્થાનાદિ યોગથી જે રહિત છે, તેને તીર્થ ઉચ્છેદાદિનું આલંબન કરીને પણ સૂત્ર ભણાવવામાં મહાદોષ છે, એમ પૂર્વાચાર્યો કહે છે.

**૨૮. નિયાગ**–ચૈતન્યના સ્વભાવમાં આત્માને જેણે અર્પણ કર્યો છે, વિકારનો જેણે ત્યાગ કર્યો છે, સાધુના શુદ્ધ આચારને જે પાળે છે અને પરમેશ્વરની અષ્ટપ્રકારે ભાવપૂજા કરે છે, એ જ મુનિનું કર્ત્તવ્ય છે–એમ જે યથાર્થ સમજે છે, એવા બ્રહ્મવેદી પાપથી લેપાતા નથી.

**૨૯. પૂજા**–દયારૂપી જળથી સ્નાન, સંતોષરૂપી ઉજ્વળ વસ્ત્રો ધારણ કરનાર, વિવેકરૂપી તિલક, ભાવનાએ કરીને જેનો આશય પવિત્ર છે, એવા ભક્તિ અને શ્રદ્ધારૂપી કેસર-મિશ્રિત ચંદનરસવડે નવવિધ બ્રહ્મચર્યરૂપ અંગે શુદ્ધ આત્મા રૂપ દેવની પૂજા કરવાથી 'ભાવપૂજા' થાય છે. ગૃહસ્થોને ભેદપૂર્વક ઉપાસના કરવારૂપ 'દ્રવ્યપૂજા' ઉચિત છે અને અભેદ ઉપાસનારૂપ ભાવપૂજા સાધુને યોગ્ય છે.

**૩૦. ધ્યાન**–ધ્યાતા, ધ્યેય અને ધ્યાનનું ત્રિક જેનું એકતાને પામ્યું છે, એવા અનન્યચિત્ત મુનિને કાંઈ દુઃખ હોતું નથી. અંતરાત્મા ધ્યાતા છે, પરમાત્મા ધ્યેય છે અને

એકાગ્રબુદ્ધિ એ ધ્યાન છે. એ ત્રણેયની સમાપત્તિ તે એકતા છે. જેમ ધ્યાનથી વૃત્તિનો અભાવ થયે છતે મણિને વિષે પ્રતિબિંબ પડે છે, તેમ નિર્મળ અંતરાત્મામાં પરમાત્માની સમાપત્તિ થાય છે. એમ ધ્યાનના ત્રિવિધ ફળથી વીસસ્થાનક તપ વિગેરે ઘટે છે. ઉક્ત ત્રિવિધ ધ્યાનફળરહિત તપાદિ કષ્ટ તો અભવ્ય આદિને પણ સંસારમાં દુર્લભ નથી.

**૩૧. તપ**–કર્મોનું જ્વલન કરવાથી જ્ઞાન એ જ તપ છે, એમ તત્ત્વજ્ઞો કહે છે. તે આભ્યંતર તપ ઇષ્ટ છે. બાહ્ય તપ તેને વધારનાર છે. અજ્ઞાનીની સંસારના પ્રવાહને અનુસરનારી 'હું લોકોની સાથે હોઈશ' ઈત્યાદિ લક્ષણવાળી આનુશ્રોતસિકી પ્રવૃત્તિ હોય છે અને જ્ઞાનવંતની પ્રતિશ્રોત-સામે પૂરે ચાલવારૂપ ધર્મસંજ્ઞામૂલક ઉગ્ર માસક્ષપણાદિ પ્રવૃત્તિ હોય છે. એથી જ ચતુર્જ્ઞાની પોતે તદ્ભવસિદ્ધિગામી છે, એમ જાણતાં છતાં તપ આદરે છે. ભવથી વિરક્ત થયેલા તત્ત્વજ્ઞાનના અર્થીને ધનના અર્થીની જેમ શીત-તાપાદિ દુઃસહ નથી. તે જ તપ કરવો, કે જેને વિષે દુર્ધ્યાન નથી, યોગહીન થતાં નથી અને ઇન્દ્રિયોનો નાશ થતો નથી.

**૩૨. સર્વનય આશ્રય**–જે ચારિત્રગુણમાં લીન છે, તે સર્વ નયના ધારક હોય છે. સમવૃત્તિવાળા સર્વ નયાશ્રિત જ્ઞાની આત્મસુખનો આસ્વાદ કરે છે. સર્વ નયના જાણનારાઓનું તટસ્થપણું લોકને વિષે ઉપકારરૂપ થાય છે. પૃથક્ નય કરીને જે મૂઢ છે, તેને અહંકારની પીડા અને કલહફળની પ્રાપ્તિ થાય છે. લોકના હિતને માટે સર્વ નયાશ્રિત મત જેણે પ્રકાશિત કર્યો છે અને જેના ચિત્તમાં તે પરિણત થયો છે, તેને વારંવાર નમસ્કાર છે!

# ષટ્દર્શન ઉપર દૃષ્ટાંત [છ વૈદ્યો]

છ જૂદા જૂદા વૈદ્યોની દુકાનો છે. તેમાં એક વૈદ્ય સંપૂર્ણ સાચો છે. તે તમામ રોગોને, તેના કારણને અને તે ટાળવાના ઉપાયને જાણે છે. તેનાં નિદાન-ચિકિત્સા સાચા હોવાથી રોગીનો રોગ નિર્મૂળ થાય છે. વૈદ્ય કમાય છે પણ સારૂં. આ જોઇ બીજા પાંચ કૂટવૈદ્યો પણ પોતપોતાની દુકાન ખોલે છે. તેમાં તે સાચા વૈદ્યના ઘરની દવા પોતા પાસે હોય છે તેટલા પૂરતો તો રોગીનો રોગ દૂર કરે છે અને બીજી પોતાની કલ્પનાથી પોતાના ઘરની દવા આપે છે તેથી ઉલટો રોગ વધે છે. પરંતુ દવા સસ્તી આપે છે એટલે લોભના માર્યા લોક લેવા માટે બહુ લલચાય છે અને ઉલટા નુકશાન પામે છે.

આનો ઉપનય એ છે કે-સાચો વૈદ્ય તે જૈનદર્શન-**'વીતરાગદર્શન'** છે, જે સંપૂર્ણ સત્યસ્વરૂપ છે. તે મોહ-વિષયાદિને, રાગ-દ્વેષને, હિંસા આદિને સંપૂર્ણ દૂર કરવા કહે છે, જે વિષયવિવશ રોગીને મોંઘા પડે છે, ભાવતાં નથી: અને બીજા પાંચ કૂટવૈદ્યો છે તે કુદર્શનો છે. તે જેટલા પૂરતી વીતરાગના ઘરની વાતો કરે છે તેટલા પૂરતી તો રોગ દૂર કરવાની વાત છે. પણ સાથે સાથે મોહની, સંસાર-વૃદ્ધિની, મિથ્યાત્વની, હિંસા આદિની ધર્મના બ્હાને વાત કરે છે તે પોતાની કલ્પનાની છે અને તે સંસારરૂપ રોગ ટાળવાને બદલે વૃદ્ધિનું કારણ થાય છે. વિષયમાં રાચી રહેલ પામર સંસારીને મોહની વાતો મીઠી લાગે છે અર્થાત્ સસ્તી

પડે છે, એટલે કૂટવૈદ્યો તરફ ખેંચાય છે, પરંતુ પરિણામે વધારે રોગી થાય છે.

વીતરાગદર્શન ત્રિવૈદ્ય જેવું છે. અર્થાત્-૧-રોગીનો રોગ ટાળે છે, ૨-નિરોગીને રોગ રહેવા દેતું નથી, અને ૩-આરોગ્યની પુષ્ટિ કરે છે. અર્થાત્-૧-જીવનો સમ્યગ્દર્શન-વડે મિથ્યાત્વરોગ ટાળે છે, ૨-સમ્યગ્જ્ઞાનવડે જીવને રોગનો ભોગ થતાં બચાવે છે, અને ૩-સમ્યક્ચારિત્રવડે સંપૂર્ણ શુદ્ધ ચેતનારૂપ આરોગ્યની પુષ્ટિ કરે છે.

  

## સ્વ-પર વિચારકર્ત્તવ્ય

જ્યાં સુધી આત્મસ્વરૂપ જાણવામાં ન આવે, ત્યાં સુધી પરમાત્મતત્ત્વનો સાચો ખ્યાલ કદી થતો નથી; કારણ કે-આત્માનું સ્વરૂપ ન જાણનાર મનુષ્ય આત્મામાં સ્થિતિ કરી શકતો નથી. જ્યાં સુધી દેહ એ પર છે અને દેહી આત્મા તેનાથી જૂદો છે, તે ભેદ યથાર્થ સમજવામાં ન આવે ત્યાં સુધી જીવને મુંઝવણનો પાર રહેતો નથી; માટે આત્માર્થીએ આનો વિચાર પ્રથમ કર્તવ્ય છે.

# અનંતાનુબંધી કષાય–વિચારણા

આ સંસારને વિષે અનંતા એવા કોટિ જીવોની સંખ્યા છે. વ્યવહારાદિ પ્રસંગે ક્રોધાદિ વર્તણુંક અનંતા જીવો ચલાવે છે. ચક્રવર્તી રાજા આદિ ક્રોધાદિ ભાવે સંગ્રામ ચલાવે છે અને લાખો મનુષ્યોનો ઘાત કરે છે, તો પણ તેઓમાંના કોઈ કોઇનો તે જ કાળમાં મોક્ષ થયો છે. ક્રોધ, માન, માયા અને લોભની ચોકડીને કષાય એવા નામથી ઓળખાવવામાં આવે છે. આ કષાય છે તે અત્યંત ક્રોધાદિવાળો છે. તે જો અનંત સંસારનો હેતુ હોઈને અનંતાનુબંધી કષાય થતો હોય, તો તે ચક્રવર્તી આદિને અનંત સંસારની વૃદ્ધિ થવી જોઇએ અને તે હિસાબે અનંત સંસાર વ્યતિત થયા પહેલાં મોક્ષ થવો શી રીતે ઘટે? એ વાત વિચારવા યોગ્ય છે. જે ક્રોધાદિથી અનંત સંસારની વૃદ્ધિ થાય તે અનંતાનુબંધી કષાય કહેવાય છે, એ પણ નિઃશંક છે. તે હિસાબે ઉપર બતાવેલા ક્રોધાદિ અનુંતાનુબંધી જ્યારે સંભવતા નથી, ત્યારે અનંતાનુબંધીની ચોકડી બીજી રીતે સંભવે છે.

સમ્યગ્જ્ઞાન, દર્શન અને ચારિત્ર-એ ત્રણેયની ઐકયતા તે 'મોક્ષ.' તે સમ્યગ્જ્ઞાન, દર્શન અને ચારિત્ર એટલે વીતરાગજ્ઞાન, દર્શન અને ચારિત્ર છે. તેનાથી જ અનંત સંસારથી મુક્તપણું પમાય છે. આ વીતરાગજ્ઞાન કર્મનો અબંધ હેતુ છે. વીતરાગના માર્ગે ચાલવું અથવા તેમની આજ્ઞા પ્રમાણે ચાલવું એ પણ અબંધક છે. તે પ્રત્યે જે ક્રોધાદિ કષાય હોય

તેથી વિમુક્ત થવું, તે જ અનંત સંસારથી અત્યંતપણે મુક્ત થવું છે અર્થાત્ મોક્ષ છે. મોક્ષથી વિપરીત એવો જે અનંત સંસાર તેની વૃદ્ધિ જેનાથી થાય છે, તેને **અનંતાનુબંધી** કહેવામાં આવે છે, અને છે પણ તેમજ. વીતરાગના માર્ગે અને તેમની આજ્ઞાએ ચાલનારાઓનું કલ્યાણ અવશ્યમેવ થાય છે. આવો જે ઘણા જીવોને કલ્યાણકારી માર્ગ, તે પ્રત્યે ક્રોધાદિ ભાવ કે જે મહા વિપરીતના કરનારા છે, તે જ 'અનંતાનુબંધી કષાય' છે. જો કે ક્રોધાદિ ભાવ લૌકિકે પણ અફળ નથી, પરંતુ વીતરાગે પ્રરૂપેલ વીતરાગજ્ઞાન અથવા મોક્ષમાર્ગ અથવા તો સત્‌ધર્મ, તેનું ખંડન અથવા તે પ્રત્યે ક્રોધાદિ ભાવ તીવ્ર-મંદાદિ જેવા ભાવથી હોય તેવા ભાવથી અનંતાનુબંધી કષાયથી બંધ થઈ અનંત એવા સંસારની વૃદ્ધિ થાય છે.

  

## ગુણસંકલના

ગુણની હકીકત એવી છે કે એક ગુણને સર્વાંશે ગ્રહણ કર્યો કે તેની પાછળ અનેક ગુણો સ્વતઃ ચાલ્યા આવે છે. જેમકે–ક્ષમાગુણ આવે ત્યારે અભિમાન, દંભ, મૂર્છા, મત્સર, નિંદા વિગેરે દોષો તત્કાળ નાશ પામે છે. આપણે પાંચ–સાત બાબતોને ન વળગતાં એક ગુણને ગમે તે ભોગે વિકસાવવા અડગ પ્રયાસ કરીએ તો પણ કાર્ય સફળ થાય છે, જીવન ધન્ય બને છે અને સાધ્ય સમીપ આવે છે.

# વ્યવહારસત્ય અને પરમાર્થસત્ય

વસ્તુનું યથાર્થ સ્વરૂપ જેવું જાણવું, અનુભવવું તેવું જ કહેવું, તે સત્ય 'વ્યવહારસત્ય અને પરમાર્થસત્ય' એમ બે પ્રકારે છે. પરમાર્થસત્ય એટલે આત્મા સિવાય બીજો કોઈ પદાર્થ આત્માનો થઈ શકતો નથી, એમ નિશ્ચય જાણી ભાષા બોલવામાં દેહ, સ્ત્રી, પુત્ર, મિત્ર, ધન, ધાન્ય, ગૃહ આદિ વસ્તુઓના પ્રસંગમાં બોલતાં પહેલાં એક આત્મા સિવાય બીજું કોઈ મારૂં નથી, એવો ઉપયોગ રહેવો જોઈએ. અન્ય આત્મા સંબંધી બોલતાં આત્મામાં જાતિ, લિંગ અને તેવા ઔપચારિક ભેદભાવો, તે આત્મા ન છતાં માત્ર વ્યવહારનયથી કાર્યને માટે બોલવામાં આવે છે, એવા ઉપયોગપૂર્વક બોલાય તો તે પારમાર્થિક ભાષા છે એમ સમજવાનું છે. દૃષ્ટાંત તરીકે એક માણસ પોતાના આરોપિત દેહની, ઘરની, સ્ત્રીની, પુત્રની કે અન્ય પદાર્થની વાત કરતો હોય, તે વખતે વક્તા સ્પષ્ટપણે તે પદાર્થથી હું ભિન્ન છું અને તે મારા નથી, એમ સ્પષ્ટપણે બોલનારને ભાન હોય તો તે સત્ય કહેવાય. જેમ કોઈ ગ્રંથકાર શ્રેણિક રાજા અને ચેલણા રાણીનું વર્ણન કરતાં હોય. તેઓ બંને આત્મા હતા અને માત્ર શ્રેણિકના ભવ આશ્રયી તેમનો સંબંધ અગર સ્ત્રી, પુત્ર, ધન, રાજ્ય વિગેરેનો સંબંધ હતો, તે વાત લક્ષ્યમાં રાખ્યા પછી બોલવાની પ્રવૃત્તિ કરે એ જ '**પરમાર્થસત્ય.**' વ્યવહારસત્ય આવ્યા વિના પરમાર્થસત્ય બોલવાનું બને તેમ ન હોવાથી વ્યવહારસત્ય નીચે પ્રમાણે

જાણવાનું છે. જેવા પ્રકારે વસ્તુનું સ્વરૂપ જોવાથી, અનુભવવાથી, શ્રવણથી અથવા વાંચનથી આપણને અનુભવવામાં આવ્યું હોય તેવા જ પ્રકારે યથાર્થપણે વસ્તુનું સ્વરૂપ કહેવું અને તે પ્રસંગે જે વચન બોલવું તેનું નામ **'વ્યવહારસત્ય.'** જેમકે–અમુક માણસનો લાલ અશ્વ જંગલમાં દિવસે બાર વાગે દીઠો હોય અને કોઇના પૂછવાથી તે જ પ્રમાણે યથાતથ્ય વચન બોલવું તે વ્યવહારસત્ય. આમાં પણ કોઈ પ્રાણીના પ્રાણનો નાશ થતો હોય અગર ઉન્મત્તતાથી વચન બોલાયું હોય, તે ખરૂં હોય તો પણ અસત્ય તુલ્ય જ છે એમ જાણી પ્રવર્તવું. સત્યથી વિપરીત તેને અસત્ય કહેવાય છે.

ક્રોધ, માન, માયા, લોભ, હાસ્ય, રતિ, અરતિ, શોક, ભય અને દુર્ગચ્છા અજ્ઞાનાદિથી અસત્ય બોલાય છે. ક્રોધાદિ મોહનીયતા અંગભૂત છે. તેની સ્થિતિ બીજા બધા કર્મથી વધારે એટલે સીત્તેર કોડાકોડી સાગરોપમની છે. આ કર્મ ક્ષય થયા વિના જ્ઞાનાવરણીયાદિ કર્મ સંપૂર્ણપણે ક્ષય થઇ શકતા નથી. જો કે ગણત્રીમાં પ્રથમ જ્ઞાનાવરણીયાદિ કર્મો કહ્યાં છે, પણ આ કર્મની ઘણી મહત્ત્વતા છે; કેમકે–સંસારના મૂળભૂત રાગદ્વેષનું આ મૂળ સ્થાન હોવાથી ભવભ્રમણ કરવામાં આ કર્મની મૂખ્યતા છે. આવું મોહનીયકર્મનું બળવાનપણું છે, છતાં પણ તેનો ક્ષય કરવો મુશ્કેલભર્યો નથી. એટલે કે–જેમ વેદનીયકર્મ વેદ્યા વિના નિષ્ફળ થતું નથી, તેમ આ કર્મને માટે નથી. વિપક્ષ ભાવનાથી મોહનીયકર્મની પ્રકૃતિરૂપ ક્રોધ, માન, માયા અને લોભાદિ કષાય તથા નોકષાયના અનુક્રમે ક્ષમા, નમ્રતા, નિરા-

ભિમાનપણું, સરલપણું, નિર્દંભતા અને સંતોષાદિની વિપક્ષ ભાવનાથી ઉપર દર્શાવેલા કષાયો નિષ્ફળ કરી શકાય છે. નોકષાય પણ વિચારથી ક્ષય પમાડી શકાય છે. એટલે કે–તેને માટે બાહ્ય કાંઈ કરવું પડતું નથી. 'મુનિ' એ નામ પણ આ પૂર્વોક્ત રીતે વિચારીને વચન બોલવાથી સત્ય છે. ઘણું કરીને પ્રયોજન વિના બોલવું જ નહિ તેનું નામ મુનિપણું. રાગદ્વેષ ને અજ્ઞાન વિના યથાસ્થિત વસ્તુનું સ્વરૂપ કહેતાં-બોલતાં છતાં પણ મુનિપણું–મૌનપણું જાણવું. પૂર્વે તીર્થંકરાદિ મહાત્માઓએ આમ જ વિચાર કરીને મૌનપણું ધારણ કરેલું: અને સાડા બાર વર્ષ લગભગ મૌનપણું ધારણ કરનાર ભગવાન શ્રી મહાવીર પ્રભુએ આવા ઉત્કૃષ્ટ વિચારે કરી આત્મામાંથી ફેરવી ફેરવીને મોહનીયકર્મનો સંબંધ કાઢી નાંખી કેવળજ્ઞાનદર્શન પ્રગટ કર્યું હતું. આત્મા ધારે તો સત્ય બોલવું કાંઈ કઠિન નથી. વ્યવહારસત્યભાષા ઘણી વાર બોલવામાં આવે છે, પણ પરમાર્થસત્ય બોલવામાં આવ્યું નથી; માટે આ જીવનું સંસારપરિભ્રમણ મટતું નથી. સમ્યક્ત્વ થયા બાદ અભ્યાસથી પરમાર્થસત્ય બોલવાનું થઈ શકે છે અને પછી વિશેષ અભ્યાસે સહજ ઉપયોગ રહ્યા કરે છે. અસત્ય બોલ્યા વિના માયા થઈ શકતી નથી. વિશ્વાસઘાત કરવો તેનો પણ અસત્યમાં સમાવેશ થાય છે. ખોટા દસ્તાવેજો કરવાં તે પણ અસત્ય જાણવું. પછી તપ વિગેરે માનાદિની ભાવનાથી કરી આત્મહિતાર્થે કરવા જેવો દેખાવ કરવો તે અસત્ય જાણવું. શુદ્ધ–અખંડ સમ્યગ્દર્શન આવે તો જ સંપૂર્ણપણે પરમાર્થસત્ય વચન

બોલી શકાય. એટલે કે–તો જ આત્મામાંથી અન્યપણે પદાર્થ ભિન્નપણે ઉપયોગ લઈ વચનની પ્રવૃત્તિ થઈ શકે. કોઈ પૂછે કે–લોક શાશ્વત કેમ કહેવામાં આવ્યો ? તેનું કારણ ધ્યાનમાં રાખી તે બોલે તો તે સત્ય ગણાય. વ્યવહારસત્યના પણ બે વિભાગ થઇ શકે છે. એક સર્વથા પ્રકારે અને બીજો દેશથી. નિશ્ચયસત્ય પર ઉપયોગ રાખી, પ્રિય એટલે જે વચન અન્યના અથવા જેના સંબંધમાં બોલાયું હોય તેને પ્રીતિકારી હોય અને પથ્ય-ગુણકારી હોય, એવું જ સત્ય વચન બોલનાર સર્વવિરતિ મુનિરાજ (ત્યાગી) પ્રાયઃ હોઈ શકે છે. સંસાર ઉપર અભાવ રાખનાર હોવા છતાં, પૂર્વ-કર્મથી અથવા બીજા કારણથી સંસારમાં રહેનાર ગૃહસ્થે દેશથી સત્ય વચન બોલવાનો નિયમ રાખવા યોગ્ય છે. તે મૂખ્ય આ પ્રમાણે છે–મનુષ્ય સંબંધી (કન્યાલિક), પશુ સંબંધી (ગોવાલિક), ભૂમિ સંબંધી (ભોમાલિક), ખોટી સાક્ષી અને થાપણ, તેમજ ભરૂસો એટલે વિશ્વાસથી રાખવા યોગ્ય આપેલા દ્રવ્યાદિ પદાર્થ, તે સંબંધી ઈનકાર જવું તે. આ પાંચ સ્થૂલ પ્રકાર છે. આ વચન બોલતાં પરમાર્થસત્ય ઉપર ધ્યાન રાખી યથાસ્થિત એટલે જેવા પ્રકારે સમ્યક્ વસ્તુઓનાં સ્વરૂપ હોય તેવા પ્રકારે જ કરવાનો નિયમ તેને દેશથી વ્રત ધારણ કરનારે અવશ્ય કરવા યોગ્ય છે. આ કહેલા સત્ય વિષે ઉપદેશ વિચારી તે ક્રમમાં આવવું એ જ આ લોક અને પરલોકમાં હિતકારી છે.

  

# વિરતિ–વિચારણા

'વિરતિ' એટલે 'મૂકાવું' અથવા રતિથી વિરૂદ્ધ, એટલે રતિ નહિ તે. અવિરતિમાં ત્રણ શબ્દનો એ સંબંધ છે કે–અ + વિ + રતિ. અ–નહિ + વિ–વિરૂદ્ધ + રતિ–પ્રીતિ–મોહ એટલે પ્રીતિ–મોહ વિરૂદ્ધ નહિ તે 'અવિરતિ' છે. તે અવિરતિપણું પાંચ ઇંદ્રિય, છટ્ઠું મન, પાંચ સ્થાવર જીવ અને એક ત્રસ જીવ–એમ બાર પ્રકારે છે.

એવો સિદ્ધાંત છે કે–કૃતિ વિના જીવને પાપ લાગતું નથી. તે કૃતિની જ્યાં સુધી વિરતિ કરી નથી, ત્યાં સુધી અવિરતિપણાનું પાપ લાગે છે. સમસ્ત એવા ચૌદ રાજલોકમાંથી તેની પાપક્રિયા ચાલી આવે છે.

કોઈ જીવ કાંઈ પદાર્થ યોજી મરણ પામે અને તે પદાર્થની યોજના એવા પ્રકારની હોય કે–તે યોજેલો પદાર્થ જ્યાં સુધી રહે ત્યાં સુધી તેનાથી પાપક્રિયા થયા કરે, તો ત્યાં સુધી તે જીવને અવિરતિપણાની પાપક્રિયા ચાલી આવે છે. જો કે જીવે બીજો પર્યાય ધારણ કર્યાથી અગાઉના પર્યાય સમયે જે જે પદાર્થોની યોજના કરેલી છે તેની તેને ખબર નથી, તો પણ તથા હાલના પર્યાયના સમયે તે જીવ તે યોજેલા પદાર્થની ક્રિયા નથી કરતો, તો પણ જ્યાં સુધી તેનો મોહભાવ વિરતિપણાને નથી પામ્યો, ત્યાં સુધી અવ્યક્તપણે તેની ક્રિયા ચાલી આવે છે.

હાલના પર્યાયના સમયે તેના અજાણપણાનો લાભ તેને મળી શકતો નથી. તે જીવે સમજવું જોઈતું હતું કે–

આ પદાર્થથી થતો પ્રયોગ જ્યાં સુધી કાયમ રહેશે, ત્યાં સુધી તેની પાપક્રિયા ચાલુ રહેશે. તે યોજેલા પદાર્થથી અવ્યક્તપણે પણ થતી-લાગતી ક્રિયાથી મુક્ત થવું હોય તો મોહભાવને મૂકવો. મોહ મૂકવાથી એટલે વિરતિપણું કરવાથી પાપક્રિયા બંધ થાય છે. તે વિરતિપણું તે જ પર્યાયને વિષે આદરવામાં આવે, એટલે યોજેલા પદાર્થના જ ભવને વિષે આદવામાં આવે, તો તે પાપક્રિયા જ્યારથી વિરતિપણું આદરે ત્યારથી આવતી બંધ થાય છે. અહીં જે પાપક્રિયા લાગે છે તે ચારિત્રમોહનીયના કારણથી આવે છે. તે મોહભાવના ક્ષય થવાથી આવતી બંધ થાય છે.

ક્રિયા બે પ્રકારે થાય છે. એક વ્યક્ત એટલે પ્રગટપણે અને બીજી અવ્યક્ત એટલે અપ્રગટપણે. અવ્યક્તપણે થતી ક્રિયા જો કે તમામથી જાણી નથી શકાતી, પરંતુ તેથી તે થતી નથી એમ નથી.

પાણીને વિષે લહેર અથવા હિલ્લોળ તે વ્યક્તપણે જણાય છે, પરંતુ તે પાણીમાં ગંધક અથવા કસ્તુરી નાંખી હોય અને પાણી શાંતપણામાં હોય, તો પણ તેને વિષે ગંધક અથવા કસ્તુરીની જે ક્રિયા છે તે જો કે દેખાતી નથી, તથાપિ તેમાં અવ્યક્તપણે રહેલી છે. આવી રીતે અવ્યક્તપણે થતી ક્રિયાને શ્રદ્ધવામાં ન આવે અને માત્ર વ્યક્તપણાને શ્રદ્ધવામાં આવે, તો એક જ્ઞાની જેને વિષે અવિરતિરૂપ ક્રિયા થતી નથી તે ભાવ અને બીજો ઉંઘી ગયેલો માણુસ જે કાંઇ ક્રિયા વ્યક્તપણે કરતો નથી તે ભાવ સમાનપણાને પામે છે; પરંતુ વાસ્તવિક રીતે તેમ છે

નહિ. ઉંઘી ગયેલ માણુસને અવ્યક્તપણે ક્રિયા લાગે છે. આ જ પ્રમાણે જે માણુસ-જે જીવ ચારિત્રમોહનીય નામની નિદ્રામાં સુતો છે તેને અવ્યક્ત ક્રિયા લાગતી નથી એમ નથી. જો મોહભાવ ક્ષય થાય તો જ અવિરતિરૂપ ચારિત્રમોહનીયની ક્રિયા બંધ પડે છે. તે પહેલાં તે બંધ પડતી નથી.

ક્રિયાથી થતો બંધ મૂખ્ય એવા પાંચ પ્રકારે છે. (૧) મિથ્યાત્વ પાંચ, (૨) અવિરતિ બાર, (૩) કષાય પચીશ, (૪) પ્રમાદ, અને (૫) યોગ પંદર. આ વિષય કર્મગ્રંથાદિકમાંથી સમજવા યોગ્ય છે.

જ્યાં સુધી મિથ્યાત્વની હાજરી હોય ત્યાં સુધી અવિરતિપણું નિર્મૂળ થતું નથી એટલે જતું નથી, પરંતુ જો મિથ્યાત્વપણું ખસે તો અવિરતિપણાને જવું જ જોઇએ એ નિઃસંદેહ છે: કારણ કે–મિથ્યાત્વસહિત વિરતિપણું આદરવાથી મોહભાવ જતો નથી. જ્યાં સુધી મોહભાવ કાયમ છે ત્યાં સુધી અભ્યંતર વિરતિપણું થતું નથી અને મૂખ્યપણે રહેલો એવો જે મોહભાવ તે નાશ પામવાથી અભ્યંતર અવિરતિપણું રહેતું નથી: અને જો બાહ્ય અવિરતિપણું આદરવામાં ન આવ્યું હોય તો પણ અભ્યંતર છે તો સહેજે બહાર આવે છે.

અભ્યંતર વિરતિપણું પ્રાપ્ત થયા પછી અને ઉદય આધીન બાહ્યથી વિરતિપણું ન આદરી શકે તો પણ, જ્યારે ઉદયકાળ સંપૂર્ણ થઈ રહે ત્યારે સહેજે વિરતિપણું રહે છે; કારણ કે–અભ્યંતર વિરતિપણું પહેલેથી પ્રાપ્ત થયેલું છે; જેથી હવે અવિરતિપણું છે નહિ કે તે અવિરતિપણાથી ક્રિયા કરી શકે.

મોહભાવવડે કરીને જ મિથ્યાત્વ છે. મોહભાવનો ક્ષય થવાથી મિથ્યાત્વનો પ્રતિપક્ષ જે સમ્યક્ત્વભાવ તે પ્રગટે છે. માટે ત્યાં આગળ મોહભાવ કેમ હોય ? અર્થાત્ હોતો નથી.

જો એવી આશંકા કરવામાં આવે કે-પાંચ ઈંદ્રિય, છઠ્ઠું મન, પાંચ સ્થાવરકાય અને છઠ્ઠી ત્રસકાય-એમ બાર પ્રકારે વિરતિ આદરવામાં આવે, તો લોકમાં રહેલા જીવ અને અજીવ રાશિ નામના બે સમૂહ છે; તેમાંથી પાંચ સ્થાવરકાય અને છઠ્ઠી ત્રસકાય મળી જીવરાશિની વિરતિ થઈ: પરંતુ લોકમાં રખડાવનાર એટલે અજીવરાશિ જે જીવથી પર છે તે પ્રત્યે પ્રીતિ તેનું નિવૃતિપણું આમાં આવતું નથી, ત્યાં સુધી વિરતિ શી રીતિએ ગણી શકાય ? તેનું સમાધાન-પાંચ ઈંદ્રિય અને છઠ્ઠા મનથી જે વિરતિ કરવી છે તેનું જે વિરતિપણું છે, તેમાં અજીવરાશિની વિરતિ આવી જાય છે. આ રીતે જે જીવ મોહભાવનો ક્ષય, ક્ષયોપશમ કે ઉપશમ કરે છે તેટલા પ્રમાણમાં તે વિરતિને પામવા યોગ્ય બને છે.

　　

## કર્મસત્તા અને આત્મસત્તા

કર્મના અચળ નિયમની અમોઘતા જોઈને ઘણાઓ ડરી જાય છે, પણ તેમાં તેવું ડરવા જેવું કાંઈ નથી. જેમ કર્મની સત્તા બળવાન છે, તેમ આત્માની સત્તા તેના કરતાં અનંતગુણી બળવાન છે. યોગ્ય સાધનો એકઠા કરી પુરુષાર્થ કરતાં આત્માની સત્તા આગળ કર્મો ધ્રુજી ઉઠે છે.

# મનના ભેદો અને તેને વશ કરવાના સરળ ઉપાયો

[ યોગનો સર્વ આધાર મન ઉપર છે. મનની અવસ્થાઓ જાણ્યા સિવાય અને તેને ઉચ્ચ સ્થિતિમાં મૂકયા સિવાય યોગમાં પ્રવેશ થઈ શકતો નથી, જેથી પ્રથમ મનની સ્થિતિના ભેદો બતાવી, ત્યાર બાદ મનની એકાગ્રતા કરવામાં જે જે બાબતો ઉપયોગી જણાઈ છે, તે તે બાબતોનો સંગ્રહ યોગશાસ્ત્ર વિગેરે ગ્રન્થોમાંથી લઈને જણાવવામાં આવેલ છે. ]

**મનના ભેદો**–૧. વિક્ષિપ્ત, ૨. યાતાયાત, ૩. શ્લિષ્ટ, અને ૪. સુલીન.

"**વિક્ષિપ્ત** મનને ચપળતા ઈષ્ટ છે અને **યાતાયાત** મન કાંઈક પણ આનંદવાળું છે. પ્રથમ અભ્યાસમાં આ બંને જાતિનાં મનો હોય છે અને તેમનો વિષય વિકલ્પને ગ્રહણ કરવાનો છે."

**વિવેચન**–પ્રથમ અભ્યાસી જ્યારે અભ્યાસ શરૂ કરે છે, ત્યારે તેના મનમાં અનેક જાતિના વિક્ષેપો આવ્યા કરે છે અને તેનું મન ઠરતું નથી અને ચપળતા કર્યા જ કરે છે. પ્રથમ અભ્યાસી મનની આવી ચપળતા અને વિક્ષેપતા જોઈ નિરાશ થઈ જાય અને પોતાનો અભ્યાસ મૂકી દે તો મન છૂટી જશે, પછી ફરી સ્વાધીન નહીં થાય; પણ હિંમત રાખીને તે પોતાનો અભ્યાસ આગળ વધારશે તો ઘણી ચપળતા અને વિક્ષેપતાવાળું મન શાંત થઈ સ્વાધીન થઈ જશે. પહેલી 'વિક્ષિપ્ત' દશા ઓળંગ્યા પછી **યાતાયાત** દશા છે. યાતાયાત

એટલે જવું અને આવવું. જરા વાર મન સ્થિર રહે, વળી ચાલ્યું જાય અર્થાત્ વિકલ્પ આવી જાય, વળી સમજાવીને યા ઉપયોગથી સ્થિર કરાય, વળી ચાલ્યું જાય, આ **'યાતાયાત'** અવસ્થા છે. પહેલી કરતાં બીજી શ્રેષ્ઠ છે અને તેમાં કાંઈક પણ આનંદનો લેશ રહેલો છે, કારણ કે-જેટલી વાર સ્થિર રહે તેટલી વાર તો આનંદ ભોગવે છે.

"**શ્લિષ્ટ** નામની મનની ત્રીજી અવસ્થા સ્થિરતા અને આનંદવાળી છે તથા '**સુલીન**' નામની ચોથી અવસ્થા નિશ્ચલ અને પરમાનંદવાળી છે. જેવાં નામ તેવા જ તેના ગુણો છે અને તે જ એ મનને ગ્રહણ કરવાનો-આદરવાનો વિષય છે, એમ જ્ઞાનીપુરૂષોએ કહ્યું છે."

**વિવેચન**-જેટલી મનની સ્થિરતા તેટલો આનંદ. ત્રીજી મનની અવસ્થામાં બીજી કરતાં સ્થિરતા વિશેષ હોવાથી આનંદ પણ વિશેષ હોય છે, તેથી પણ અધિક સ્થિરતા ચોથી અવસ્થામાં છે. તેમાં મન નિશ્ચલ થાય છે અને તેથી આનંદ પણ અલૌકિક થાય છે. તે મનનો વિષય આનંદ અને પરમાનંદ છે.

આ પ્રમાણે મનને ઉચ્ચતા પ્રાપ્ત કરવાના ક્રમવડે અભ્યાસની પ્રબળતાથી સાલંબન અને નિરાલંબન ધ્યાનની યોગ્યતા પ્રાપ્ત થાય છે.

"યોગીએ મન, વચન અને કાયાની ચંચળતાનો ઘણા પ્રયત્નપૂર્વક ત્યાગ કરવો અને રસના ભરેલા વાસણની માફક આત્માને શાંત તથા નિશ્ચલ ઘણો વખત ધારી રાખવો."

**વિવેચન**-રસના વાસણની માફક (વાસણમાં રહેલા રસની માફક) આત્માને નિશ્ચલ ધારી રાખવો. રસને નિશ્ચલ ધારી રાખવા માટે તે રસના આધારભૂત વાસણને સ્થિર રાખવું જ જોઇએ. વાસણમાં-આધારમાં જેટલી અસ્થિરતા તેટલી અસ્થિરતાની અસર આધેય ઉપર થાય છે. આ જ હેતુથી આચાર્યભગવાન શ્રી હેમચંદ્રસૂરિજી મહારાજાએ જણાવ્યું છે કે-મન-વચન-કાયાને જરા પણ ક્ષોભ ન થાય એ માટે બહુ જ પ્રયત્ન કરવો, કેમકે-મન-વચન-કાયા આધારરૂપ છે અને આત્મા તેમાં આધેયરૂપે રહેલો છે. આધારની વિકળતા યા અસ્થિરતાની અસર આધેય ઉપર થાય છે. આ અસ્થિરતા 'એકાગ્રતા' કર્યા સિવાય બંધ થઈ શકતી નથી અને એકાગ્રતા કરવામાં પણ ક્રમસર અભ્યાસ કરવાની જરૂર છે. એકાગ્રતા થતાં 'લય' અને 'તત્ત્વજ્ઞાન'ની સ્થિતિ પણ પ્રાપ્ત કરી શકાય છે, માટે આત્માને નિશ્ચલ ધારી રાખવો અને મન-વચન-કાયામાં ક્ષોભ ન થાય તે માટે એકાગ્રતા અવશ્ય કરવી.

**એકાગ્રતા**-મનની વારંવાર પરાવર્તન પામતી સ્થિતિને શાંત કરવી અને મનને કોઈ એક જ આકૃતિ કે વિચાર ઉપર દૃઢતાથી જોડી રાખવું, તેને **એકાગ્રતા** કહે છે.

પ્રથમ અભ્યાસીઓને શરૂઆતમાં એકાગ્રતા કરવામાં જેટલી મહેનત પડે છે, તેટલી મહેનત બીજી કોઈ પણ જાતિની ક્રિયામાં પડતી નથી. આ ક્રિયા ઘણી મહેનત આપનાર અને દુઃખરૂપ લાગે છે, પરંતુ આત્મવિશુદ્ધિ માટે એકાગ્રતા પ્રાપ્ત કર્યા વિના બીજો કોઈ ઉપાય જ નથી. તે

સિવાય આગળ વધી શકાય જ નહિ, માટે પ્રબળ પ્રયત્ને પણ એકાગ્રતા સિદ્ધ કરવી જ જોઈએ.

**એકાગ્રતા કરવાની રીતિ અને ઉપયોગી સૂચના–** "મનની અંદર ઉત્પન્ન થતાં વિકલ્પોની અવગણના કરવી નહીં અને તેનો મનથી કાંઈ ઉત્તર વાળવો નહીં. આ બે વાતો બુદ્ધિ તિક્ષ્ણ કરી વારંવાર સ્મરણમાં રાખવી." અભ્યાસ ચાલતી વખતે તો એક ક્ષણ પણ ભૂલવું ન જોઇએ. જ્યારે કાંઇ પણ ઉત્તર વાળવામાં નથી આવતો અને અભ્યાસ દૃઢ થાય છે, ત્યારે વિચારનો પ્રત્યુત્તર વાળવાની વૃત્તિઓ શાંત થાય છે. એકાગ્રતામાં પૂર્ણ સામ્ય અવસ્થાની જરૂર છે, અર્થાત્ વિકલ્પો ઉત્પન્ન ન થવા દેવા, તેમ તેને હડસેલવાનો પ્રયત્ન પણ ન કરવો અર્થાત્ સ્થિર શાંતતા રાખવી. તે શાંતતા એટલી પ્રબળ થવી જોઇએ કે–બાહ્યના કોઈ પણ નિમિત્તથી ચાલતા વિષય સિવાય મનનું પરિણામાંતર યા વિષયાંતર ન જ થાય. એકાગ્રતામાં ધ્યેયની એક આકૃતિ ઉપર જ (એક વિચાર ઉપર જ) મન સ્થિર થાય છે. વસ્તુ-ગતે તપાસતાં એકાગ્રતામાં મનની પ્રવૃત્તિ શાંત થતી નથી, પણ પોતાની સમગ્ર શક્તિ એક જ માર્ગે વહન કરાવાય છે. નદીના અનેક જૂદા જૂદા વહન થતાં પ્રવાહો પ્રવાહના મૂળ બળને જૂદા જૂદા ભાગમાં વહેંચી નાંખે છે અને તેથી પ્રવાહના મૂળ બળના જોસથી જે પ્રબળ કાર્ય થાય છે, તે પ્રવાહની જૂદા જૂદા ભાગમાં વહેંચાઈ ગયેલી શક્તિથી થતું નથી. તેમજ એકાગ્રતાથી એક જ પ્રવાહે વહન થતું અને તેથી મજબૂત થયેલું પ્રબળ મન થોડા વખતમાં જે

કાર્ય કરી શકશે, તે અસ્તવ્યસ્ત જૂદા જૂદા વહન થતા મનના પ્રવાહો નહિ જ કરી શકે. આ માટે જ એકાગ્રતાના મહાન્ ઉપયોગીપણા વિષે દરેક મહાપુરુષોએ વિશેષ આગ્રહ કર્યો છે.

આ પ્રમાણે કોઈ એક પદાર્થ ઉપર એકાગ્રતા કરવામાં મન પૂર્ણ ફત્તેહ મેળવે. અર્થાત્–" મુહૂર્ત્ત પર્યંત પૂર્ણ એકાગ્રતામાં મન રહી શકે. ત્યાર પછી તે પદાર્થના વિચારને મૂકી દેવો અને કોઈ પણ પદાર્થના ચિંતન તરફ મનને પ્રેર્યા વિના ધારી રાખવું." આ અવસ્થામાં મન કોઈ પણ આકારપણે પરિણમેલું હોતું નથી, પણ તરંગ વિનાના સરોવરની માફક શાંત અવસ્થામાં રહે છે. આ અવસ્થા સ્વલ્પકાળથી વધારે વખત રહેતી નથી. આ અવસરે મન શાંત થાય છે, અર્થાત્ મનપણે પરિણમેલ આત્મા મનથી છૂટો પડી પોતાપણે (સ્વપણે) સ્વસ્વરૂપે રહે છે.

આ સ્વલ્પ વખતની પણ ઉત્તમ અવસ્થાને **'લય'** અવસ્થા કહેવામાં આવે છે. આ 'લય' અવસ્થામાં વધારે વખત સ્થિતિ થતાં **'તત્ત્વજ્ઞાન'**–આત્મજ્ઞાન પ્રાપ્ત થાય છે. આ જ બાબત આચાર્યભગવાન શ્રી હેમચંદ્રસૂરિજી મહારાજા કહે છે કે—

" यावत् प्रयत्नलेशो, यावत्संकल्पना कापि ।
तावन्न लयस्य प्राप्तिस्तत्त्वज्ञानस्य तु का कथा ॥ "

'જ્યાં સુધી મન–વચન–કાયાનો લેશ માત્ર પણ પ્રયત્ન છે અને જ્યાં સુધી કાંઈ પણ સંકલ્પવાળી કલ્પના છે, ત્યાં સુધી લયની પ્રાપ્તિ થતી નથી તો તત્ત્વજ્ઞાનની વાત જ શી

કરવી ?' (અર્થાત્ જ્યાં સુધી સંકલ્પવિકલ્પની સ્થિતિ હોય ત્યાં સુધી આત્મજ્ઞાન ન જ થાય.)

આ પ્રમાણે એકાગ્રતાનું અંતિમ ફળ બતાવી, કેવી રીતે એકાગ્રતા કરવી તે વાત સહેલાઈથી સમજી શકાય, તે માટે આ જ વાત ફરી જરા વિસ્તારથી કહેવામાં આવે છે.

**આકૃતિ ઉપર એકાગ્રતા**-કોઈ પણ પૂજ્યપુરુષ ઉપર ભક્તિવાળા માણસો સહેલાઈથી એકાગ્રતા કરી શકે છે. ધારો કે-તમારી ખરી ભક્તિની લાગણી ભગવાન શ્રી મહાવીરદેવ ઉપર છે. તેઓ તેમની છદ્મસ્થ અવસ્થામાં રાજગૃહી પાસે આવેલા વૈભારગિરિ પહાડની ગીચ ઝાડીવાળા પ્રદેશમાં આત્મધ્યાનમાં નિમગ્ન થઇ ઊભેલા છે. આ સ્થલે વૈભારગિરિ, ગીચ ઝાડી, સરિતાના પ્રવાહોના ધોધ અને તેમની આજુબાજુનો હરીઆળીવાળો શાંત અને રમણીય પ્રદેશ,-આ સર્વ તમારા માનસિક વિચારોથી કલ્પો. આ કલ્પના મનને શરૂઆતમાં ખૂશી રાખનાર છે. પછી શ્રી મહાવીર પ્રભુની પગથી તે મસ્તક સુધી સર્વ આકૃતિ ચિતરો. જેમ ચિતારો ચિતરતો હોય તેમ હળવે હળવે તે આકૃતિનું ચિત્ર તમારા હૃદયપટ પર ચિતરો, આલેખો અને અનુભવો. આ આકૃતિ સ્પષ્ટપણે તમે દેખતા હો તેટલી પ્રબળ કલ્પનાથી મનમાં આલેખી તેના ઉપર તમારા મનને સ્થિર કરી રાખો. મુહૂર્ત્ત પર્યંત તે ઉપર સ્થિર થતાં ખરેખર એકાગ્રતા થશે.

આ પૂજ્ય ભગવાનના શરીરને તમે નહીં દેખેલું હોવાથી તમે કલ્પી ન શકતા હો, તો તેમની પ્રતિમા-મૂર્તિ ઉપર એકાગ્રતા કરો.

આ તો એક દૃષ્ટાંત છે. આ જ રીતિએ તેમના સમવસરણનો ચિતાર ખડો કરી તે ઉપર એકાગ્રતા કરો. તેમને થયેલા ઉપસર્ગ અને તે વખતની સ્થિતિ યાદ કરી તેમના શરીર ઉપર એકાગ્રતા કરો. આ જ પ્રમાણે ચોવીશેય શ્રી તીર્થંકરદેવો અને તમારા પરમ ઉપકારી કોઇ પણ ગુરુ-યોગી મહાત્મા હોય તેમના શરીર ઉપર પણ એકાગ્રતા કરો. ગમે તેવાં ઉત્તમ અવલંબનો લઈને એકાગ્રતા કરવી, એમાં કાંઈ આગ્રહ કે વાદવિવાદ કરવાનું છે જ નહિ.

**સદ્ગુણ ઉપર એકાગ્રતા**-સદ્ગુણ ઉપર એકાગ્રતા થઈ શકે છે. કોઈ એક સદ્ગુણ લઇ તે ઉપર એકાગ્રતા કરવી. ગુણની પ્રીતિદ્વારા તેનું મન જાગૃત થઈ તદાકાર થશે. ઊંચામાં ઊંચો સદ્ગુણ પોતે કલ્પી શકાય તેવો કલ્પવો. તેની સામાન્ય રીતે અસર જ્યારે મન ઉપર થાય ત્યારે તેના તાત્ત્વિક સ્વરૂપ ઉપર મનને સ્થિર કરવું. છેવટે આ સદ્ગુણની એકાગ્રતા સ્વાભાવિક તેના પોતાના ઉપર થાય છે અર્થાત્ પોતે તે તે ગુણરૂપ બની રહે છે.

**સૂચના**-આ ભક્તિવાળું કે સદ્ગુણવાળું અવલંબન મનમાંથી જતું રહેશે અથવા તેમાંથી મન નીકળી જશે. એક વાર નહિ પણ વારંવાર તેમ થશે. તે અવસરે નહિ ગભરાતાં, તે અવલંબન વારંવાર મનમાં ઠસાવવું-ફરી ફરી તે વસ્તુ સાથે જોડી દેવું. આરંભમાં તો વારંવાર મન લક્ષ્યથી ખસી જશે, પણ એ વાત થોડો વખત તો લક્ષમાં પણ નહિ આવે. પછી એકાએક તે વાત પાછી યાદ આવશે કે-હું જેના ઉપર એકાગ્રતા કરવાનો વિચાર કરતો હતો તેને

મૂકી કેવળ કોઈ જૂદી જ વસ્તુનો વિચાર કરું છું. આમ વારંવાર થશે, પણ ધૈર્યતાથી મનને પાછું તે ધ્યેય–એકાગ્રતા માટેના અવલંબન ઉપર ચોંટાડવું. આ ક્રિયા મહેનત આપનાર લાગશે, પણ તેમ કર્યા સિવાય છૂટકો જ નથી, કારણ કે–એકાગ્રતા સિવાય આત્મમાર્ગમાં આગળ વધાશે જ નહિ. આ વાત શરૂઆતમાં જ જણાવી છે.

જ્યારે મન આપણી વિસ્મૃતિને લઈ કોઈ અન્ય વિચાર ઉપર ભ્રમણ કરતું હોય, ત્યારે તે જે માર્ગે થઈને ગયું હોય અર્થાત્ જે ક્રમે એક પછી એક વિચાર કરતું આડે રસ્તે ગયું હોય, તે જ રસ્તે ઉત્ક્રમે અર્થાત્ છેવટના વિચારથી પકડી શરૂઆતના વિચાર ઉપર લાવી પાછું ચાલતા અવલંબનમાં ચોંટાડવું. આ ક્રિયા ઘણી ઉપયોગી અને મનને બોધ તથા પરિશ્રમ આપનાર છે, તેમજ આ ક્રિયાથી વારંવાર ચાલ્યા જતા મનોઅશ્વને કાબૂમાં રાખવાની શક્તિમાં વધારો થાય છે.

**અનેક વિચારક્રમ**–" આ એકાગ્રતાનો અભ્યાસ જેઓને કઠીન પડે તેઓએ જૂદી જૂદી જાતના અનેક વિચારો કરવા." આ પણ એકાગ્રતાનું એક સાધન છે, પણ તે એકાગ્રતા નથી; કેમકે–જૂદા જૂદા વિચારો કરવામાં મનને અનેક આકારો ધારણ કરવા પડે છે અર્થાત્ અનેક આકારે પરિણમવું પડે છે અને તેથી એક આકૃતિ કે એક જાતિના વિચાર ઉપર મન સ્થિર રહેતું નથી. તથાપિ એક આકૃતિ ઉપર મનને ઠરાવવું તે કરતાં આ રસ્તો ઘણો સરળ છે. આ પછીના દુષ્કર કાર્ય એકાગ્રતા ઉપર હળવે હળવે સાધક

પહોંચી શકે છે, માટે શરૂઆતમાં સાધકોએ આ રસ્તો લેવો.

**વિચાર કરનારને સૂચના**-મનને સુશિક્ષિત કરનારા મનુષ્યોએ મનમાં જે વિચારો આવે તેના સંબંધમાં દૃઢ સાવધાનતા રાખવી જોઈએ.

નિરંતર એવો દૃઢ નિર્ણય કરવો કે-"મારે અસદ્ વિચારો બીલ્કુલ મનમાં દાખલ થવા દેવા નથી." કદાચ તે પેસી જાય તો તત્કાળ કાઢી નાંખવા, તેમજ તે ખરાબ વિચારોના સ્થાને તેનાથી વિપરીત સારા વિચારોને તરત જ સ્થાપન કરવા. આ અભ્યાસથી મન એટલું બધું વશ થશે કે-થોડા વખત પછી પોતાની મેળે જ સારા વિચારો કરશે અને અસદ્ વિચારો દૂર થશે, માટે શરૂઆતમાં ઉપર જણાવેલ દૃઢ સંકલ્પ કરવો. આપણા મનમાં આવતા વિચારોની જો આપણે પોતે તપાસ કરીશું, તો ખાત્રી થશે કે-જે વિચારોને આપણે વારંવાર ઉત્તેજન આપીએ છીએ તે જ પ્રકારના તે વિચારો છે.

"પોતાની સામાન્ય પ્રવૃત્તિને અનુકૂળ જે વિચારો હોય તેનું મન આકર્ષણ કરે છે, માટે જ આપણે નિર્ણય કરવો જોઈએ કે-આવા જ વિચારો મારે કરવા અને આવા વિચારો ન જ કરવા."

એકાગ્રતાના જોરથી મન પોતાની મેળે બળવાન થાય છે, તેથી આ વિચાર કરવા અને આ વિચાર ન કરવા તે કામ મન પોતાની મેળે કરી લેશે, પણ એકાગ્રતાની શરૂઆતમાં તેને આવી ટેવ પડાવવી જ પડશે.

અશુદ્ધ વિચારો સાથે યુદ્ધ કરવામાં પ્રાયઃ મનુષ્યોને અનેક વર્ષો વ્યતીત કરવા પડે છે, પરંતુ શુદ્ધ વિચારોને મનમાં શાંત પ્રકારે સ્થાપવાથી તેના પ્રતિપક્ષી અશુદ્ધ વિચારોને અવકાશ રહેતો નથી: તેમજ અશુદ્ધ વિચારોને પ્રત્યુત્તર નહિ આપનાર મન જેમ જેમ પોતા તરફ આકર્ષાતું જાય છે, તેમ તેમ મનુષ્ય ખરાબ વિચારોને નહિ સ્વીકારવાને યોગ્ય બનતો જાય છે. સારા વિચારો કરવાનો અભ્યાસ રાખવાથી, ખરાબ વિચારો ન કરવાની દ્દઢતાવાળા અને સારા વિચારો સ્વીકાર કરવાના સામર્થ્યવાળા આપણે બનીએ છીએ. અસદ્ વિચારોને સ્થાને સદ્દવિચારો આ પ્રમાણે સ્થાપન કરવા. ધારો કે–તમને કોઈ મનુષ્યના સંબંધી અપ્રિય વિચાર આવ્યો, તો તે ઠેકાણે સામા મનુષ્યમાં જે કાંઈ તમારા કરતાં કોઈ જૂદો જ સદ્દગુણ હોય અથવા તેણે કાંઈ સારું કાર્ય કર્યું હોય તેનો વિચાર કરો, એટલે અપ્રિયતા દૂર થશે. કદાચ તમારું મન ચિંતાથી વ્યગ્ર હોય, તો તે ઠેકાણે તે ચિંતાનું મૂળ કારણ અને તેનાથી જેને ગેરફાયદા થયા હોય તેવા મનુષ્યની સ્થિતિ તમારા મન આગળ સ્થાપન કરો, અથવા આવી ચિંતાથી મુક્ત થયેલ મહાવીર્યવાન્ મહાત્માના વિચારો સ્થાપન કરો, જેથી ચિંતામાં અવશ્ય ફેરફાર થઈ કાંઈક શાંતિ મળશે.

કદાચ તમને શરીરાદિ ઉપર રાગ–સ્નેહ થતો હોય, તો તે વસ્તુની ઉત્પત્તિનું મૂળ અને તેનું અંતિમ પરિણામ–આ બે વિચારો–તપાસો. તે વિચાર સ્થાપન કરતાં રાગને બદલે વિરાગ થશે. કદાચ કોઈ અમુક પ્રકારનો ખરાબ

વિચાર જોરથી મનમાં પ્રવેશ કરવાનો દુરાગ્રહ કરતો હોય, ત્યારે તેનાથી વિપરીત ભાવ દેખાડનાર એક સૂત્ર કે પદ મોંઢે કરી રાખવું અને તે પદ કે સૂત્રનું વારંવાર મનમાં પુનરાવર્તન કરવું–ગણવું-બોલવું. આમ નિરંતર કરવાથી થોડા જ દિવસો પછી તે ખરાબ વિચારો આવતા બંધ પડશે.

પ્રાતઃકાળમાં નિદ્રાનો ત્યાગ કરો કે તરત જ સારામાં સારા વિચારોથી મનને પુષ્ટ કરો. જે રીતે તમારે વર્તન કરવાનું હોય તેવી જ તેને શિક્ષા આપો. ઉત્તમ શિક્ષાવાળા પદો કે ભજનોનું ધીમે ધીમે પઠન કરો. પઠન કરતી વખતે મનનો તમામ પ્રવાહ પ્રબળતાથી તેમાં વહન કરાવો અર્થાત્ વિક્ષેપ વિના એકરૂપ થઇ તે પદો બોલો. તેનાથી અંતઃકરણને દૃઢ વાસિત કરો અને ત્યાર પછી જ બીજું કોઇ પણ કામ કરો. આમ કરવાથી દિવસના કોઈ પણ ભાગમાં જ્યારે તમારૂં મન કોઈ કામમાં રોકાયેલું હોય, ત્યારે તે પદોનું પુનરાવર્તન તમારૂં મન કર્યા કરશે. આમ થવાથી તમે શુભ ભાવનાથી દિવસના મોટા ભાગમાં પણ વાસિત થઈ રહેશો.

**વિચારશક્તિ ખીલવવાની ક્રિયા**-વિચાર કરવાની ટેવ ન હોવાથી ઘણાં માણસો તરફથી આવી ફરિયાદ આવે છે કે-અમે સારા વિચાર કરવા બેસીએ છીએ, પણ કાંઈ સારા વિચાર આવતા નથી, અથવા ખરાબ વિચારો વગર તેડ્યા આવી પહોંચે છે.

તેઓએ સમજવું જોઈએ કે-દૃઢ આગ્રહપૂર્વક નિરંતર અભ્યાસથી જ વિચારશક્તિ વૃદ્ધિ પામે છે. આ વિચારો પછી સારા હોય કે નઠારા હોય, પણ સારા વિચારથી

સારા વિચારની અને ખરાબ વિચારથી ખરાબ વિચારની શક્તિ વૃદ્ધિ પામે છે.

વિચારની અધિકતા ઉપર મનના પ્રવાહની વૃદ્ધિનો આધાર છે અને વિચારના ગુણ ઉપર તે ગુણની દૃઢતાનો આધાર રહે છે.

મનને સુધારવાની અને તેને વિકસિત કરવાની જેમની ઇચ્છા હોય, તેમણે નિરંતર નિયમિત રીતે મનન કરવાનો અભ્યાસ કરવો અને પોતાની માનસિક શક્તિઓ સુધારવાનો નિશ્ચય લક્ષમાં રાખવો. આ અભ્યાસ પૂર્ણ ફળદાયક થાય તે માટે પોતાને આધ્યાત્મિક આદિ જે વિષય પ્રિય હોય, એવા કોઈ વિષયના સંબંધમાં કોઈ ઉત્તમ પુરુષે લખેલું અને તેમાં નવીન પ્રબળ વિચારો દાખલ થયા હોય તેવું પુસ્તક લેવું. તેમાંથી થોડાં વાક્યો હળવે હળવે વાંચવાં. પછી વાંચેલ વાક્યો ઉપર દૃઢતાથી–આસક્ત ચિત્તથી વિચાર કરવો. જેટલા વખતમાં તે વાક્યો વાંચ્યાં હોય તેથી બમણા વખત સુધી વિચાર કરવો.

વાંચવાનું કારણ નવા વિચારો મેળવવાનું નથી, પણ વિચારશક્તિ પ્રબળ કરવાનું છે. શરૂઆતમાં અર્ધી ઘડી (બાર મીનીટ) વાંચવાનું બસ છે, કારણ કે–વધારે વખત વાંચવાથી દૃઢતાથી ધ્યાન આપવાનું કાર્ય આરંભમાં જરા વિશેષ પરિશ્રમ આપનાર થાય છે.

કેટલાક મહિના સુધી આવો નિયમિત અભ્યાસ કરનારને માનસિક બળમાં સ્પષ્ટ વધારો થયેલો માલુમ

પડે છે અને પ્રથમ કરતાં ઘણી સારી રીતે તે નવીન વિચારો કરી શકે છે.

" આ સર્વ વિચારોની ઉત્પત્તિનું મૂળ આપણો આત્મા છે. સત્તામાં રહેલી શક્તિઓ આવા વિચારો દ્વારા બહાર આવે છે. આટલી વાત યાદ રાખવી કે-અનેક વિચારો કરનારમાં પરસ્પર જે વિષમતા કે ન્યુનાધિકતા દેખાય છે તે સત્તાશક્તિની ન્યૂનતાને લીધે નહિ, પણ સાધનની અયોગ્યતાને લીધે થાય છે; માટે પૂર્ણ સાધનો મેળવી પ્રયત્ન કરનાર વિજયી નિવડશે. "

પોતાના મનને પ્રતિકૂળ થઈ પડે તેવાં-ક્ષોભ થાય તેવાં નિમિત્તોને પણ દૂર કરવાં અર્થાત્ સારાં નિમિત્તો ઊભાં કરી દેવાં. વળી અભ્યાસીઓએ આ વાત વારંવાર સ્મરણમાં રાખવી કે-અવિચ્છિન્ન ઉન્નતિ માટે અભ્યાસની નિયમિતતા જરૂરની છે. એક દિવસનો અભ્યાસ સ્ખલિત થતાં ચાર દિવસના અભ્યાસ જેટલી ખોટ ખમવી પડે છે-તેટલી હાનિ પહોંચે છે. વિચારની સ્થિરતા થયા પછી આ નિયમિતતાની એટલી બધી જરૂર રહેતી નથી.

**મનની અસ્તવ્યસ્ત સ્થિતિ અને તેના નાશનો ઉપાય**-જે માણસો વિચારશક્તિને ખીલવતા નથી તેઓના મનમાં ઘણા અસ્તવ્યસ્ત વિચારો હોય છે. કાંઈ પણ ફળ-પ્રાપ્તિના આશય વિના વારંવાર તેઓ જેમ-તેમ વિના પ્રયોજને જેવા-તેવા વિચારો કર્યા કરે છે અને પ્રેર્ય-પ્રેરક ભાવની ભિન્નતા તેઓમાં રહેતી નથી. એક જંગલી માણસ કે અજ્ઞાન પશુ આડુંઅવળું વિના પ્રયોજને જેમ-તેમ ફર્યા

કરતું હોય, તેમ તેઓના મનમાં વગર કિંમતના વિચારો આમતેમ ઘૂમ્યા કરે છે અને તેના પરિણામનું પણ તેઓને ભાન નથી. આવી સ્થિતિવાળા મનુષ્યોના મન વિકળ કે અસ્તવ્યસ્ત કહેવાય છે. પરિશ્રમ કરતાં પણ આવી વિકળતાથી મનુષ્યો ઘણા જીર્ણ થાય છે. પરિશ્રમ અધિક લાગતો ન હોય તો જેમ યંત્રને હાનિ થતી નથી પણ ઊલટું પ્રબળ રહે છે, તેમ આ વિકળતારૂપ માનસિક ક્રિયાથી માનસિક યંત્રને મોટી હાનિ પહોંચે છે. આવી વિકળતાવાળા વિચારોનું કારણ તપાસતાં જણાશે કે-તેઓ નાના પ્રકારની ઈચ્છા, તૃષ્ણા, ભય, શોક કે તેવા જ કોઇ કારણથી પીડાતા હોય છે. આવા મનુષ્યોએ આ વિકળતાવાળી સ્થિતિમાંથી મુક્ત થવા માટે કર્મના ઉત્તમ નિયમ ઉપર આધાર રાખવાનું મનને શિક્ષણ આપવું જોઈએ. તેઓએ આ પ્રમાણે સંતોષવૃત્તિ હૃદયમાં સ્થાપન કરવી કે-**"કર્મના નિયમને અનુસરીને સર્વ વૃત્તાંતો બને છે."** અકસ્માત્ કાંઈ પણ થતું નથી. જે કાંઈ કર્મ પ્રાપ્ત કરાવે છે તે જ આપણને પ્રાપ્ત થાય છે. પછી તે ગમે તે રસ્તેથી આવે. જેવી હાનિ આપણા ભાગ્યમાં નથી-કર્મમાં નથી, તેવી હાનિ આપણને કોઇ કરી શકે નહિ. જે દુઃખ કે પીડા પૂર્વકૃત કર્મથી આપણી સન્મુખ આવે તે ભોગવવાને સજ્જ થવું, શાંતિથી તેનો સ્વીકાર કરવો તથા તેને અનુકૂળ થવું. આ જ નિયમને આધીન થવાથી તેની તેવી વેદના કે વિકળતા ઘણા અંશે ઓછી થઈ જશે. આવા વિચારોનો નિત્ય અભ્યાસ રાખીએ તો મનની વિકળતા દૂર થઈ જાય

છે, કેમકે-સંતોષ કે વિચારની પ્રબળ શાંતિમાં વિકળતા સુખના આકારમાં બદલાઈ જાય છે.

**મનથી થતી ક્રિયા અને વિરતિ**-આત્મેચ્છાએ મનન કરવું અને તેમ કરતાં આત્મેચ્છાએ વિરમવું. આ ઉભય શિક્ષાથી માનસિક બળની અધિક પ્રાપ્તિ થાય છે. જ્યારે આપણે મનન કરતાં હોઈએ ત્યારે આપણું સંપૂર્ણ મન તેમાં સ્થાપન કરવું જોઈએ, તેમજ સારામાં સારા વિચારો કરવા જોઈએ. જ્યારે મનન કરવાનું કામ સમાપ્ત થાય ત્યારે સંપૂર્ણ રીતે વિરામ કરવો, પણ મોટા ખડકોની સાથે અથડાતાં નાવની માફક એક વાર મનનો સ્પર્શ કરવો અને બીજી વાર તેનો ત્યાગ કરવો, વળી ગમે તે જાતિનો વિચાર કર્યો તેનો ત્યાગ કરી ત્રીજો વિચાર કર્યો, આવી અનિશ્ચિત સ્થિતિમાં મનને ભટકવા દેવું નહિ.

જ્યારે કામ ન કરવું હોય ત્યારે યંત્રને ગતિમાન રાખવાથી ઘસાઈ જાય છે, તેમજ મનની અમૂલ્ય યંત્રરચનાને નિષ્પ્રયોજન વારંવાર ભ્રમણ કરતી રાખવામાં આવે તો તેથી કાંઈ પણ ઉપયોગી પરિણામ ઉત્પન્ન કર્યા સિવાય તે જર્જરિત થઈ જાય છે અને અકસ્માત્ નાશ પામે છે.

**વિચારવૃત્તિને નિવૃત્ત કેમ કરવી ?**-વિચારવૃત્તિને નિવૃત્ત કરવાનું આ કાર્ય સરળ નથી. વિચારક્રિયા કરતાં તે અધિક કઠિન છે. જ્યાં સુધી તેનો અભ્યાસ સંપૂણ દૃઢ ન થાય ત્યાં સુધી થોડો થોડો વખત તે અભ્યાસ ચાલુ રાખવો.

પ્રારંભમાં મનને શાંત રાખવામાં પણ શક્તિનો વ્યય થાય છે. જ્યારે અભ્યાસી પૂર્વે કહી આવ્યા તેવા સ્થિર મનન કરવાના

કાર્યમાં વ્યાપૃત હોય ત્યારે અન્ય વિચારને મૂકી દેવો અને જો મનમાં અન્ય વિચાર ઉત્પન્ન થાય તો તરત જ તેમાંથી પોતાનું મન નિવૃત્ત કરવું-ખેંચી લેવું. કોઈ પણ વિચાર બલાત્કારે મનમાં આવે તો તેનાથી આગ્રહસહિત પાછું ફરવું, અર્થાત્ પ્રત્યુત્તર નહિ વાળતાં તે વિચારને મૂકી દેવો-કાઢી નાંખવો. જરૂર જણાય તો શાંતિ પ્રાપ્ત કરવાના કારણરૂપ શૂન્યની ( આકાશની ) કલ્પના કરવી. કેવળ શાંતતા તથા અંધકારનો અનુભવ કરવાનો યત્ન કરવો. આ પ્રમાણે જો આગ્રહસહિત અભ્યાસ કરવામાં આવશે, તો નિવૃત્તિ અધિકાધિક સુગમ થશે અને સ્વસ્થતા તથા શાંતિ મળશે.

બાહ્ય ભાવની પ્રવૃત્તિઓમાંથી મનને વ્યાવૃત્ત કરવું, એ ઉત્તમ ભૂમિકાના પ્રારંભની નિશાની યા પ્રસ્તાવના કરવા જેવું છે.

**મનને શાંતિ આપવાનો સરળ માર્ગ**-મનને અથવા મગજને વિશ્રાંતિ આપવાનો અનન્ય માર્ગ અને તે વળી ચિત્તવૃત્તિની નિવૃત્તિ કરતાં ઘણો સહેલો માર્ગ વિચારનું પરાવર્તન કરવાનો છે. એક જ શ્રેણિને અનુસરીને જે મનુષ્ય નિરંતર આગ્રહસહિત વિચાર કરતો હોય, તેણે બને તેટલી તેનાથી કેવળ ભિન્ન પ્રકારની એક અન્ય વિચારશ્રેણિ રાખવી જોઇએ, કે જે શ્રેણિ ઉપર તે પોતાનું મન વિશ્રાંતિ માટે પરાવર્તન કરી શકે. જેમકે-દ્રવ્યાનુયોગનો વિચાર કરનારે મગજ અથવા મનની વિશ્રાંતિ માટે તે વિચારશ્રેણિ મૂકી દઇ થોડો વખત કથાનુયોગ ( મહાપુરૂષોનાં ચરિત્રો)ના વિચારની શ્રેણિને અંગીકાર કરવી: અથવા ધ્યાનસમાપ્તિ કર્યા પછી જેમ બાર ભાવના સંબંધી

શ્રેણિ સાધકો અંગીકાર કરે છે, તેવી જ રીતે તે વિષયથી કોઈ જૂદા જ પ્રકારની શ્રેણિ લેવી. આથી થાકેલા કે કંટાળેલા મનને સહેલા વિષયમાં વિચાર કરવાનું ગમતું હોવાથી તે વિચારશ્રેણિમાં વિશ્રાંતિ પામી શકશે.

જેમ અતિ પરિશ્રમ કર્યા પછી શરીરને વિશ્રાંતિની જરૂર પડે છે, તેમ વિચારના વ્યાયામમાં પણ મનુષ્યને વિશ્રાંતિની જરૂર પડે છે. જો તેવી વિશ્રાંતિ લેવામાં ન આવે તો શરીર જેમ પક્ષઘાતાદિકથી પીડા પામે છે, તેમ મગજમાં પણ પક્ષઘાત અને વિચારમાં ઘેલછા થાય છે, માટે વિચારક્રમના અભ્યાસીઓએ મનને, મગજને અને શરીરને વિશ્રાંતિ આપવી અને છેવટે એકાગ્રતા પ્રાપ્ત કરી એકાગ્રતાદ્વારા '**લય**' અને '**તત્ત્વજ્ઞાન**' સુપ્રાપ્ત કરવાં. 'મનની એકાગ્રતા' અને 'તત્ત્વજ્ઞાન' પ્રાપ્ત કરવામાં જે જે બાબતો ઉપયોગી જણાઈ છે, તે તે બાબતોની સામાન્ય સૂચનારૂપ સંગ્રહ અહીં કરવામાં આવ્યો છે. સાધકોને એકાગ્રતા અને તત્ત્વજ્ઞાન સુલભ થાય, તે માટે તેઓએ મનની વિકળ સ્થિતિને સુધારવી, વિચારશક્તિ ખીલવવી, અનેક સારા વિચારો કરવાનો અભ્યાસ રાખવો, આકૃતિ ઉપર કે સદ્‌ગુણ ઉપર એકાગ્રતા કરી એક વિચારમાં સ્થિર થવાની ટેવ પાડવી અને પછી નિર્વિચાર થવું. છેવટે મનની શાંત (ઉપશમ) 'લય' અને 'તત્ત્વજ્ઞાન' પ્રાપ્ત કરવાં. આ પ્રસંગે જે જે સૂચનાઓ બતાવવામાં આવી છે તે તે સૂચનાઓ ઉપર પૂરતું લક્ષ આપવું. સાધકો જો આટલી હદની દશા પ્રાપ્ત કરશે, તો આગળ શું કરવું તે તેઓને પોતાની મેળે સમજાશે.

# ॐ अर्हं नमः મંત્રનો જાપ અને તેનું માહાત્મ્ય

એક રાજા અને એક રંક, એક સુખી અને એક દુ:ખી, એક રોગી અને એક નિરોગી-આવી વિવિધતાઓ વિશ્વમાં આપણી નજરે પડે છે, તેનું ખરું કારણ પુન્ય અને પાપ છે. પુન્યથી જીવો સુખી થાય છે અને પાપથી જીવો દુ:ખી થાય છે.

વિશ્વમાં કાર્યકારણના નિયમો અચળ છે. કારણ વિના કાર્ય થતું નથી. સુખ-દુ:ખ ઉત્પન્ન થવાનાં કાર્યો તેના કારણની અપેક્ષા રાખે છે. કારણ પહેલું અને કાર્ય પછી. આ નિયમાનુસાર અત્યારની મનુષ્યની સ્થિતિ પૂર્વનાં કર્માનુસાર બનેલી છે.

ધનાદિ અનુકૂળ સાધનોની પ્રાપ્તિમાં પુરુષાર્થની સાથે પુન્યપ્રકૃતિ હોય તો જ મનુષ્યો સફળતા પામે છે. પરમાર્થ અને પરોપકારનાં કાર્યોથી જીવો પુન્ય ઉપાર્જન કરે છે. મન-વચન-શરીર અને ધનાદિથી સદુપયોગ કરવાથી પુન્ય બંધાય છે અને તેથી જીવો સુખી થાય છે. પરમાત્માનું સ્મરણ કરવાથી આત્મા નિર્મળ થાય છે અને વિશેષ પ્રકારે પુન્ય બંધાય છે. જીવ ઉત્તરોત્તર આગળ વધે છે.

પરમાત્માના નામનું સ્મરણ ગરીબ અને ધનાઢ્ય, બાળ, યુવાન અને વૃદ્ધ, સુખી અને દુ:ખી-દરેક જીવો કરી શકે છે. જેને વખત ઓછો મળતો હોય તેવાઓ હાલતાં, ચાલતાં, સૂતાં, બેસતાં અને કામકાજ કરતાં પણ પ્રભુસ્મરણ

કરી શકે છે. વસ્ત્ર કે શરીરની શુદ્ધિ ન હોય તો પણ હોઠ ન ચાલે તેમ મનમાં જાપ કરવામાં વાંધો નથી. ચાલવાનું કામ પગનું છે, તે વખતે પણ મનને જાપના કામમાં જોડવામાં આવે તો જાપ થઈ શકે છે. જ્યારે રેલ્વેમાં કે વાહનમાં મુસાફરી કરતા હો ત્યારે પણ તમે ત્યાં બેઠા બેઠા મનમાં જાપ કરી શકો છો. પથારીમાં સુતાં સુતાં પણ જ્યાં સુધી નિદ્રા ન આવે ત્યાં સુધી જાપ કરી શકાય છે અને તે જાપ કરતાં નિદ્રા આવી જાય તો સ્વપ્ન પણ સારાં આવે છે. મતલબ કે–ગમે તે વખતે અને ગમે તે સ્થાને અશુચિસ્થાન વર્જીને જાપ કરવામાં વાંધો નથી.

મનુષ્યોનું આયુષ્ય ગમે તે પ્રકારે પૂરું થવાનું છે, પણ પોતાના જીવનમાં એકાદ મહત્ત્વનું કાર્ય કર્યું હોય તો ભાવી જીંદગી સુખી બને છે.

વ્યવહારના કોઈ પણ કાર્ય કરતાં પરમાત્માનું નામ ન ભૂલાય, કાર્ય પૂરું થાય કે તરત પ્રભુનું નામ યાદ આવે અને સ્વપ્નદશામાં પણ પરમાત્માનું સ્મરણ ચાલુ રહે, આટલી સ્થિતિ મનુષ્યો આ જીવનમાં પ્રાપ્ત કરે, તો તેણે મનુષ્યજીવનમાં સારી કમાણી કરી ગણાય અને તેનો જન્મ સફલ થયો કહેવાય.

જાપ અનેક પ્રકારના છે, પણ જે જાપ કરવામાં પોતાનું સાધ્ય સ્મરણમાં રહે, રોમેરોમમાં પોતાનું લક્ષ પરિણમી રહે, તે જાપ ઉત્તમ છે. આવો જાપ ' ॐ अर्हं नमः'– આ પાંચ અક્ષરનો છે. આનો અર્થ આ પ્રમાણે છે—

ૐકારમાં પંચપરમેષ્ઠિનો સમાવેશ થાય છે. પંચપરમેષ્ઠિ એ આત્માના શુદ્ધ સ્વરૂપની પ્રાપ્તિની ભૂમિકા છે. તે દરેકનો પ્રથમ અક્ષર લઈને ૐકાર બનેલો છે.

અરિહંત, અશરીરી, આચાર્ય, ઉપાધ્યાય અને મુનિ, –આ પાંચ ભૂમિકા છે.

આત્માનું શુદ્ધ પૂર્ણસ્વરૂપ તે અશરીરી સિદ્ધ પરમાત્મા છે. તેને દેહાતીત, પૂર્ણબ્રહ્મ, બ્રહ્મસ્વરૂપ, સિદ્ધ, અજર, અમર, અવિનાશી ઇત્યાદિ અનેક નામોથી બોલાવાય છે. આની અંદર નિર્વાણ પામેલા–મોક્ષે ગયેલા દરેક આત્માનો સમાવેશ થાય છે. ૧.

અરિહંત એ દેહમાં રહેલ પૂર્ણસ્વરૂપ પરમાત્માનું નામ છે અને દેહનો ત્યાગ કરતાં તે સિદ્ધ પરમાત્મા ગણાય છે. આની અંદર દરેક પૂર્ણજ્ઞાની, કેવળજ્ઞાની શ્રી તીર્થંકર આદિનો સમાવેશ થાય છે. ૨.

આચાર્યની અંદર પ્રભુમાર્ગના રક્ષક, પોષક, સંદેશવાહક, સત્ય વસ્તુના પ્રતિપાદક, સમુદાયના સ્વામી અને પૂર્ણતા મેળવવા પ્રયત્ન કરનારનો સમાવેશ થાય છે. ૩.

ઉપાધ્યાયની અંદર મૂળ વસ્તુતત્ત્વના પ્રતિપાદક, અનેક જીવોને જાગૃતિ આપનાર ઉચ્ચ કોટિના સાધકોનો સમાવેશ થાય છે. ૪.

મુનિઓની અંદર જેઓને બોધિબીજની પ્રાપ્તિ થઈ છે, તે પછીના સર્વસ્વ ત્યાગી, વૈરાગી તથા સ્વરૂપમાં રમણતા કરનારા સ્વપર ઉપકારી સર્વ સાધુવર્ગનો સમાવેશ થાય છે. ૫.

આ સર્વના પ્રથમ અક્ષર अ, अ, आ, उ, म થી ओंकार બનેલો છે. વ્યાકરણના નિયમ પ્રમાણે પાંચેય અક્ષર મળીને ओं થાય છે.

'अर्हं' એ અક્ષરો પરમેશ્વરસ્વરૂપ પરમેષ્ઠિપદના વાચક છે, શ્રી સિદ્ધચક્રનું આદિ બીજ છે, સર્વ શાસ્ત્રોનું રહસ્યભૂત છે, સર્વ વિઘ્નસમૂહોનો નાશ કરનાર છે અને સર્વ દૃષ્ટ એવાં જે રાજ્યસુખાદિ તથા અદૃષ્ટ એવાં જે સ્વર્ગસુખાદિ ફળને આપવા માટે તેનો જાપ કરનારને કલ્પદ્રુમ સમાન છે.

'ૐ' એ સર્વ મંત્રપદોમાં આદ્ય પદ છે અને સર્વ વર્ણોનો આદિજનક છે. એનું સ્વરૂપ અનાદ્યનંત ગુણયુક્ત છે. શબ્દસૃષ્ટિનું એ મૂળ બીજ છે, જ્ઞાનરૂપ જ્યોતિનું એ કેન્દ્ર છે, અનાહત નાદનો એ પ્રતિઘોષ છે, પરબ્રહ્મનો એ દ્યોતક છે અને પરમેષ્ઠિનો એ વાચક છે. સર્વ દર્શનો અને સર્વ તંત્રોમાં એ સમાનભાવે વ્યાપક છે અને યોગીજનોનો એ આરાધ્યવિભુ છે. સકામ ઉપાસકોને એ કામિત ફળ આપે છે અને નિષ્કામ ઉપાસકોને આધ્યાત્મિક ફળ આપે છે. હૃદયના ધબકારાઓની માફક એ નિરંતર યોગીઓના હૃદયમાં સ્ફુર્યા કરે છે. નીચેનો શ્લોક એના સ્થૂલ સ્વરૂપનું યથાર્થ વર્ણન કરે છે.

" ॐकारबिन्दुसंयुक्तं, नित्यं ध्यायन्ति योगिनः ।
कामदं मोक्षदं चैव, ॐकाराय नमो नमः ॥ "

'બિન્દુ સંયુક્ત ૐ છે તે સર્વ ઇચ્છિતને તથા મોક્ષને આપનારો છે, તેથી યોગીઓ નિત્ય એનું જ ધ્યાન કરે છે અને એને જ નમસ્કાર કર્યા કરે છે.'

अर्ह શબ્દ એ પરમાત્માનું નામ છે. अर्ह એટલે લાયક વિશ્વમાં જે લાયકમાં લાયક તત્ત્વ છે તે अर्ह છે. જેની આગળ વિશેષ લાયકાત બીજા કોઇની ન હોય તેને સૂચવનારો શબ્દ अर्ह છે, તેમજ અર્હ શબ્દ એ સિદ્ધચક્રનો બીજમંત્ર છે. સિદ્ધસમુદાય તે સિદ્ધચક્ર છે, જેમાં વિશ્વના તત્ત્વરૂપ દેવ, ગુરુ અને ધર્મ–એ ત્રણેય તત્ત્વોનો સમાવેશ થાય છે.

અરિહંત અને સિદ્ધ–એ બેની અંદર દેવનો સમાવેશ થાય છે, આચાર્ય, ઉપાધ્યાય અને મુનિઓનો ગુરુવર્ગમાં સમાવેશ થાય છે અને દર્શન, જ્ઞાન, ચારિત્ર તથા તપ–એ ચારનો ધર્મમાં સમાવેશ થાય છે. આત્માનું શુદ્ધ સ્વરૂપ પ્રગટ થવાના સાધનો તે ધર્મ છે. આત્માદિ વસ્તુનો બોધ તે જ્ઞાન છે. તેની દૃઢ શ્રદ્ધા તે દર્શન છે. જ્ઞાન અને શ્રદ્ધા પ્રમાણે વર્તન કરવું તે ચારિત્ર છે. સર્વ ઇચ્છાઓનો નિરોધ કરવો તે તપ છે. આ ચારને ધર્મ કહેવામાં આવે છે. ઉપરના પાંચ પરમેષ્ઠિ સાથે એ ચારને મેળવતાં નવ થાય છે. એ નવના સમુદાયને સિદ્ધચક્ર કહે છે. તે નવનો વાચક શબ્દ अर्ह શબ્દ બીજરૂપ હોવાથી તેમાં શ્રી સિદ્ધચક્રનો સમાવેશ થાય છે. આ દેવ, ગુરુ અને ધર્મ એ આત્માની ચડતી ભૂમિકાઓ છે. તેનું લક્ષ રાખી જાપ કરવો તે આત્માનો શબ્દરૂપે જાપ કરવા બરાબર છે. તે 'ॐ अर्ह नमः' આ જાપ છે. આ જાપ ગંભીર શબ્દવાળો છે. આ મંત્રના ક્રોડો જાપ કરવા જોઈએ. જાપ કરવાથી હલકા વિચારો આપણી આગળ આવતા નથી અને મન બીજે ભટકી પાપ બાંધતું બંધ થાય છે, ૐકારના જાપથી આપણી તરફ

પવિત્ર પરમાણુઓ ખેંચાઈ આવે છે, આપણી આજુબાજુનું વાતાવરણ પવિત્ર થાય છે, મન-શરીરાદિના પરમાણુઓ પવિત્ર બને છે, સંકલ્પો શુદ્ધ થાય છે, પાપ ઘટે છે, પ્રભુના માર્ગમાં આગળ વધવાના અધિકારી થઈએ છીએ, લોકપ્રિય થવાય છે, વ્યવહારની મુંઝવણ ઓછી થાય છે, તેમજ લાંબા વખતે વચનસિદ્ધિ પણ પ્રાપ્ત થાય છે. આ સર્વ પરમાત્માના નામસ્મરણથી થાય છે.

ટૂંકામાં કહીએ તો મનને પવિત્ર કરી શ્રદ્ધા, ભક્તિ ને સ્થિરતાપૂર્વક આ જાપ જપવાથી કર્મનો ક્ષય થાય છે તથા દરેક મનઃકામના સિદ્ધ થાય છે. અવધિજ્ઞાન જેવા વિશુદ્ધ જ્ઞાન પણ આ જાપથી પ્રગટે છે. આ જાપ સર્વ ગુણોનો બનેલો છે.

કોઈ પણ ધર્મને બાધ ન આવે તેવો આ જાપ છે, કેમકે-કોઈ પણ ધર્મનું આમાં વિશેષ નામ નથી, પણ સામાન્ય નામ છે કે-'**વિશ્વમાં કોઇ પણ લાયકમાં લાયક તત્ત્વ હોય તેને હું નમસ્કાર કરું છું.**' એટલે મહાફળદાયક આ જાપ દરેક મનુષ્યોએ કરવા યોગ્ય છે.

આગળ વધવા ઇચ્છનારને આ જાપ એ પ્રથમ ભૂમિકા છે. આંખો બંધ કરી ભૃકુટિની અંદર ઉપયોગ આપી ઊઘાડી આંખે જેમ જોઈએ તેમ બંધ આંખે અંદર જોવું અને ત્યાં '**ॐ अर्हं नमः**' આ મંત્રનો જાપ કરવો.

જે મનુષ્ય સંયમ અને શ્રદ્ધાપૂર્વક આ મંત્રપદનો યોગ્ય રીતિએ જાપ કરે છે, તેના સર્વ મનોરથ સફલ થાય છે.

# ‘અરિહંતચેઈઆણં’ના કાયોત્સર્ગમાં આવતા શ્રદ્ધાદિ પાંચ ગુણો

દેવવંદન, ચૈત્યવંદન અને પ્રતિક્રમણાદિ ક્રિયામાં બોલવામાં આવતા ‘અરિહંતચેઈઆણં’ના કાઉસ્સગ્ગમાં “**सद्धाए, मेहाए, धीइए, धारणाए, अणुप्पेहाए**”–એ પાંચ ગુણો જે આવે છે, તેનું વિવેચન ‘દેવદર્શન’ નામક ગ્રન્થરત્નની કરેલ ફુટનોટમાંથી સમજવા યોગ્ય ઉપયોગી ધારી આ નીચે આપવામાં આવે છે.

૧. **सद्धाए**-(શ્રદ્ધાવડે.) શ્રદ્ધા એ મિથ્યાત્વમોહનીયકર્મના ક્ષયોપશમાદિથી જન્ય ચિત્તની નિજ અભિલાષારૂપ એક પ્રકારની પ્રસન્નતા છે. આ શ્રદ્ધા જીવાદિ તાત્ત્વિક પદાર્થને અનુસરનારી, ભ્રાંતિનો નાશ કરનારી તથા કર્મફળ, કર્મસંબંધ અને કર્મના અસ્તિત્વની સમ્યક્ પ્રતીતિ કરાવનારી છે. શાસ્ત્રમાં એને ‘ઉદકપ્રસાદકમણિ’ની ઉપમા આપવામાં આવી છે. સરોવરમાં નાંખેલ ‘ઉદકપ્રસાદમણિ’ જેમ પંકાદિ કાલુષ્યને દૂર કરી સ્વચ્છતાને પમાડે છે, તેમ શ્રદ્ધામણિ પણ ચિત્તરૂપી સરોવરમાં રહેલ સંશય-વિપર્યયાદિ કાલુષ્યને દૂર કરી ભગવાન્ શ્રી અરિહંતપ્રણિત માર્ગ ઉપર સમ્યગ્ભાવ ઉત્પન્ન કરે છે.

૨. **मेहाए**-(મેધાવડે.) મેધા એ જ્ઞાનાવરણીયકર્મના ક્ષયોપશમથી ઉત્પન્ન થતો ગ્રન્થગ્રહણ પટુ પરિણામ–એક પ્રકારનો સદ્ગ્રન્થમાં પ્રવૃત્તિ કરાવનારો પરિણામ છે અને પાપ-

શ્રુતની અવજ્ઞા કરાવનારો તથા ગુરુવિનયાદિ વિધિમાં જોડનારો ચિત્તનો ધર્મ છે. શાસ્ત્રમાં એને 'આતુર ઔષધાપ્તિ-ઉપાદેયતા'ની ઉપમા આપવામાં આવી છે. જેમ કોઇ બુદ્ધિમાન રોગીને ઉત્તમ ઔષધની પ્રાપ્તિ થાય અને તેના વિશિષ્ટ ફલનો અનુભવ થાય, ત્યારે અન્ય સર્વ વસ્તુને દૂર કરી તેના ઉપર જ તેને મહાન્ ઉપાદેયભાવ અને ગ્રહણ કરવાનો આદર રહે છે; તેમ મેધાવી પુરુષોને પોતાની મેધા (બુદ્ધિ)ના સામર્થ્યથી સદ્ગ્રન્થને વિષે જ અત્યંત ઉપાદેયભાવ અને ગ્રહણાદર રહે છે, પણ બીજા ઉપર રહેતો નથી; કારણ કે-સદ્ગ્રન્થોને તેઓ ભાવ ઔષધરૂપ માને છે.

૩. **धीइप**-(ધૃતિવડે.) ધૃતિ એ મોહનીયકર્મના ક્ષયોપશમાદિથી ઉત્પન્ન થતી વિશિષ્ટ પ્રીતિ છે. અવન્ધ્ય કલ્યાણના કારણભૂત વસ્તુની પ્રાપ્તિના દૃષ્ટાંતવડે આ પ્રીતિ દીનતા અને ઉત્સુકતાથી રહિત તથા ધીર અને ગંભીર આશયરૂપ હોય છે. શાસ્ત્રમાં એને 'દૌર્ગત્યથી હણાએલાને ચિન્તામણીની પ્રાપ્તિ'ની ઉપમા આપવામાં આવી છે. જેમ દૌર્ગત્ય-દરિદ્રતાથી ઉપહત થયેલાને ચિન્તામણિરત્નની પ્રાપ્તિ થાય અને તેના ગુણ માલુમ પડે ત્યારે '**गतमिदानीं दौर्गत्यं**' 'હવે દરિદ્રપણું ગયું'-એ જાતિની માનસિક ધૃતિ-સંતોષ ઉત્પન્ન થાય છે, તેમ જિનધર્મરૂપી ચિન્તામણિરત્નની પ્રાપ્તિ થવાથી અને તેનો મહિમા માલુમ પડવાથી '**कइदानीं संसारः**'-'હવે સંસાર કોણ માત્ર છે?' એ જાતિની દુઃખની ચિન્તાથી રહિત માનસિક લાગણી ઉત્પન્ન થાય છે.

૪. **धारणाए**-(ધારણાવડે.) ધારણા એ જ્ઞાનાવરણીય-

કર્મના ક્ષયોપશમથી ઉત્પન્ન થનારી, પ્રસ્તુત એક વસ્તુને વિષય કરનારી તથા અવિચ્યુતિ, સ્મૃતિ અને વાસનારૂપ ભેદવાળી ચિત્તપરિણતિ છે. શાસ્ત્રમાં એને 'સાચા મોતીની માલાને પરોવવા'ના દૃષ્ટાંતની સાથે સરખાવી છે. તેવા પ્રકારના ઉપયોગની દૃઢતાથી તથા યથાયોગ્ય અવિક્ષિપ્તપણે સ્થાનાદિ યોગમાં પ્રવૃત્ત થવાથી યોગરૂપી ગુણની માળા નિષ્પન્ન થાય છે.

પ. अणुप्पेहाए-(અનુપ્રેક્ષાવડે.) અનુપ્રેક્ષા એ જ્ઞાનાવરણીયકર્મના ક્ષયોપશમથી ઉત્પન્ન થયેલો અનુભૂત અર્થના અભ્યાસનો એક પ્રકાર, પરમ સંવેગનો હેતુ, ઉત્તરોત્તર વિશેષ ને વિશેષ પ્રતીતિ કરાવનાર કેવલજ્ઞાનની સન્મુખ લઈ જનારો ચિત્તનો ધર્મ છે. શાસ્ત્રમાં એને 'રત્નશોધક અનલ'ની ઉપમા આપવામાં આવી છે. રત્નને પ્રાપ્ત થયેલો રત્નશોધક અનલ-અગ્નિ જેમ રત્નના મલને બાળી નાંખી શુદ્ધિ પેદા કરે છે, તેમ આત્મરત્નને પ્રાપ્ત થયેલો અનુપ્રેક્ષારૂપી અનલ કર્મમલને બાળી નાંખી કૈવલ્યને પેદા કરે છે; કારણ કે-તેનો તેવો સ્વભાવ જ છે. **'અરિહંતચેઈઆણં'નું સળંગ સૂત્રપદ** નીચે પ્રમાણે છેઃ—

**'अरिहंतचेइयाणं करेमि काउस्सग्गं-वंदणवत्तियाए पूअणवत्तियाए सक्कारवत्तियाए सम्माणवत्तियाए बोहिलाभवत्तियाए निरुवसग्गवत्तियाए, सद्धाए मेहाए धीइए धारणाए अणुप्पेहाए वड्ढमाणीए ठामि काउस्सग्गं।'**

**અર્થ**-'અરિહંતોના પ્રતિમાલક્ષણ ચૈત્યોને વન્દનાદિ કરવા માટે કાયોત્સર્ગ કરું છું. વન્દન નિમિત્તે-વન્દન એટલે

મન-વચન-કાયાની પ્રશસ્ત પ્રવૃત્તિ, (કાયોત્સર્ગથી જ મને વન્દનનું ફળ કેવી રીતે મળે? એમ સર્વત્ર સમજી લેવું.) પૂજન નિમિત્તે, સત્કાર નિમિત્તે, સન્માન નિમિત્તે, બોધિ-લાભ નિમિત્તે, નિરુપસર્ગ-મોક્ષ નિમિત્તે, વધતી એવી શ્રદ્ધા-વડે, મેધાવડે, ધૃતિવડે, ધારણાવડે અને અનુપ્રેક્ષાવડે કાયો-ત્સર્ગમાં સ્થિત રહું છું.'

વધતી કિન્તુ અવસ્થિત નહિ. વધતી શ્રદ્ધા, વધતી મેધા, વધતી ધૃતિ, વધતી ધારણા અને વધતી અનુપ્રેક્ષા.

શ્રદ્ધાથી રહિત આત્માને કાયોત્સર્ગ કરવા છતાં અભિલષિત અર્થની સિદ્ધિ માટે થતો નથી, માટે 'सद्धाए' ઈત્યાદિ પદો કહેલાં છે.

આ રીતે ભગવાન શ્રી અરિહંતની પ્રતિમાને વન્દનાદિ નિમિત્તે કાયોત્સર્ગ કરવામાં આવે છે. આ શ્રદ્ધાદિ પાંચ ગુણો અપૂર્વકરણ નામની મહાસમાધિના બીજ છે. તેના પરિપાક અને અતિશયથી '**અપૂર્વકરણ**'ની પ્રાપ્તિ થાય છે. કુતર્કોથી ઉત્પન્ન થતા મિથ્યા વિકલ્પોને દૂર કરી શ્રવણ, પઠન, પ્રતિપત્તિ, ઇચ્છા અને પ્રવૃત્તિમાં જોડાવું એ એનો પરિપાક છે તથા સ્થૈર્ય અને સિદ્ધિ પ્રાપ્ત કરવી એ એનો અતિશય છે. શ્રદ્ધાદિ ગુણોના પરિપાક અને અતિ-શયથી પ્રધાન પરોપકારના હેતુભૂત 'અપૂર્વકરણ' નામના ગુણસ્થાનકની પ્રાપ્તિ થાય છે.

લાભનો ક્રમ પણ એ રીતે જ છે. શ્રદ્ધાથી મેધા, મેધાથી ધૃતિ, ધૃતિથી ધારણા અને ધારણાથી અનુપ્રેક્ષા

તથા વૃદ્ધિનો ક્રમ પણ એ રીતે જ છે. શ્રદ્ધાની વૃદ્ધિથી મેધાની વૃદ્ધિ, મેધાની વૃદ્ધિથી ધૃતિની વૃદ્ધિ, ધૃતિની વૃદ્ધિથી ધારણાની વૃદ્ધિ અને ધારણાની વૃદ્ધિથી અનુપ્રેક્ષાની વૃદ્ધિ થાય છે.

  

## આત્માની સ્વતંત્રતા

દરેક જીવ પોતાના કર્મવડે પોતાની કાર્ય કરવાની શક્તિ ઉત્પન્ન કરે છે, તેમજ પોતાની અમુક શરીરમાં, દેશમાં, કાળમાં કે ભાવમાં રહેવાની મર્યાદા પણ પોતે જ બાંધે છે; છતાં આ મર્યાદાને વધારવા કે શક્તિઓને ખીલવવા તે કેવળ સ્વતંત્ર છે. આ મર્યાદા અને શક્તિને સંકુચિત પણ એ જ જીવ કરી શકે છે.

કર્મના જે બંધન મનુષ્યને નડે છે તે તેણે પોતે જ બાંધેલાં છે. એ બંધનોને મજબુત કરવાં કે ઢીલાં કરવાં અથવા તોડવા એ તેના જ હાથમાં છે. કુંભાર જેમ માટી લઇને તેમાંથી નવા નવા ઘાટ ઘડે છે, તેમ જીવ પણ કર્મદ્વારા-પરિણામે કરી નવા નવા કર્મનો સંગ્રહ કરે છે અને ઘાટ ઘડે છે.

# ચતુર્થ અવિરતિ-સમ્યગ્દષ્ટિ અને પંચમ દેશવિરતિ ગુણસ્થાન

[ અવિરતિસમ્યગ્દષ્ટિ અને દેશવિરતિ ગુણસ્થાનમાં કેવા ઉચ્ચ ગુણોનો સમાવેશ થાય છે, તે બહુ ટૂંકામાં જણાવવાનો આ લેખનો હેતુ છે. તે ગુણો હોય તો જ ચોથું અને પાંચમું ગુણસ્થાન કહી શકાય છે. જે પૂર્વપૂર્વના ગુણસ્થાનમાં ગુણો હોય, તે ઉત્તરઉત્તર ગુણસ્થાનોમાં હોય જ એમ દરેક સ્થાને સમજી લેવું. ]

**ચોથું અવિરતિસમ્યગ્દષ્ટિ ગુણસ્થાન**-સંપૂર્ણપણે પાપવ્યાપારથી જેઓ વિરમ્યા હોય તે વિરત કે વિરતિ કહેવાય છે અને જેઓ પાપવ્યાપારથી બીલ્કુલ વિરમ્યા નથી તે અવિરત કે અવિરતિ કહેવાય છે. પાપવ્યાપારથી સર્વથા નહિ વિરમેલા સમ્યગ્દષ્ટિ આત્માઓ ' અવિરતિ સમ્યગ્દષ્ટિ ' કહેવાય છે. આ સમ્યગ્દષ્ટિ આત્માઓ અવિરતિ નિમિત્તે થતાં દુરંત નરકાદિ દુઃખ જેનું ફળ છે, એવા કર્મબંધને જાણતાં છતાં અને પરમ મુનીશ્વરોએ પ્રરૂપેલ સિદ્ધિરૂપ મહેલમાં ચડવાની નિસરણી સમાન વિરતિ છે એમ પણ જાણતાં છતાં, વિરતિનો સ્વીકાર કરી શકતા નથી તેમ પાલન માટે પ્રયત્ન પણ કરી શકતા નથી; કારણ કે-તેઓ અપ્રત્યાખ્યાનાવરણ કષાયના ઉદયથી દબાએલા હોય છે. તે કષાયો અલ્પ પણ પચ્ચખ્ખાણને રોકે છે ( છતાં અહીં યમ-નિયમના સ્વીકારનો બાધ નથી, કારણ કે-અવિરતિસમ્યગ્દષ્ટિ આત્માને પૂ. ઉપાધ્યાયજીકૃત આઠ દૃષ્ટિની સજ્ઝાયમાં તેમજ યોગદૃષ્ટિસમુચ્ચયમાં તેનો સ્વીકાર માનેલો

છે. મિથ્યાદૃષ્ટિ તથા અભવી જીવોને પણ યમ-નિયમ હોય છે, તો પછી સમ્યગ્દૃષ્ટિને તે હોય તેમાં શું કહેવું? કોઈક જ શ્રેણિકાદિક જેવા આત્માને તે ન પણ હોય.) તથા અવિરતિનિમિત્તક કર્મબંધને અને રાગદ્વેષજન્ય દુઃખને જાણતાં છતાં, તેમજ વિરતિથી થતાં સુખને ઈચ્છતા છતાં પણ વિરતિ ધારણ કરવા માટે અસમર્થ થાય છે. પોતાના પાપકર્મને નિંદતા એવા જેણે જીવ-અજીવનું, જડ-ચેતનનું સ્વરૂપ જાણ્યું છે, જેની શ્રદ્ધા અચળ છે અને જેણે મોહને ચલિત કર્યો છે, એવો આ **અવિરતિસમ્યગ્દૃષ્ટિ** આત્મા હોય છે. આ અવિરતિ આત્માને અંતરકરણના કાળમાં જેનો સંભવ છે તે 'ઉપશમસમ્યક્ત્વ' અથવા વિશુદ્ધ દર્શન-મોહની-સમ્યક્ત્વમોહની ઉદયમાં છતાં જેનો સંભવ છે તે 'ક્ષાયોપશમિક સમ્યક્ત્વ' અથવા દર્શનમોહનીયનો સર્વથા ક્ષય થવાથી ઉત્પન્ન થતું 'ક્ષાયિક સમ્યક્ત્વ'-આ ત્રણ સમ્યક્ત્વમાંથી કોઈ પણ સમ્યક્ત્વ હોય છે. આ ગુણના પ્રભાવથી આત્મા સ્વપરની વહેંચણી કરી શકે છે અર્થાત્ દેહ અને આત્માના ભેદજ્ઞાનને પ્રાપ્ત કરે છે. આ ભેદ-જ્ઞાનની દુર્લભતા વિષે પૂ. ઉ. શ્રી યશોવિજયજીકૃત '**જ્ઞાનસાર**'ના વિવેકાષ્ટકમાં કહ્યું છે કે—

"देहात्माद्यविवेकोऽयं, सर्वदा सुलभो भवे ।
भवकोट्याऽपितद्भेदविवेकस्त्वतिदुर्लभः ॥"

સંસારમાં શરીર, આત્મા આદિ શબ્દથી વચન અને ચિત્તનો અવિવેક-અભેદ એ સદા સુલભ છે, પરંતુ તે દેહાત્માદિનું ભેદપરિજ્ઞાન-આત્માની એકતાનો નિશ્ચય કોટિ-

જન્મોવડે પણ અત્યંત દુર્લભ છે. સંસારમાં બધાય ભવસ્થ જીવો શરીર અને આત્માની અભેદ વાસનાથી વાસિત જ હોય છે. ભેદજ્ઞાની કોઈક જ હોય છે. સમયપ્રાભૃતમાં કહ્યું છે કે-

“ सदपरिचिदाणुभूता सव्वस्स वि कामभोगबंधकहा ।
एगन्तसुलभो णवरि ण सुलभो विभत्तस्स ।। ”

‘સર્વ જીવોને પણ કામભોગાદિ બન્ધની કથા સાંભળવામાં આવી છે, પરિચયમાં આવી છે અને અનુભવમાં આવેલી છે તેથી સુલભ છે, પરંતુ વિભક્ત-શરીરાદિથી ભિન્ન એવા આત્માની એકતા સાંભળવામાં આવી નથી, પરિચયમાં આવી નથી અને અનુભવમાં આવી નથી તેથી સુલભ નથી.’

સમ્યગ્દૃષ્ટિને આવું ભેદજ્ઞાન હોય છે. તેનો સંસાર તરફનો તીવ્ર આસક્તિભાવ ઓછો થઈ ગયેલો હોય છે, તે પૂર્વના અશુભ કર્મના ઉદયથી કદાચ પાપક્રિયામાં પ્રવર્તે તો પણ પશ્ચાત્તાપપૂર્ણ હૃદયે પ્રવર્તે છે અને આત્માને હિતકારી પ્રવૃત્તિમાં ઉલ્લાસપૂર્ણ હૃદયે પ્રવર્તે છે. તેના ગુણોના સ્વરૂપભેદને અવિરતિસમ્યગ્દૃષ્ટિ ગુણસ્થાન કહે છે. નીચેના ગુણસ્થાનની અપેક્ષાએ અહીં અનંતગુણહીન-વિશુદ્ધિ હોય છે.

**પાંચમું દેશવિરતિ ગુણસ્થાન**-જે સમ્યગ્દૃષ્ટિ આત્મા સર્વવિરતિની ઈચ્છા છતાં પણ પ્રત્યાખ્યાનાવરણ કષાયના ઉદયથી હિંસાદિ પાપવાળી ક્રિયાઓનો સર્વથા ત્યાગ કરી શકતો નથી, પરંતુ દેશથી-અંશતઃ ત્યાગ કરી શકે છે, તે ‘દેશવિરતિ’ કહેવાય છે. તેમાં કોઈ એક વ્રતવિષયક

સ્થૂલ સાવદ્ય યોગનો ત્યાગ કરે છે, કોઈ બે વ્રત સંબંધી યાવત્ કોઈ સર્વવ્રતવિષયક અનુમતિ વર્જીને સાવદ્ય યોગનો ત્યાગ કરે છે.

અનુમતિ ત્રણ પ્રકારે છે. ૧–પ્રતિસેવાનુમતિ, ૨–પ્રતિશ્રવણાનુમતિ, અને ૩–સંવાસાનુમતિ. તેમાં જે કોઈ પોતે કરેલા કે બીજાએ કરેલા પાપકાર્યની પ્રશંસા કરે તથા સાવદ્યારંભથી તૈયાર કરેલા ભોજનને ખાય ત્યારે 'પ્રતિસેવનાનુમતિ' દોષ લાગે છે, પુત્રાદિએ કરેલા હિંસાદિ સાવદ્ય કાર્યને સાંભળે–તેને સંમત થાય પણ તેનો નિષેધ ન કરે ત્યારે 'પ્રતિશ્રવણાનુમતિ' દોષ લાગે છે અને હિંસાદિ સાવદ્ય કાર્યમાં પ્રવૃત્ત થયેલા પુત્રાદિકમાં માત્ર મમત્વ રાખે, પરંતુ તેના પાપકાર્યને સાંભળે નહિ, વખાણે પણ નહિ ત્યારે તેને 'સંવાસાનુમતિ' દોષ લાગે છે. તેમાં જે 'સંવાસાનુમતિ' સિવાય સર્વ પાપવ્યાપરનો ત્યાગ કરે છે તે ઉત્કૃષ્ટ દેશવિરતિ શ્રાવક કહેવાય છે અને સંવાસાનુમતિનો પણ જ્યારે ત્યાગ કરે ત્યારે તે યતિ–સર્વથા પાપવ્યાપારથી વિરમેલો સાધુ કહેવાય છે. કહ્યું છે કે–'સમ્યગ્દર્શન સહિત પોતાની શક્તિના પ્રમાણમાં વિરતિને ગ્રહણ કરતો એક વ્રતથી માંડી છેવટ સંવાસાનુમતિ સિવાય સર્વથા પાપવ્યાપારનો ત્યાગી દેશવરતિ કહેવાય છે. તે દેશવિરતિ આત્મા પરિમિત વસ્તુનો ઉપયોગ કરતો અને અપરિમિત અનંત વસ્તુનો ત્યાગ કરતો પરલોકને વિષે અપરિમિત અનંત સુખ પામે છે.' આ દેશવિરતિપણું અપ્રત્યાખ્યાનાવરણ કષાયનો ક્ષયોપશમ થવાથી પ્રાપ્ત થાય છે. આ ગુણસ્થાનકે અવિરતિસમ્યગ્દૃષ્ટિ

ગુણસ્થાનકની અપેક્ષાએ અનંતગુણી વિશુદ્ધિ હોય છે અને તેના જઘન્યથી માંડી ક્રમશઃ ચડતા ચડતા અસંખ્યાતા સ્થાનકો કહ્યા છે. કહ્યું છે કે-'તે અવિરતિ સમ્યગ્દૃષ્ટિ ગુણસ્થાનકથી આરંભી ઉત્તરોત્તર વધતી વિશુદ્ધિને પ્રાપ્ત કરતો પૂર્વક્રમે વિશુદ્ધિના અનેક સ્થાનો પર આરૂઢ થાય છે-ચઢે છે અને અપ્રત્યાખ્યાનાવરણીય કષાયનો ક્ષયોપશમ કરે છે તેથી તેને અલ્પ અલ્પ પાપવ્યાપારનો ત્યાગ કરવાની બુદ્ધિ થાય છે.' અહીં પ્રત્યાખ્યાનાવરણીય કષાયનો ઉદય હોવાથી સર્વથા પાપવ્યાપારનો ત્યાગ હોતો નથી. કહ્યું છે કે-સર્વથા પ્રકારે પાપવ્યાપારનો ત્યાગ કરવાની ઇચ્છા છતાં પણ તેને દબાવે છે તેથી પ્રત્યાખ્યાનાવરણીય કહેવાય છે. એ રીતે દેશવિરતિના સ્વરૂપવિશેષને દેશવિરતિ ગુણસ્થાન કહે છે.

  

## કાર્ય-કારણના નિયમો

કર્મનો સામાન્ય અર્થ-કરાય તે કર્મ. આ અપેક્ષાએ કાર્ય થાય છે. આ કાર્ય માત્રને કારણ હોવું જોઇએ. દરેક કાર્ય ભૂતકાળમાં થયેલા કારણનું કાર્ય છે અને તે જ કાર્ય ભવિષ્યમાં થવાના કાર્યનું પાછું કારણ થાય છે. આ પ્રમાણે જોતાં દરેક કર્મ એક રીતે કાર્ય છે અને બીજી રીતે જોતાં કારણ છે. આ રીતે કાર્ય માત્રને કાર્ય-કારણ સંબંધ છે.

# શ્રદ્ધાન અને સમ્યક્ત્વનો કથંચિત્ ભેદ

શ્રદ્ધાન એ ઉત્તમ અધ્યવસાયરૂપ છે. તત્ત્વાર્થશ્રદ્ધાન એ સમ્યક્ત્વનું કાર્ય છે. જ્યાં જ્યાં શ્રદ્ધા હોય ત્યાં ત્યાં સમ્યક્ત્વ જરૂર હોય. દૃષ્ટાંત એ કે-જેણે મનઃપર્યાપ્તિ પૂરી કરી છે એવા કરણપર્યાપ્તા અને દશે પ્રાણોને ધારણ કરનાર શ્રદ્ધાવાળા શ્રી તીર્થંકરદેવ આદિ મહાપુરુષોને સમ્યક્ત્વ જરૂર હોય છે. આ બાબતમાં ન્યાય પણ એમ જ સ્પષ્ટ જાહેર કરે છે કે-રસોડાના દૃષ્ટાંતે જ્યાં ધૂમાડો હોય ત્યાં અગ્નિ જરૂર હોય જ; પરંતુ જેમ તપાવેલા લોઢાના ગોળા આદિમાં ધૂમાડા વિના પણ અગ્નિ દેખાય છે અને રસોડા આદિમાં ધૂમ સહિત અગ્નિ દેખાય છે, તેમ જ્યાં સમ્યક્ત્વ હોય ત્યાં તે જીવને શ્રદ્ધા હોય અથવા ન પણ હોય. જેઓ પાછલા ભવનું સમ્યક્ત્વ લઈને માતાના ગર્ભમાં ઉપજે છે, એવા શ્રી તીર્થંકર આદિ મહાપુરુષોને મનઃપર્યાપ્તિ પૂરી થયા પહેલાં એકલું સમ્યક્ત્વ હોય છે અને તે પર્યાપ્તિ પૂરી થયા પછી બન્ને સમ્યક્ત્વ અને શ્રદ્ધા હોય છે. આથી સાબીત થયું કે-ખરી રીતે સમ્યક્ત્વ અને શ્રદ્ધા એ બન્ને અલગ છે, છતાં ઔપચારિક ભાવથી સમ્યક્ત્વરૂપ (શ્રદ્ધાના) કારણમાં શ્રદ્ધારૂપ (કાર્ય)નો ઉપચાર કરીએ તો બન્ને એક પણ કહી શકાય, એમ 'ધર્મસંગ્રહ'માં પૂ. ઉ. મ.ના વચનોથી જાણી શકાય છે. તાત્પર્ય એ કે-શ્રદ્ધાન એ ઉત્તમ માનસિક અધ્યવસાયરૂપ છે, તેથી એકાંતે શ્રદ્ધા અને સમ્યક્ત્વ એક જ માનવામાં ઉપર જણાવેલા અપર્યાપ્તા જીવોમાં

અને સિદ્ધ પરમાત્મા વિગેરેમાં પણ સમ્યક્ત્વનું લક્ષણ ઘટી શકે નહિ; કારણ કે-તેઓને મન નથી માટે શ્રદ્ધારૂપ સમ્યક્ત્વ પણ હોઈ શકે નહિ. શ્રી તીર્થંકરદેવોએ તો તેમને સમ્યક્ત્વ હોય એમ કહ્યું છે, જેથી આ ગુંચવણ દૂર કરવા માટે શ્રી ભદ્રબાહુસ્વામીએ 'આત્મપરિણામરૂપ સમ્યક્ત્વ' એમ ફરમાવ્યું. આ લક્ષણ સર્વત્ર વ્યાપક છે એમ સમજવું.

  

## વિચારશક્તિ

ધ્યાન અને યોગના સ્વતંત્ર માર્ગો આપણી વિચારશક્તિના સદ્વ્યય અને નિરોધને માટે જ યોજાયેલા છે. ચિત્તની વૃત્તિઓનો નિરોધ કરવો તે યોગ છે. વિચારશક્તિ એ મહાન્ શકિત છે. વિશ્વમાં તમામ માયિક સુખદુઃખની ઉત્પત્તિ આ વિચારશક્તિના સદુપયોગથી અને દુરૂપયોગથી જ થાય છે અને મનની નિર્વિકલ્પ દશામાંથી આત્માની અનંત શક્તિઓ પ્રગટ થાય છે, જે શાશ્વત હોઈ પરમ શાંતિ આપનાર છે.

# સમ્યક્ શ્રદ્ધારહિત જ્ઞાનની અસાર્થકતા

શ્રદ્ધાની પ્રાપ્તિ એ સૌથી દુષ્કર છે. જ્ઞાનપ્રાપ્તિ એ દુન્યવી લોભથી પણ થઇ શકે છે, જ્યારે દુન્યવી લોભ એ સમ્યક્ શ્રદ્ધાની પ્રાપ્તિમાં કામ આવી શકતો નથી, ઊલટો અંતરાયરૂપ થઇ પડે છે. સાડા નવ પૂર્વના જ્ઞાની પણ અશ્રદ્ધાળુ રહી ગયા અને અલ્પ જ્ઞાનને ધરનારા પણ શ્રી જિનવચન પ્રત્યે નિઃશંકપણે શ્રદ્ધાળુ આત્માઓ ઉભય લોક સાધી ગયા. શ્રદ્ધાની પ્રાપ્તિ દુષ્કર એટલા માટે છે કે-અમુક અંશે પણ દુન્યવી સ્વાર્થથી નિઃસ્પૃહ બન્યા વગર તે પ્રગટ થઈ શકતી નથી, જ્યારે જ્ઞાનની પ્રાપ્તિ સર્વ પ્રકારના દુન્યવી સ્વાર્થથી ભરેલા આત્માઓમાં પણ દુન્યવી દૃષ્ટિએ ઊંચામાં ઊંચી કોટિની લાગે તેવી પણ થઈ શકે છે. એ કારણે ઉત્તમ અગર અધમ મનુષ્યની સાચી પરીક્ષા ' તેનામાં કેટલું જ્ઞાન છે ? ' એની તપાસ એ દ્વારા થઈ શકતી નથી, પરંતુ ' તે કેવી જાતિની શ્રદ્ધા ધરાવે છે ? ' અર્થાત્ ' તેની શ્રદ્ધા, વિશ્વાસ અને રુચિ કયા પદાર્થ ઉપર છે ? ' એની પરીક્ષા એ દ્વારા જ થઈ શકે છે.

ઊંચી કોટિનું જ્ઞાન ધરાવનાર આત્મા પણ જો અધમ કોટિની રુચિવાળો હોય, તો તે દુનિયામાં પણ ઉત્તમ ગણાતો નથી. મનુષ્યની પરીક્ષા તેની રુચિ ઉપર છે પણ માત્ર જ્ઞાન ઉપર નથી. ધનની રુચિવાળો જ્ઞાની પણ પાપી બને છે અને ધર્મની રુચિવાળો અજ્ઞાની પણ નિષ્પાપ જીવન ગાળી શકે છે. જીવનમાં પાપી બનવું કે નિષ્પાપ બનવું તેનો મૂખ્ય

આધાર જ્ઞાન ઉપર નથી પણ રુચિ ઉપર છે. એ રુચિને સુધારનાર જ્ઞાન તારક છે અને બગાડનાર જ્ઞાન ડૂબાવનાર છે.

અધમ રુચિવાળા આત્માઓ પોતાની તે રુચિને છોડી નહિ શકતા હોવાથી ઉત્તમ રુચિવાળા આત્માઓ પ્રત્યે તેમનો વિરોધ ચાલુ હોય છે. એ વિરોધનું મૂળ રુચિનો ભેદ છે. જ્યાં સુધી બે વિરુદ્ધ પ્રકારની રુચિ રહે-વાની છે ત્યાં સુધી એ વિરોધ પણ કાયમ રહેવાનો છે. એ વિરોધને જેઓ ટાળવા ઇચ્છતા હોય, તેઓએ રુચિનો ભેદ ટાળવાની પ્રથમ આવશ્યક્તા છે. પરસ્પર વિરુદ્ધ રુચિવાળા જીવો પોતાની તે રુચિને સમાન બનાવ્યા વગર એકમતિ બનાવવા માગતા હોય અગર તેઓને જો કોઈ એકમતિ બનાવવા ઇચ્છતું હોય, તો તેઓની તે ઇચ્છા કેવી રીતિએ ફલિભૂત થવાની છે? એકમતિ બનવા માટે રુચિની એકતા કરવી એ પ્રથમ આવશ્યક છે.

તે રુચિની એકતા કરવાનો પ્રયાસ કર્યા વગર જ જગતને એક અભિપ્રાયવાળું બનાવી દેવાની ચેષ્ટા કરવી, એ એક બાલિશ ચેષ્ટા જ છે. સર્વધર્મસમભાવ, સર્વદર્શનસમભાવ, સર્વશાસ્ત્રસમભાવ આદિની વાતો કરનારા એ ધર્મરુચિ સમાજને ધર્મરુચિથી ભ્રષ્ટ કરી અધર્મરુચિ બનાવવા માટેનો પ્રયાસ કરનારા છે. જ્યાં સુધી રુચિભેદ રહેવાનો છે ત્યાં સુધી ધર્મભેદ પણ રહેવાનો છે, ધર્મભેદ રહેવાનો છે ત્યાં સુધી દર્શનભેદ પણ રહેવાનો છે, દર્શનભેદ રહેવાનો છે ત્યાં સુધી શાસ્ત્રભેદ પણ રહેવાનો જ છે અને શાસ્ત્રભેદ રહે-વાનો છે ત્યાં સુધી જ્ઞાનભેદ પણ રહેવાનો છે. એ જ રીતિએ

સર્વજાતિસમભાવ, સર્વસંપ્રદાયસમભાવ, નરનારીસમભાવ આદિની વાતો પણ તેટલી જ ઉન્માર્ગે દોરનારી છે. જ્યાં સુધી આચારભેદ રહેવાનો છે ત્યાં સુધી વિચારભેદ પણ રહેવાનો છે. જ્યાં સુધી વિચારભેદ રહેવાનો છે ત્યાં સુધી યોગ્યતાભેદ પણ રહેવાનો છે અને જ્યાં સુધી યોગ્યતાભેદ રહેવાનો છે ત્યાં સુધી સંપ્રદાયભેદ અને નરનારીનો ભેદ પણ રહેવાનો જ છે.

વિના શ્રદ્ધા જ્ઞાનની પ્રાપ્તિ શક્ય નથી અને શ્રદ્ધાથી ચ્યુત થનારાનો વિનિપાત સુનિશ્ચિત છે. શ્રદ્ધા એ સર્વ ગુણોનું મૂળ છે. પરમાર્થના કે વ્યવહારના માર્ગમાં શ્રદ્ધા-ભ્રષ્ટ આત્માઓ સર્વદા નાલાયક મનાયા છે. જો કોઈ પણ આત્માને તેના કલ્યાણમાર્ગમાંથી ભ્રષ્ટ કરવો હોય, તો તેનો સરળમાં સરળ ઉપાય એ છે કે-સૌથી પ્રથમ તેના કલ્યાણ-માર્ગની શ્રદ્ધાથી ભ્રષ્ટ કરવો. માનસશાસ્ત્રીઓનું પણ કહેવું છે કે-વિચાર એ આચારને ઘડનાર છે. જો કોઇ માણસને સુધારવો યા બગાડવો હોય, તો સૌથી પહેલાં તેના વિચારો ફેરવવા પ્રયત્ન કરવો જોઈએ. જ્યાં સુધી તે પોતાના વિચા-રોમાં મક્કમ હશે ત્યાં સુધી તેને તેના આચારમાર્ગથી ખસેડવો દુઃશક્ય છે.

સદ્‌વિચારોની મક્કમતાનું નામ જ શ્રદ્ધા છે. સાચી શ્રદ્ધા આત્મપરિણામરૂપ હોય છે. એ શ્રદ્ધા જ્ઞાનથી ઘડાય છે એ વાત સાચી છે, તો પણ સર્વ પ્રકારનું જ્ઞાન શ્રદ્ધાને ઘડનાર કે દઢ કરનાર જ થાય છે એમ કહેવું એ સાચું નથી. જ્ઞાનથી જેમ વિચારો અને શ્રદ્ધા મક્કમ બને છે, તેમ જ્ઞાનથી જ વિચારો

અને શ્રદ્ધા નષ્ટ થાય છે યા શિથિલ બને છે. શ્રદ્ધાને ઘડનાર, સ્થિર કરનાર કે વધારનાર જ્ઞાન જેમ સહાયક અને આદરણીય છે, તેમ શ્રદ્ધાને બગાડનાર, ઉખેડનાર કે નાશ કરનાર જ્ઞાન તેટલું જ અનર્થકારક અને અનાદરણીય છે. બધાનો મથિતાર્થ એ જ છે કે–જો માનવીને ચઢાવવો કે પાડવો હોય, તો સૌથી પ્રથમ એની વિચારણાને પલટાવવાની જ મોટામાં મોટી આવશ્યકતા રહે છે અને એટલા માટે કોઇ પણ ક્ષેત્રના નાયકો સૌથી પ્રથમ પ્રયત્ન તેને માટે જ કરે છે.

આ ઉપરથી વસ્તુસ્થિતિ જાણનારા બહુ સહેલાઈથી સમજી શકશે કે–શ્રી જૈનશાસને વિપરીત શ્રદ્ધાનરૂપ મિથ્યાત્વને પરમ શત્રુ તરીકે સ્વીકાર્યો છે તે સોએ સો ટકા વ્યાજબી છે. મિથ્યાત્વ એ વિચારોને વિપરીત માર્ગે પલટાવનાર છે અને એટલા માટે જ શ્રી જૈનશાસનથી ચ્યુત કરવાનો ઈરાદો ધરાવનાર કોઈ પણ આત્મા શ્રી જૈનશાસનને અનુસરનાર આત્માઓની સમ્યક્ શ્રદ્ધા ઉપર પ્રથમ ઘા કરે છે. શ્રદ્ધા ઉપર ઘા કર્યા વિના કેવળ આચારોને ખોટા વર્ણવવાનો પ્રયત્ન કરનારા શ્રી જૈનશાસનને પરાજિત કરવા માટે કદી પણ સફળ થઇ શકતા નથી. જેટલી સફળતા તેઓ શ્રદ્ધાને નબળી પાડવામાં મેળવી શકે છે, તેટલી જ સફળતા તેઓને ત્યાર પછી બીજા કાર્યોમાં મળી શકે છે. આ વસ્તુ ધ્યાનમાં રાખીને જ કેટલાક બહુલકર્મી આત્માઓ શ્રી જિનમતના અનુયાયીઓની શ્રદ્ધાના પાયા હચમચાવવા ભારે પ્રયત્ન કરી રહ્યા હોય તેમ જોઈ શકાય છે. શાસનનો પાયો શ્રદ્ધા છે અને એ શ્રદ્ધાને જ ઉડા-

વવાનો પ્રયત્ન કરનારા શાસનના પાયાને જ ઉખાડવાનો પ્રયત્ન કરનારા છે.

શ્રદ્ધા યાને સન્માર્ગ પ્રત્યેની રુચિ, એ માનવસમાજનું અને જૈનસમાજનું અમૂલ્ય ધન છે. એ ધન જેટલું અમૂલ્ય છે, તેટલું જ તેનું રક્ષણ કરવું કઠિન છે. અમૂલ્ય વસ્તુઓને પડાવી લેનારા, પડાવી લેવા માટે તાકી રહેનારા અને એ ચાલ્યું જાય છે તો રાજી થનારા દુનિયામાં ઓછા હોતા નથી.

વિપરીત શ્રદ્ધાનરુપ મિથ્યાત્વના નાશનો પરમ ઉપાય જગતના એકના એક સન્માર્ગરૂપ શ્રી અરિહંતાદિ સુદેવ, સુગુરુ અને સુધર્મતત્ત્વની યથાર્થ શ્રદ્ધાપૂર્વક આરાધના જ છે.

  

## સાચી શ્રદ્ધા

જે જડ શ્રદ્ધા શાસ્ત્રપ્રામાણ્ય પર અવલંબે છે અને આત્મનિષ્ઠ બનવાનો પરિશ્રમ વેઠ્યા વિના ધર્મનાં આશ્વાસન અનુભવવા ઈચ્છે છે, તે શ્રદ્ધા અથવા સદ્દ્ભૂત અર્થોનું તથાવિધ આત્મપરિણતિ વિનાનું શ્રદ્ધાન અને સ્વાનુભવના પાયા પર સ્થિર અને દૃઢમૂલ થયેલી શ્રદ્ધા, એ બેમાં જમીન-આસમાનનો ફરક છે. શ્રદ્ધા એટલે કોઈ એક અથવા અનેક મતમતાંતર નહિ. પછી ભલેને તે ગમે તેટલાં સાચાં કાં ન હોય? શ્રદ્ધા એ આત્માની આંખ છે. જેમ ભૌતિક ઈંદ્રિયો દ્વારા ભૌતિક વસ્તુઓનું આકલન થાય છે, તેમ જે શક્તિવડે અતીન્દ્રિય-આધ્યાત્મિક વસ્તુઓનું આકલન થાય છે તે શક્તિનું નામ શ્રદ્ધા છે અને એ જ સાચી શ્રદ્ધા છે.

# તત્ત્વનિશ્ચયરૂપ બોધિરત્નની દુર્લભતા

રાજ્ય, ચક્રવર્તિપણું કે ઇન્દ્રપણું પ્રાપ્ત થવું દુર્લભ નથી, પણ બોધિની પ્રાપ્તિ અત્યન્ત દુર્લભ છે–એમ શ્રી જિનપ્રવચનમાં કહ્યું છે. સર્વ જીવોએ બધા ભાવો પૂર્વે અનંત વાર પ્રાપ્ત કર્યાં છે, પરન્તુ તેને કદાપિ બોધિની પ્રાપ્તિ થઈ નથી, તેથી જ સંસારમાં પરિભ્રમણ કરે છે. સર્વ જીવોને અનંત પુદ્‌ગલપરાવર્ત વ્યતીત થયા, પરન્તુ જ્યારે કાંઇક ન્યૂન અર્ધપુદ્‌ગલપરાવર્ત સંસાર બાકી રહેતાં, આયુ સિવાયના સાત કર્મની સ્થિતિ અન્તઃકોટાકોટી સાગરોપમની બાકી રહે ત્યારે કોઇક જીવ ગ્રન્થિભેદથી ઉત્તમ બોધિરત્ન પામે છે અને બીજા જીવો યથાપ્રવૃત્તિકરણથી ગ્રંથિની મર્યાદામાં આવેલાં છતાં પાછા વળે છે અને પુનઃ સંસારમાં ભમે છે. કુશાસ્ત્રશ્રવણ, મિથ્યાદૃષ્ટિનો સંગ, કુવાસના અને પ્રમાદશીલતા–એ બધા બોધિના વિરોધી છે. જો કે ચારિત્રની પ્રાપ્તિ દુર્લભ છે, તો પણ બોધિ પ્રાપ્ત થયે ચારિત્રની સફળતા છે, અન્યથા નિષ્ફળતા છે. અભવ્યો પણ ચારિત્ર પ્રાપ્ત કરી ઉત્કૃષ્ટ દ્રવ્યક્રિયાના બળે નવમા ગ્રૈવેયક સુધી જાય છે, પણ બોધિ ન હોવાથી નિર્વાણ પ્રાપ્ત કરી શકતા નથી. જેને બોધિરત્ન પ્રાપ્ત થયું નથી તે ચક્રવર્તિ હોવા છતાં પણ રંક જેવો છે, પરન્તુ જેણે બોધિરત્ન પ્રાપ્ત કર્યું છે તે રંક પણ ચક્રવર્તિ કરતાં અધિક છે. **જેમને બોધિરત્ન પ્રાપ્ત થયેલ છે તે જીવો સંસારમાં ક્યાંય આસક્ત થતાં નથી, પરંતુ મમત્વરહિત થઇને**

**એક માત્ર મુક્તિમાર્ગની જ ઉપાસના કરે છે. જેઓ પરમપદ પામ્યા છે, પામશે અને પામે છે, તે બધા બોધિ પામીને જ તે પામી શકે છે, માટે બોધિની જ ઉપાસના કરો.**

  

## મોક્ષનો એક જ માર્ગ

મોક્ષના માર્ગ બે નથી. જે જે પુરુષો મોક્ષરૂપ પરમ શાંતિને ભૂતકાળે પામ્યા, તે તે સઘળાં સત્પુરુષો એક જ માર્ગથી પામ્યા છે, વર્તમાનકાળે પણ તેથી જ પામે છે અને ભવિષ્યકાળે પણ તેથી જ પામશે. તે માર્ગમાં મતભેદ નથી, અસરળતા નથી, ભેદાભેદ નથી, માન્યામાન્ય નથી. તે સરળ માર્ગ છે, તે સમાધિમાર્ગ છે તથા તે સ્થિર માર્ગ છે અને સ્વાભાવિક શાંતિસ્વરૂપ છે. સર્વ કાળે તે માર્ગનું હોવાપણું છે. એ માર્ગના મર્મને પામ્યા વિના કોઈ ભૂતકાળે મોક્ષ પામ્યા નથી, વર્તમાનકાળે પામતાં નથી, અને ભવિષ્યકાળે પામશે નહિ.

શ્રી ભગવાન જિને સહસ્રગમે ક્રિયાઓ અને સહસ્રગમે ઉપદેશો એ એક જ માર્ગ પામવા માટે કહ્યાં છે, તે માર્ગને અર્થે તે ક્રિયાઓ અને ઉપદેશો ગ્રહણ થાય તો સફળ છે અને એ માર્ગને ભૂલી જઈ તે ક્રિયાઓ અને ઉપદેશો ગ્રહણ થાય તો સૌ નિષ્ફળ છે.

# સમભાવપ્રાપ્ત જીવની દશા

પ્રિય અને અપ્રિય એવા ચેતન-અચેતન પદાર્થમાં જેનું મન મોહ પામતું નથી, તે સમભાવને પ્રાપ્ત થયેલો છે એમ જાણવું. કોઈ પોતાના હાથવતી ગોશીર્ષચન્દનનું વિલેપન કરે કે કોઈ વાંસલાથી છેદન કરે, તો પણ બન્નેમાં સમાનવૃત્તિ હોય ત્યારે સર્વોત્તમ સમભાવ પ્રાપ્ત હોય છે. કોઈ પ્રસન્ન થઇને સ્તુતિ કરે કે કોઈ ગુસ્સે થઇને અપમાન કરે, તો પણ જેનું ચિત્ત તે બન્નેમાં સરખું વર્તે છે, તે સમભાવમાં મગ્ન છે. પ્રયત્નથી થતા અને ક્લેશજનક એવા રાગાદિની ઉપાસના શા માટે કરવી? તેને બદલે વગર પ્રયત્ને મળી શકે એવા અનેક ખાવાયોગ્ય, ચાટવાયોગ્ય, ચૂસવાયોગ્ય અને પીવાયોગ્ય-એમ ચાર પ્રકારના સુખ આપનારા મનોહર પદાર્થોમાં સમભાવનો આશ્રય કરવો યોગ્ય છે. ખાવાયોગ્ય, ચાટવાયોગ્ય અને ચૂસવાયોગ્ય પદાર્થોથી વિમુખ ચિત્તવાળા યોગીઓ પણ સમભાવરૂપ અમૃત વારંવાર પીવે છે. આમાં કાંઈ ગુપ્ત નથી તેમ કોઈ ગુપ્ત રહસ્ય નથી, પરન્તુ અજ્ઞ અને બુદ્ધિમાનોને માટે એક જ ભવવ્યાધિને શમન કરનારું સમભાવરૂપ ઔષધ છે. જેનાથી પાપીઓ પણ ક્ષણમાત્રમાં શાશ્વત પદ પામી શકે છે, તે આ સમભાવનો પરમ પ્રભાવ છે. જે સમભાવ પ્રાપ્ત થતાં રત્નત્રય સફળ થાય છે અને જેના વિના નિષ્ફળતા પામે છે, તે મહાપ્રભાવયુક્ત સમભાવને નમસ્કાર કરું છું. હું ( ભગવાન્ શ્રી હેમચંદ્રસૂરિજી ) સર્વ શાસ્ત્રના રહસ્યને

જાણી પોકાર કરીને કહું છું કે–આ લોક અને પરલોકમાં સમભાવથી બીજી કોઈ સુખની ખાણુ નથી. જ્યારે ઉપસર્ગો આવી પડે છે અને મૃત્યુ સામે ઊભું હોય છે, ત્યારે તે કાળને ઉચિત સમભાવથી બીજું કાંઈ પણ ઉપયોગી નથી. રાગદ્વેષાદિ શત્રુઓનો નાશ કરનાર સમભાવરૂપ સામ્રાજ્યની લક્ષ્મી ભોગવીને પ્રાણીઓ શુભ ગતિને પ્રાપ્ત કરે છે, તેથી જો આ મનુષ્યજન્મ સફળ કરવો હોય તો અમર્યાદ સુખથી પૂર્ણ સમભાવને પ્રાપ્ત કરવામાં જરા પણ પ્રમાદ ન કરવો જોઇએ.

  

## દૈવ અને પુરૂષાર્થની સાપેક્ષતા

એકલા દૈવથી જ કે એકલા પુરૂષાકારથી થતાં કાર્યનું નિષ્પન્ન થવું અશક્ય છે. જો એકલું કર્મ જ પુરૂષાકારથી સાધ્ય કાર્યની પણ નિષ્પત્તિ કરી શકતું હોય, તો દાનાદિમાં ભાવ માત્રના ભેદે કરીને જ ફલનો ભેદ પ્રાપ્ત થાય છે તે સિદ્ધ થાય નહિ: માટે કર્મથી પુરૂષાકાર અને પુરૂષાકારથી કર્મ–બન્ને અન્યોન્ય આશ્રિત છે. એકની પ્રબળતા વખતે બીજાની ગૌણતા અને બીજાની પ્રબળતા વખતે પહેલાની ગૌણતા થાય છે. ચરમ–છેલ્લા પુદ્ગલપરાવર્ત્ત કાળને વિષે પુરૂષાકારની પ્રબળતા અને કર્મની નિર્બળતા હોય છે, જ્યારે એ સિવાયના–અચરમાવર્ત્તમાં કર્મની પ્રબળતા અને પુરૂષાકારની નિર્બળતા હોય છે.

# સમ્યકૃત્વપ્રાપ્તિનું મૂળ કારણ

સમ્યકૃત્વની પ્રાપ્તિ માટે જ્ઞાનાવરણીયકર્મનો ક્ષયોપશમ સાક્ષાત્ પ્રધાન હેતુભૂત થતો નથી. સમ્યકૃત્વવાળાને જ્ઞાનાવરણીયકર્મનો ક્ષયોપશમ જેટલા પ્રમાણમાં હોય છે તેટલા પ્રમાણનો ક્ષયોપશમ મિથ્યાદૃષ્ટિઓમાં પણ હોય છે. એ માટે 'સમ્યકૃત્વપ્રાપ્તિનું મૂળ કારણ દર્શનમોહનો નિરાસ છે.' ખાસ પ્રયોજનભૂત આત્મા વિગેરે પદાર્થોમાં ભ્રાન્તિ ટળી જવી એ દર્શનમોહના નિરાસ ઉપર આધાર રાખે છે અને એનાથી સમ્યકૃત્વનો આવિર્ભાવ થાય છે. આવી રીતે સમ્યકૃત્વની પ્રાપ્તિમાં સાધારણ રીતે સંજ્ઞી પંચેન્દ્રિયોમાં જ્ઞાનાવરણનો જેટલો ક્ષયોપશમ હોય છે, તે કરતાં વધુ જ્ઞાનાવરણ ક્ષયોપશમની આવશ્યકતા હોતી નથી, કિન્તુ ઉપર કહ્યું તેમ ભ્રાન્તિ નિરાસની જ અગત્યતા છે. જો કે સર્વથા ભ્રાન્તિનો નિરાસ કૈવલ્યદશામાં થાય છે, પણ કેટલેક અંશે મુદ્દાની બાબતોમાં ભ્રાન્તિ ટળી ગઇ હોય તો ક્રમશઃ સર્વ ભ્રાન્તિરહિત એવી ઉચ્ચ સ્થિતિ ઉપર આવવું સહેલ થઈ પડે છે. જેમ વસ્ત્રનો એક છેડો સળગતાં ક્રમશઃ તે આખું વસ્ત્ર બળી જાય છે, તેમ આત્મભ્રાન્તિનું આવરણ એક દેશથી ખસ્યું એટલે તે સર્વથા નષ્ટ થવાને યોગ્ય થઈ જાય છે. જેમ બીજનો ચંદ્ર ક્રમશઃ પૂર્ણતા ઉપર આવે છે, તેમ ભ્રાન્તિના આવરણનો અંશ નષ્ટ થતાં જે બીજજ્ઞાન પ્રગટે છે તે ક્રમશઃ પૂર્ણતા ઉપર આવી જાય છે. એ કારણે સમ્યકૃત્વ એ ખરેખર મોક્ષવૃક્ષનું બીજ છે અને તેનું મૂખ્ય-

તથા મૂળ કારણ 'દર્શનમોહનો નિરાસ' એ જ છે.

પ્ર.–સમ્યક્ત્વનો એવો શું પ્રભાવ છે કે તેના અભાવમાં ચાહે તેટલું વિશાળ જ્ઞાન હોય, તો પણ તે અસમ્યગ્જ્ઞાન યા મિથ્યાજ્ઞાન કહેવાય છે? અને થોડું ને અસ્પષ્ટ જ્ઞાન હોય તો પણ સમ્યક્ત્વ પ્રગટ થયે છતે સમ્યગ્જ્ઞાન કહેવાય છે?

ઉ૦-ભગવાન્ તત્ત્વાર્થસૂત્રકારે જણાવ્યું છે કે-'तत्त्वार्थश्रद्धानं सम्यग्दर्शनम् ।' યથાર્થરૂપથી પદાર્થોનો નિશ્ચય કરવાની જે રૂચિ તે સમ્યગ્દર્શન છે.

જગતના પદાર્થોને યથાર્થરૂપથી જાણવાની રુચિ સાંસારિક અને આધ્યાત્મિક બન્ને પ્રકારના અભિલાષોથી થાય છે. ધન, પ્રતિષ્ઠા આદિ કોઈ સાંસારિક વાસના માટે જે તત્ત્વજિજ્ઞાસા થાય છે તે સમ્યગ્દર્શન નથી, કેમકે-એનું પરિણામ મોક્ષપ્રાપ્તિ ન હોવાથી એનાથી સંસાર જ વધે છે; પરન્તુ આધ્યાત્મિક વિકાસને માટે જે તત્ત્વનિશ્ચયની રુચિ ફક્ત આત્માની તૃપ્તિ માટે થાય છે તે સમ્યગ્દર્શન છે. તત્ત્વાર્થસૂત્ર એ અધ્યાત્મશાસ્ત્ર છે, એટલા માટે એમાં સમ્યગ્જ્ઞાન કે અસમ્યગ્જ્ઞાનનો વિવેક આધ્યાત્મિક દૃષ્ટિથી કરવામાં આવે છે, પણ ન્યાય યા પ્રમાણુશાસ્ત્રની માફક વિષયની દૃષ્ટિથી કરવામાં આવતો નથી. ન્યાયશાસ્ત્રમાં જે જ્ઞાનનો વિષય યથાર્થ હોય તે જ સમ્યગ્જ્ઞાન પ્રમાણ અને જેનો વિષય અયથાર્થ હોય તે જ અસમ્યગ્જ્ઞાન પ્રમાણાભાસ કહેવાય છે. પરંતુ આધ્યાત્મિક શાસ્ત્રમાં ન્યાયશાસ્ત્રને સંમત સમ્યગ્-અસમ્યગ્જ્ઞાનનો વિભાગ માન્ય હોવા છતાં પણ ગૌણ છે. અહિંઆ

જે જ્ઞાનથી આધ્યાત્મિક ઉત્ક્રાન્તિ થાય તે સમ્યગ્જ્ઞાન અને જેનાથી સંસારવૃદ્ધિ અથવા આધ્યામિક પતન થાય તે અસમ્યગ્જ્ઞાન, એ દૃષ્ટિ મૂખ્ય છે. એવો પણ સંભવ છે કે–સામગ્રી ઓછી હોવાને કારણે સમ્યક્ત્વી જીવને કોઈ વાર કોઈ વિષયમાં શંકા, ભ્રમણા, અસ્પષ્ટ જ્ઞાન પણ થાય, છતાં તે સત્યગવેષક અને કદાગ્રહરહિત હોવાથી પોતાનાથી મહાન, યથાર્થ જ્ઞાનવાળા અને વિશેષદર્શી પુરુષના આશ્રયથી પોતાની ભૂલ સુધારી લેવા હંમેશાં ઉત્સુક હોય છે ને સુધારી પણ લે છે. તે પોતાના જ્ઞાનનો ઉપયોગ મૂખ્યતયા વાસનાનાં પોષણમાં ન કરતાં આધ્યાત્મિક વિકાસમાં જ કરે છે, જેથી કરી સમ્યક્ત્વપ્રાપ્તિનું મૂખ્ય કારણ જ્ઞાનાવરણના ક્ષયોપશમ ઉપર નહિ, પરન્તુ દર્શનમોહના નિરાસ ઉપર છે.

  

## વ્યવહારુ અને આત્મિક જીંદગી

જેઓ પોતાની વ્યવહારુ જીંદગીને ચાહે છે તેઓ આત્મિક જીંદગી ખોવે છે અને જેઓ વ્યવહારુ જીંદગી ત્યાગે છે તેઓ આત્માના અનંત જીવનમાં જીંદગીનું સ્થાન પામે છે.

## ચારિત્રાચારના આઠ પ્રકાર [અષ્ટ પ્રવચન માતા]

૧. ઈર્યાસમિતિ-સંયમ પાળવાને માટે ખાસ કરીને સૂર્યનો પ્રકાશ થયા બાદ-સૂર્ય ઉગ્યા પછી (અને તે આથમે તે પૂર્વે) ચારેય બાજુ યુગપ્રમાણ એટલે ચાર હાથ જેટલું બરાબર જોવાપૂર્વક કાચી માટી, વનસ્પતિ, જળ, બીજ-એ સ્થાવર અને કુંથુવા, કીડી વિગેરે ત્રસ જંતુની રક્ષા માટે લોકથી અતિ વાહિત માર્ગે પગલે પગલે સારી રીતે જોઈને ચાલવું અને સમ્યક્ પ્રકારે જિનપ્રવચનને અનુસારે આત્માની પ્રવૃત્તિરૂપ ચેષ્ટા કરવી, તે પહેલી 'ઈર્યાસમિતિ' કહેવાય છે.

ગતિ કરવી તે પણ આલંબન, કાળ, માર્ગ અને યતના-એ ચાર કારણે કરીને નિયમિત કરવાની કહી છે.

(૧) આલંબન-તે જ્ઞાનાદિક જાણવું. જ્ઞાન એટલે સૂત્ર અને તેનો અર્થ એ બન્ને રૂપ આગમ, દર્શન અને ચારિત્ર, તે પ્રત્યેક જ્ઞાનાદિકનો આશ્રય કરીને અથવા બે બેના સંયોગે કરીને ગમન કરવાની અનુજ્ઞા આપી છે, પરંતુ જ્ઞાનાદિકના આલંબન વિના જવું-આવવું થઈ શકે નહિ. (બે બેના સંયોગે એટલે જ્ઞાન ને દર્શન અથવા જ્ઞાન ને ચારિત્ર અથવા દર્શન ને ચારિત્ર, આ આલંબન વિના ગતિ-વિહાર, જવા-આવવાનો નિષેધ છે.)

(૨) કાળ-ગમનના વિષયને માટે દિવસ જ શ્રી જિનેશ્વરદેવે કહેલો છે, પણ રાત્રે નહિ.

(૩) માર્ગ-ઉન્માર્ગનો ત્યાગ કરીને લોકો પુષ્કળ ચાલતા હોય તેવો માર્ગ.

(૪) યતના–દ્રવ્ય, ક્ષેત્ર, કાળ ને ભાવ–એ ચાર ભેદો છે. તે નીચે પ્રમાણે—

૧. દ્રવ્યથી યતના એટલે યુગપ્રમાણ પૃથ્વીને આશ્રીને રહેલા જીવાદિક દ્રવ્યોને નેત્રવડે જોવા.

૨. ક્ષેત્રથી યતના એટલે સચિત્તાદિ પૃથ્વીનો ત્યાગ કરીને તથા આત્મવિરાધના થાય તેવું સ્થાન વર્જીને ચાલવું.

૩. કાળથી યતના એટલે જેટલો કાળ ગતિ કરવી તેટલો કાળ ઉપયોગ રાખવો.

૪. ભાવથી યતના એટલે ઉપયોગપૂર્વક ચાલવું તે. અર્થાત્ શબ્દાદિક ઈંદ્રિયોના વિષયને તથા પાંચ પ્રકારના સ્વાધ્યાયને ( વાચના–પૃચ્છનાદિને ) તજી દઇને ચાલવું તે. કેમકે–તેનો ત્યાગ નહિ કરવાથી ગતિના ઉપયોગનો ઘાત થાય છે. ગતિ વખતે બીજો કોઈ પણ વ્યાપાર યોગ્ય નથી.

ગતિ વખતે જ ઈર્યાસમિતિ રાખવી એમ નહિ, પણ બેઠા બેઠા, હાલતા–ચાલતા ચેષ્ટા થાય છે ત્યાં પણ ઈર્યા-સમિતિની જરૂર છે.

૨. **ભાષાસમિતિ**–સર્વ જીવોને હિતકારી અને દોષરહિત પરિમિત વચન હોય તે ધર્મને માટે બોલવું. ક્રોધ, માન, માયા, લોભ, હાસ્ય, ભય, મુખરતા અને વિકથા–એ આઠ સ્થાન વર્જીને ભાષા બોલવાનું સાધુને માટે કહેલું છે.

૩. **એષણાસમિતિ**–અન્ન, પાન, રજોહરણ, વસ્ત્ર, પાત્ર વિગેરે ધર્મસાધનોની તેમજ ઉપાશ્રયની ઉદ્ગમ, ઉત્પાદન અને એષણા–એ ત્રિવિધ દોષના નિવારણપૂર્વક ગવેષણા કરવી, તે 'એષણાસમિતિ' છે. ટૂંકમાં કહીએ તો

જીવનયાત્રામાં ખાસ જરૂરી હોય તેવા નિર્દોષ સાધનો મેળવવા માટે ઉપયોગપૂર્વક પ્રવૃત્તિ કરવી, તે 'એષણાસમિતિ છે.'

**૪. આદાનનિક્ષેપ સમિતિ**-ધર્મના ઉપગરણો-રજોહરણ, વસ્ત્ર, પાત્ર, પીઠ, ફલક, દંડ વિગેરેનું બરાબર નિરીક્ષણ અને પ્રમાર્જન કર્યા બાદ લેવા-મૂકવા, તે 'આદાનનિક્ષેપ સમિતિ' છે.

**૫. પારિષ્ઠાપનિકા સમિતિ**-જીવજંતુ વિનાની એટલે કે-નિર્જીવ સ્થાન બરાબર જોઇ-પ્રમાર્જીને ત્યાં મળ, મૂત્ર વિગેરેનો ત્યાગ કરવો, તે પારિષ્ઠાપનિકા સમિતિ અર્થાત્ 'વ્યુત્સર્ગ સમિતિ' કહેવાય છે.

**દૃષ્ટાંત**-કોઇ ગચ્છમાં ધર્મરૂચિ નામના સાધુ હતા. તે એક વખત પરોપકારના કાર્યમાં વ્યગ્ર રહેવાથી સ્થંડિલની પ્રતિલેખના કરવી ચૂકી ગયા. રાત્રે માત્રુ કરવાની શંકા થવાથી પીડા થવા લાગી. તે પીડાથી પ્રાણ જવાની તૈયારી હતી. તેવામાં કોઇ દેવતાએ પ્રકાશ દેખાડ્યો તેથી તેમણે શુદ્ધ સ્થંડિલ ( જીવાકુલ વિનાની શુદ્ધ ભૂમિ ) જોઇ લીધું અને લઘુશંકા ટાળી. ત્યાર પછી અંધકાર થયો. તેનું મિથ્યાદુષ્કૃત્ય આપ્યું. એ પ્રમાણે ધર્મરૂચિ સાધુની જેમ પાંચમી સમિતિનું પાલન દ્રવ્ય-ક્ષેત્ર-કાળાનુસારે કરવું જોઇએ.

**ગુપ્તિનું સામાન્ય લક્ષણ**-સમ્યગ્દર્શન અને સમ્યગ્જ્ઞાનપૂર્વક ત્રણ પ્રકારના યોગોને શાસ્ત્રમાં કહેલી વિધિ અનુસાર પોતપોતાના માર્ગમાં સ્થાપન કરવા, તે ગુપ્તિનું સામાન્ય લક્ષણ છે. આ ગુપ્તિના મનોગુપ્તિ, વચનગુપ્તિ અને કાયગુપ્તિ-એમ ત્રણ ભેદો પડે છે. તેનાં લક્ષણો નીચે મુજબ છે.

**મનોગુપ્તિનું લક્ષણ**-સર્વ પ્રકારની કલ્પનાજાળનો ત્યાગ કરી મનને રાખતા સુપ્રતિષ્ઠિત કર્યા બાદ જે આત્મ-રમણતા કરાય, તે 'મનોગુપ્તિ' છે. અથવા કુશળ અને અકુશળ સંકલ્પોના નિરોધને મનોગુપ્તિ કહેવામાં આવે છે. તેમાં કુશળ સંકલ્પોનું અનુષ્ઠાન તે સરાગ સંયમાદિરૂપ છે, જ્યારે અકુશળ એથી વિપરીત સ્વભાવનું છે. કુશળમાં અર્થાત્ સરાગ સંયમાદિમાં પ્રવૃત્તિનો સદ્ભાવ હોવા છતાં, સંસારના હેતુરૂપ અકુશળનો જો અભાવ હોય તો તે મનોગુપ્તિ છે. યોગના નિરોધની અવસ્થામાં તો સર્વથા અભાવને જ મનોગુપ્તિ કહેવામાં આવે છે અને તે સમ-યમાં સર્વ કર્મનો ક્ષય કરવાનો જ આત્માનો પરિણામ હોય છે.

**વચનગુપ્તિનું લક્ષણ**-વાચના, પૃચ્છના, પ્રશ્નોત્તર વિગેરે કાર્યોને ઉદ્દેશીને પણ સર્વથા વાણીનો નિરોધ કરવો, તે 'વચનગુપ્તિ' જાણવી. અન્ય શબ્દોમાં કહીએ તો ભાષાનો સર્વ પ્રકારે નિરોધ યાને એક પણ અક્ષર ન ઉચ્ચારવો તે વચનગુપ્તિ છે.

**કાયગુપ્તિનું લક્ષણ**-સુતાં, બેસતાં, કોઈ વસ્તુ મૂકતાં, જતાં, આવતાં વિગેરે ક્રિયાઓમાં શરીરની ચેષ્ટાને સમ્યક્ પ્રકારે કાબુમાં રાખવી, તે કાયગુપ્તિ છે.

**મનોગુપ્તિના ત્રણ પ્રકારો**-આર્ત્તરૌદ્ર ધ્યાનાનુબંધી કલ્પનાજાળનો ત્યાગ, એ અકુશલ નિવૃત્તિરૂપ પ્રથમ પ્રકા-રની મનોગુપ્તિ છે. શાસ્ત્રાનુસારી, પરલોકસાધક, ધર્મધ્યાના-નુબંધી અને માધ્યસ્થ્ય પરિણામરૂપ ગુપ્તિ, એ એનો બીજો પ્રકાર છે. એટલે કે-ધર્મ અને શુકલ ધ્યાનમાં મનને

પરોવવું તે કુશલ પ્રવૃત્તિરૂપ બીજા પ્રકારની મનોગુપ્તિ છે અને કુશલ–અકુશલ મનોવૃત્તિના નિરોધપૂર્વક તમામ યોગના નિરોધની અવસ્થા દરમિયાન આત્મરમણતા, એ યોગનિરોધરૂપ ત્રીજા પ્રકારની મનોગુપ્તિ છે.

**વચનગુપ્તિના બે પ્રકારો**–મુખ, મસ્તક, આંખ, હાથ વિગેરેની અર્થસૂચક ચેષ્ટારૂપ સંજ્ઞા વિગેરેના ત્યાગપૂર્વકનું મૌન, તે મૌનાવલંબનરૂપ પ્રથમ પ્રકારની વચનગુપ્તિ છે અને વાચના, પૃચ્છના વિગેરેને વિષે મુખવસ્ત્રિકાથી આચ્છાદિત કરી વાચાનું નિયંત્રણ કરવું, તે વાગ્નિયમરૂપ બીજા પ્રકારની વચનગુપ્તિ છે. આ બે ભેદો દ્વારા વચનગુપ્તિથી વાણીનો સર્વથા નિરોધ તેમજ સમ્યગ્ ભાષણ–એ બન્ને સ્વરૂપનું પ્રતિપાદન કરાય છે. ભાષાસમિતિમાં તો યથાર્થ રીતે વચનપ્રવૃત્તિ માટે જ અવકાશ છે. એથી વચનગુપ્તિ અને ભાષાસમિતિનું અંતર સ્પષ્ટ થાય છે.

**કાયગુપ્તિના બે પ્રકારો**–દેવાદિકૃત ઉપસર્ગો કે પરિષહોના પ્રસંગમાં પણ કાયોત્સર્ગ સેવતા મુનિના શરીરની સ્થિરતા અથવા સર્વ યોગના નિરોધ સમયની કેવલજ્ઞાનીની કાયિક નિશ્ચલતા, તે 'કાયિક ચેષ્ટાનિવૃત્તિરૂપ' પ્રથમ પ્રકારની કાયગુપ્તિ છે; તેમજ શાસ્ત્રમાં સૂચવ્યા મુજબ શયન, આસન, નિક્ષેપ (મૂકવું), ગ્રહણ અને ચંક્રમણ વિષે કાયાની ચેષ્ટાને નિયમમાં રાખવી, તે 'ચેષ્ટા નિયમરૂપ' બીજા પ્રકારની કાયગુપ્તિ છે.

**દૃષ્ટાંત**–કોઇ એક સાધુએ સાર્થ સાથે વિહાર કર્યો. એક અરણ્યમાં મુકામ થયો. તે અરણ્યમાં ભૂમિ બહુ જીવ-

વ્યાકુલ હોવાથી શુદ્ધ સ્થંડિલ મળ્યું નહિ, તેથી તે સાધુ રાત્રિએ એક પગ પૃથ્વી પર રાખી ઉભા રહ્યા. તે જોઇને ઈંદ્રે સભામાં તે સાધુની પ્રશંસા કરી. તે સાંભળીને મિથ્યાદૃષ્ટિ દેવતાએ સિંહરૂપે આવી ચપેટાથી પ્રહાર કર્યા. તે ચપેટાથી પડી જતાં સાધુએ વારંવાર પ્રાણીની વિરાધનાનો સંભવ જાણીને મિથ્યાદુષ્કૃત આપ્યું. દેવતા પ્રગટ થયો અને સાધુની પ્રશંસા કરી ખમાવ્યા. આવી રીતે સાધુએ કાયગુપ્તિ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવથી શક્તિ અનુસાર ધારણ કરવી જોઇએ.

ઉપર કહેલી યુક્તિથી ત્રણેય ગુપ્તિનું મુનિએ પાલન કરવું જોઇએ. તે વિષે દૃષ્ટાંત–

કોઇ નગરમાં એક સાધુ શ્રાવકને ઘેર ભિક્ષા લેવા ગયા. તેમને તે શ્રાવકે નમન કરીને પૂછયું કે–હે પૂજ્ય! તમે ત્રણ ગુપ્તિએ ગુપ્ત છો? તેના જવાબમાં મુનિએ કહ્યું કે–હું ત્રણ ગુપ્તિએ ગુપ્ત નથી. શ્રાવકે કારણ પૂછયું, એટલે મુનિએ કહ્યું કે–એક દિવસ હું કોઇને ઘેર ભિક્ષાએ ગયો. ત્યાં તેની સ્ત્રીની વેણી જોઇ મને મારી સ્ત્રીનું સ્મરણ થયું, માટે મારે મનોગુપ્તિ નથી. એકદા શ્રીદત્ત નામના ગૃહસ્થને ઘેર ભિક્ષા માટે ગયો. તેણે મને યોગ્ય જાણી કેળાં વહોરાવ્યા. ત્યાંથી હું બીજે ઘેર ગયો. તે બીજા ઘરવાળાએ, તમને આ કેળાં કોણે આપ્યા?–એમ પૂછયું, એટલે મેં સત્ય વાત જણાવી. તે શ્રાવક પેલા કેળાં આપનાર શ્રાવકનો દ્વેષી હતો. પરંપરાએ દ્વેષ વધ્યો. શ્રીદત્તને રાજાએ શિક્ષા કરી તેથી મારે વાગ્ગુપ્તિ નથી, કેમકે–શ્રેષ્ઠિને દંડ કરાવવામાં હું કારણભૂત થયો. એકદા વિહાર કરતાં અરણ્યમાં

ગયો. ત્યાં થાકી જવાથી નિદ્રા પામ્યો. તે ઠેકાણે સાર્થ આવીને રહ્યો. રાત્રિએ સાર્થપતિએ કહ્યું કે–હે મનુષ્યો! પ્રાતઃકાળે અહીંથી વહેલા ચાલવું છે, માટે વેલાસર ભોજન-સામગ્રી તૈયાર કરી લ્યો. તે સાંભળી સૌ રસોઈ કરવા લાગ્યા. તે વખતે અંધકાર હોવાથી એક માણસે મારા મસ્તક પાસે પત્થર મૂકીને ચુલો કર્યો અને અગ્નિ સળગાવ્યો. તે અગ્નિની ગરમી લાગવાથી મેં મારૂં મસ્તક લઇ લીધું, તેથી મારે કાયગુપ્તિ પણ નથી; માટે હું ભિક્ષાને યોગ્ય મુનિ નથી. આ પ્રમાણે તે મુનિના સત્ય ભાષણથી શ્રેષ્ઠિ બહુ હર્ષ પામ્યો અને મુનિને પ્રતિલાભ્યા. આ રીતે બીજા સાધુએ પણ જેવું પોતામાં હોય તેવું સત્ય જણાવવું જોઇએ.

જે સમિતિથી યુક્ત છે તે નિશ્ચયે ગુપ્તિથી પણ યુક્ત જ છે, પરંતુ જે ગુપ્તિથી યુક્ત છે તે સમિતિથી યુક્ત હોય પણ ખરો અને ન પણ હોય : કેમકે–કુશળ વાણી વદનાર એ વાગ્‌ગુપ્તિથી યુક્ત હોઈ ભાષાસમિતિથી પણ યુક્ત છે.

ભાષાસમિતિનો વચનગુપ્તિને વિષે, એષણાસમિતિનો મનોગુપ્તિને વિષે અને બાકીની સમિતિનો કાયગુપ્તિને વિષે સમાવેશ કરી શકાય. એટલે કે–ગુપ્તિને વિષે સમિતિનો અંતર્ભાવ છે, એમ ઉપદેશપ્રાસાદના કથનથી જાણી શકાય છે.

આ આઠેય પ્રવચનની માતાઓ કહેવાય છે. ચારિત્ર એ મુનિઓનું ગાત્ર (શરીર) છે. તેની ઉત્પત્તિ પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિને આભારી છે. વળી એ ઉત્પન્ન થયેલા ચારિત્રરૂપ ગાત્રનું સર્વ ઉપદ્રવોથી નિવારણ અને પોષણ-

પૂર્વક એ આઠ પાલન કરે છે, તેમજ એ ચારિત્રગાત્ર મેલથી મલિન બને છે ત્યારે આઠ તેનું સંશોધન કરે છે. આ પ્રમાણે માતાની પેઠે જનન, પરિપાલન અને સંશોધન-રૂપ ક્રિયાઓ આ આઠ કરે છે, એથી એને 'આઠ પ્રવચન માતા' તરીકે ઓળખાવાય છે.

પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિથી પવિત્ર એવું જે ચારિત્ર, તે જ સમ્યક્ચારિત્ર છે.

**આઠ પ્રવચન માતામાં દ્વાદશાંગીનો સમાવેશ-** ઈર્યાસમિતિમાં પ્રાથમિક અહિંસાવ્રતનો અંતર્ભાવ થાય છે. બીજા બધા વ્રતો આ વ્રતરૂપ સરોવરની પાળ સમાન હોવાથી તેનો પણ આમાં જ અંતર્ભાવ શકય છે. ભાષા-સમિતિ એ નિરવદ્ય વચનરૂપ છે, એટલે સમગ્ર વચન-પર્યાયનો અને એથી કરીને સંપૂર્ણ દ્વાદશાંગીનો એમાં અંતર્ભાવ થાય છે; કેમકે-દ્વાદશાંગી કાંઈ વચનપર્યાયથી ભિન્ન નથી. એ પ્રમાણે એષણાસમિતિ વિગેરે માટે વિચારી લેવું. અથવા આ આઠેય પ્રવચન માતા સમ્યક્ચારિત્રરૂપ છે. ચારિત્ર એ જ્ઞાન અને દર્શન વિના હોય જ નહિ અને સમ્યગ્દર્શન, જ્ઞાન અને ચારિત્રથી દ્વાદશાંગી અર્થની દૃષ્ટિએ ભિન્ન નથી. એટલે કે-દ્વાદશાંગીનો એમાં અંતર્ભાવ થાય છે, માટે ચારિત્રધારી મુનિઓએ પ્રમાદનો ત્યાગ કરીને આ આઠેય પ્રવચન માતાની ઉપાસના કરવી જોઇએ; કેમકે-તેમાં સર્વ પ્રવચનનું રહસ્ય સમાયેલું છે.

  

# વ્યવહાર–નિશ્ચયથી બાર વ્રતનું સ્વરૂપ

[ શ્રી વીતરાગશાસનમાં વ્યવહાર અને નિશ્ચય–એ બન્નેય નય-પ્રમાણ છે. જેવી રીતે સુજ્ઞ શ્રાવકો વ્યવહારથી વ્રતસ્વરૂપને જાણે છે, તેવી રીતે નિશ્ચયથી–પરમાર્થથી પણ વ્રતસ્વરૂપને જાણવું જોઈએ. જ્યાં સુધી પરમાર્થથી વસ્તુસ્વરૂપનું જ્ઞેયપણું નથી હોતું, ત્યાં સુધી તેના ઉપાદેયનો ઇચ્છુક ભવ્યાત્મા પણ પોતાના અજ્ઞપણાના અંગે તેમાં પ્રવૃત્તિ કરવા શક્તિમાન થઈ શકતો નથી. એક વસ્તુ ઉપાદેયમાં મૂકી શકાય કે નહિ તે એક જૂદી વાત છે, કારણ કે–એ સૌ સૌના ક્ષયોપશમ ઉપર આધાર રાખે છે; કિન્તુ જ્ઞેયપણું એ કોઈ ને કોઈ વખતે તથાપ્રકારનો વિશિષ્ટ ક્ષયોપશમ થતાં ઉપાદેયત્વમાં ઉપયોગી થઈ શકે છે: અન્યથા તેમ બની શકતું નથી. અત્ર બન્નેયનું ટૂંક સ્વરૂપ આપવામાં આવેલું છે. ]

“ एकैकं व्रतमप्येषु, द्विद्विभेदेन साधितम् ।
तद्विज्ञाय सुधीश्राद्धैः, रुचिः कार्याव्रतादरे ॥१॥ ”

“ બાર વ્રતો માંહેલા એકેક વ્રત નિશ્ચય અને વ્યવહાર- એવા બબ્બે ભેદથી કહેલા છે. તે બરાબર જાણીને સદ્‌બુદ્ધિવાળા શ્રાવકોએ તે વ્રતોને આદરવા રુચિ કરવી. ”

૧. જે બીજાના જીવને પોતાના જીવની જેમ ક્ષુધાદિ વેદનાથી પોતા સમાન જાણી તેની હિંસા કરે નહિ, એ ‘ વ્યવહારનયની અપેક્ષાએ પહેલું વ્રત છે. ’ અને આ પોતાનો જીવ ( આત્મા ) અન્ય જીવની હિંસા કરવાવડે કર્મ બાંધી દુઃખ પામે છે, તેથી પોતાના આત્માને કર્માદિકનો વિયોગ પમાડવો યોગ્ય છે. વળી આ આત્મા અનેક સ્વાભાવિક ગુણવાળો છે તેથી હિંસાદિવડે કર્મગ્રહણ કરવાનો

તેનો ધર્મ નથી, એવી જ્ઞાનબુદ્ધિથી હિંસાના ત્યાગરૂપ આત્મ-ગુણને ગ્રહણ કરવો, એ ‘ નિશ્ચયનયની અપેક્ષાએ પહેલું અહિંસાવ્રત છે. ’

૨. લોકનિંદિત એવા અસત્ય ભાષણથી નિવૃત્ત થવું, એ ‘ વ્યવહારથી બીજુ વ્રત છે. ’ અને ત્રિકાળજ્ઞાની ભગવંતે કહેલ જીવ–અજીવ ( ચેતન–જડ ) નું સ્વરૂપ અજ્ઞાનવડે વિપરીત કહેવું અને પરવસ્તુ જે પુદ્‌ગલાદિક છે તેને પોતાની કહેવી, તે જ ખરેખર ‘ મૃષાવાદ ’ છે; તેનાથી વિરમવું તે ‘ નિશ્ચયથી બીજું વ્રત છે. ’ આ વ્રત સિવાય બીજા વ્રતોની વિરાધના કરે તેનું ચારિત્ર જાય છે, પણ જ્ઞાન તથા દર્શન રહે છે; પરંતુ નિશ્ચય મૃષાવાદથી વિરાધિત થતાં જ્ઞાન, દર્શન ને ચારિત્ર–ત્રણેય જાય છે.

૩. જે અદત્ત એવી પરવસ્તુ ધનાદિક લે નહિ–તેનું પ્રત્યાખ્યાન કરે, તે ‘ વ્યવહારથી ત્રીજું અદત્તાદાનવિરમણ વ્રત છે. ’ અને જે દ્રવ્યથી અદત્ત વસ્તુ ન લેવા ઉપરાંત પુણ્યતત્ત્વના બેંતાલીશ ભેદ પ્રાપ્ત કરવાની ઈચ્છાએ ધર્મ-કાર્ય કરતો નથી અને પાંચ ઈંદ્રિયોના ત્રેવીશ વિષયો, જ્ઞાનાવરણીયાદિ આઠ કર્મની વર્ગણા વિગેરે પરવસ્તુ ગ્રહણ કરવાની ઇચ્છા કરતો નથી–તેનો નિયમ કરે છે, તે ‘ નિશ્ચયથી ત્રીજું વ્રત છે. ’

૪. શ્રાવકોને સ્વદારાસંતોષ અને પરસ્ત્રીનો ત્યાગ તથા સાધુને સર્વ સ્ત્રીઓનો ત્યાગ, એ ‘ વ્યવહારથી ચોથું વ્રત છે ’ અને વિષયની અભિલાષા, મમત્વ અને તૃષ્ણાનો ત્યાગ, એ ‘ નિશ્ચયથી ચોથું વ્રત છે. ’ અહીં એટલું સમજવું

કે–બાહ્યથી સ્ત્રીનો ત્યાગ કર્યા છતાં અંતરમાં તેની લોલુપતા હોય છે, તો તેને વિષય સંબંધી કર્મનો બંધ થયા કરે છે.

૫. શ્રાવકોને નવ પ્રકારના પરિગ્રહનું પરિમાણ કરવું અને મુનિઓને સર્વ પરિગ્રહનો ત્યાગ કરવો, તે 'વ્યવહારથી પાંચમું વ્રત છે.' અને ભાવકર્મ જે રાગ, દ્વેષ ને અજ્ઞાન તથા દ્રવ્યકર્મ, આઠ પ્રકારના કર્મ તથા દેહ અને ઇંદ્રિયના વિષયોનો ત્યાગ, એ 'નિશ્ચયથી પાંચમું વ્રત છે.' કર્માદિ પરવસ્તુ પર મૂર્છાનો ત્યાગ કરવાથી જ ભાવથી પાંચમું વ્રત થાય છે, કારણ કે–શાસ્ત્રકારે મૂર્છા (આસક્તિ–મમત્વ) ને જ પરિગ્રહ કહેલો છે. 'मूच्छा परिग्गहो वुत्तो' ઈત્યાદિ વચનાત્.

૬. છ દિશાએ જવા–આવવાનું પરિમાણ કરવું, 'તે વ્યવહારથી છટ્ઠું વ્રત છે.' અને નારકાદિ ગતિરૂપ કર્મના ગુણને જાણી તે પ્રત્યે ઉદાસીનભાવ રાખવો અને સિદ્ધ અવસ્થા પ્રત્યે ઉપાદેયભાવ રાખવો એ 'નિશ્ચયથી છટ્ઠું વ્રત' છે.

૭. ભોગોપભોગ વ્રતમાં સર્વ ભોગ્ય વસ્તુનું પરિમાણ કરવું એ 'વ્યવહારથી સાતમું વ્રત છે.' તથા વ્યવહારનયના મતે કર્મનો કર્ત્તા અને ભોક્તા જીવ જ છે અને નિશ્ચયનયને મતે કર્મનું કર્તાપણું કર્મને જ છે, પણ જીવને–આત્માને નથી.

"પુદ્ગલ કર્માદિક તણો કર્તા વ્યવહારે,
કર્ત્તા ચેતન કર્મનો નિશ્ચય સુવિચારે."
( પૂ. ઉપાધ્યાયજી )

કારણ કે–મન–વચન–કાયાના યોગ જ કર્મના કર્ત્તા છે, તેમ ભોક્તાપણું પણ યોગમાં જ રહેલું છે. અજ્ઞાને

કરીને જીવનો ઉપયોગ મિથ્યાત્વાદિ કર્મ ગ્રહણ કરવાના સાધનમાં મળે છે. પરમાર્થવૃત્તિએ તો જીવ કર્મના પુદ્-ગલોથી ભિન્ન તથા જ્ઞાનાદિ ગુણોનો કર્તા અને ભોક્તા છે. પુદ્‌ગલો જડ, ચલ અને તુચ્છ છે. જગતના અનેક જીવોએ તે ભોગવી ભોગવીને ઉચ્છિષ્ઠ (એઠા) થયેલા ભોજ-નની જેમ મૂકી દીધેલા છે. તેવાં પુદ્‌ગલોને ભોગ-ઉપભોગ-પણે ગ્રહણ કરવાનો જીવનો ધર્મ નથી. આ પ્રમાણે ચિંતન કરી તેથી વિરમવું, તે 'નિશ્ચયથી સાતમું વ્રત છે.'

૮. પ્રયોજન વિનાના પાપકારી આરંભથી વિરામ પામવું, તે 'વ્યવહારને આશ્રી આઠમું અનર્થદંડવિરમણ વ્રત છે.' અને મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને યોગ એના ઉત્તરભેદ સત્તાવન જે કર્મબંધના હેતુ છે તેનું નિવારણ કરવું, તે 'નિશ્ચયથા અનર્થદંડવિરમણ નામે આઠમું વ્રત છે.'

૯. આરંભના કાર્યને છોડી, સામાયિક કરવું, તે 'વ્યવ-હારથી નવમું સામાયિક વ્રત છે.' અને જ્ઞાનાદિ મૂળ સત્તા ધર્મવડે સર્વ જીવોને સરખા જાણી સર્વને વિષે સમતા પરિ-ણામ રાખવા, તે 'નિશ્ચયથી નવમું સામાયિક વ્રત છે.'

૧૦. નિયમિત ક્ષેત્રમાં સ્થિતિ કરવી, તે 'વ્યવહારથી દશમું દેશાવગાશિક વ્રત છે.' અને શ્રુતજ્ઞાનવડે જીવાસ્તિ-કાય આદિ ષટ્‌દ્રવ્યનું સ્વરૂપ ઓળખી ધર્માસ્તિકાયાદિ પાંચ દ્રવ્યમાં ત્યાજ્ય બુદ્ધિ રાખી જ્ઞાનમય જીવનું ધ્યાન કરવું-તેમાં સ્થિતિ કરવી, તે 'નિશ્ચયથી દશમું દેશાવગાશિક વ્રત છે.'

૧૧. અહોરાત્ર સાવદ્ય વ્યાપારને છોડી સ્વાધ્યાય-ધ્યાનમાં પ્રવૃત્તિ કરવી, તે 'વ્યવહારથી અગિયારમું પૌષધ

વ્રત ’ છે અને આત્માના ગુણનું જ્ઞાનધ્યાનવડે પોષણ કરવું, તે ‘ નિશ્ચયથી અગિયારમું વ્રત છે. ’

૧૨. પૌષધના પારણે અથવા હંમેશાં સાધુ અને શ્રાવકોને અતિથિસંવિભાગ કરી (દાન દઈ) ભોજન કરવું, તે ‘ વ્યવહારથી બારમું અતિથિસંવિભાગ વ્રત છે. ’ અને પોતાના આત્માને તેમજ બીજાને જ્ઞાનાદિકનું દાન કરવું, પઠનપાઠન, શ્રવણ વિગેરે કરવું, તે ‘નિશ્ચયથી અતિથિસંવિભાગ વ્રત’ છે.

આ પ્રમાણે નિશ્ચય અને વ્યવહાર–બન્ને ભેદે કરી સહિત બાર વ્રત પાંચમે ગુણઠાણે રહેલા શ્રાવકોને નિશ્ચયની –સાધ્યસાપેક્ષ બુદ્ધિપૂર્વકના હોય તો સ્વર્ગસુખને અને પરંપરાએ મોક્ષસુખને આપનારા થાય છે.

વ્યવહારરૂપ કારણ વિના નિશ્ચયરૂપ કાર્યની નિષ્પત્તિ થતી નથી, અર્થાત્ નિમિત્તકારણ વિના ઉપાદાનકારણની સિદ્ધિ થતી નથી, તેમજ નિશ્ચયની સાધ્યબુદ્ધિ વિનાનો એકલો વ્યવહાર સાચા કારણભાવને યોગ્ય કહી પણ શકાતો નથી; જેથી કોઈ કોઈનો અપલાપ કરવો તે મોક્ષનો જ અપલાપ કરવા બરાબર છે. બંનેય નય પ્રમાણ છે અને તે પોતપોતાના ગુણઠાણાને વિષે યોગ્ય જ છે. આ વિષે ઉ. ભગવાન શ્રી યશોવિ. કહે છે કે–

તસ સાધન તું જે જે દેખે, નિજ નિજ ગુણઠાણાને લેખે;
તેહ ધરમ વ્યવહારે જાણો, કારજ કારણ એક પ્રમાણો.

**અર્થ**–‘ તે નિશ્ચયધર્મનાં જે જે સાધન તું દેખે–જાણે છે, તે તે સાધનો પોતપોતાના ગુણઠાણાને વિષે યોગ્ય

જ છે અને તે જ વ્યવહારથી ધર્મ કહેવાય છે. કાર્ય અને કારણ બન્નેય પ્રમાણ છે.

અન્યત્ર મહર્ષિઓએ ઉપદેશ્યું છે કે—

" केवलं व्यवहारोऽन्तं, नैति नद्योघगामिवत् ।
सदोत्सर्गोऽप्यगच्छेदाद्, ऋजुगामीव नो मतः ॥१॥"
" यथैवाऽछिन्दता वृक्षं, गृह्यते तस्य तत् फलम् ।
व्यवहारमनुलङ्घ्य, ध्यातव्यो निश्चयस्तथा ॥ २ ॥"
" निश्चयस्तत्त्वसारोऽपि, व्यवहारेण निर्वहेत् ।
सकलस्याऽपि देवस्य, रक्षा प्राहरिकैर्भवेत् ॥ ३ ॥"

**અર્થ**–" કેવળ એકલો વ્યવહાર નદીના પાણીના સમૂહના વહનની જેમ મોક્ષના અંતને પમાડતો નથી, તેમ એકલો ઉત્સર્ગ-નિશ્ચય પણ સરલ-સીધી રીતે અંતપણાને પમાડે છે એમ માન્યો નથી. તાત્પર્ય એ કે-વ્યવહાર અને નિશ્ચય બન્ને સાથે હોય તો જ મોક્ષના અંતને પમાડે છે. ૧.

" જેમ વૃક્ષને નહિ છેદતાં-કાપતાં એવા પુરુષવડે વૃક્ષનું ફળ ગ્રહણ કરાય છે, તેમ વ્યવહારનું ઉલ્લંઘન નહિ કરીને નિશ્ચયને ધ્યાવવો જોઇએ-અવલંબન લેવું જોઈએ. ૨.

" નિશ્ચયનય એ તત્ત્વના સારરૂપ હોવા છતાં વ્યવહાર-વડે તેનો નિર્વાહ થાય છે. જેમ સઘળા માલિકની રક્ષા નોકરોથી થાય છે, તેમ વ્યવહાર વિના નિશ્ચયનું રક્ષણ થઈ શકતું નથી. ૩."

  

# માર્ગાનુસારીનું પ્રથમ લક્ષણ—
# —ન્યાયસંપન્નવિભવ

## નીતિ-અનીતિના દ્રવ્યનો પ્રભાવ

આપણા જૈનશાસ્ત્રમાં **માર્ગાનુસારીના** પાંત્રીશ ગુણો પૈકી પ્રથમ ગુણ **'ન્યાયસંપન્નવિભવ'** આવે છે. ન્યાય એટલે શુદ્ધ વ્યવહાર, તેથી આ લોક અને પરલોકનું હિત-કલ્યાણ થાય છે. દ્રવ્યપ્રાપ્તિનો ઉત્કૃષ્ટ અને રહસ્યભૂત ઉપાય ન્યાય જ છે, એમ સિદ્ધાંતવાદીઓ કહે છે. ન્યાયથી ઉપાર્જન કરેલા દ્રવ્યની પ્રાપ્તિમાં તેના અંતરાય કરનારા કર્મનો અવશ્ય નાશ થાય છે. તે લાભાંતરાય કર્મનો નાશ થવાથી ઉત્તર-કાળે એટલે આગામી કાળે અર્થસિદ્ધિ-ઇચ્છિત વૈભવની પ્રાપ્તિનો આવિર્ભાવ થાય છે. અન્યાયથી વ્યવહારની પ્રવૃત્તિ કરવામાં દ્રવ્યલાભ થાય અને ન પણ થાય, પરંતુ પરિણામે હાનિ તો નિઃસંદેહ અવશ્ય થાય છે. અન્યાયથી વ્યવહાર-પ્રવૃત્તિ કરનાર કોઈ પાપાનુબંધી પુણ્યના ઉદયવાળા જીવને દ્રવ્યલાભ થાય છે, પણ તેવી અન્યાયી પ્રવૃત્તિથી બાંધેલા પાપ નિયતપણે પોતાનું ફળ આપ્યા સિવાય ઉપશમ પામતાં જ નથી. અન્યાયોપાર્જિત દ્રવ્ય તે આ લોક ને પરલોકમાં અહિતનું જ કારણ છે, એમાં શંકાને સ્થાન નથી.

સૌ કોઈ પોતાના અંતરાત્માને પૂછી જૂઓ કે-તમે જે ધન પેદા કર્યું છે અથવા કરી રહ્યા છો, તે ન્યાયથી કે અન્યાયથી? યાદ રાખશો કે-અન્યાયથી ઉત્પન્ન કરેલો પૈસો જીવનને ભ્રષ્ટ કરે છે. આજે સાધુઓ, ગૃહસ્થો અને રાજાઓ

સૌની બુદ્ધિમાં પરિવર્તન દેખાય છે અને પોતપોતાના ધર્મને ચૂકતા દેખાય છે. તેનું ખાસ કારણ કોઈ હોય તો અનીતિના દ્રવ્યનું અન્ન પેટમાં જાય છે તે છે. એક દૃષ્ટાંત આપી સમજાવીશું કે-નીતિ અને અનીતિનું દ્રવ્ય શો પ્રભાવ પાડી શકે છે?

એક રાજાને મહેલ બંધાવવો હતો. ખાતમુહૂર્તના દિવસે રાજાએ સભા ભરી. આ સભામાં રાજા ઉપરાંત જ્યોતિષી, પ્રતિષ્ઠિત શહેરીઓ તથા અમલદારો બેઠા હતા. રાજાએ જ્યોતિષીને પૂછ્યું કે-મહારાજ! ખાતમુહૂર્તને કેટલી વાર છે? જ્યોતિષીએ કહ્યું કે-પાંચ સોનામહોર જોઈએ છે. રાજાએ કહ્યું કે-આપણી પાસે ઘણો ખજાનો છે. ખજાનચી પાસેથી જોઈએ તેટલી સોનામહોરો લઈ લ્યો. જ્યોતિષીએ કહ્યું કે-પાયામાં મૂકવા માટે તો ન્યાયનું દ્રવ્ય જોઈએ, અન્યાયનું-અનીતિનું દ્રવ્ય મૂકીએ તો એની અસર એવી થશે કે-આ મહેલ લાંબો સમય ટકી નહિ શકે. રાજાએ વિચાર્યું કે-આવડી મોટી સભા બેઠી છે તેમાંથી કોઈ ને કોઈની પાસેથી પાંચ ગીનીઓ તો મળી આવશે, એમ ધારી હુકમ કર્યો કે-જેના ઘરમાં નીતિનું દ્રવ્ય હોય તે લઈ આવે.

આપણામાં કહેવત છે કે-'પાપ જાણે આપ અને મા જાણે બાપ.' અર્થાત્ છોકરાનો સાચો બાપ કોણ છે તે તેની મા જાણે છે અને મેં શા પાપ કર્યાં છે તે પોતે જ જાણે. સૌ નીચું મસ્તક કરીને બેસી રહ્યા. આ જોઈને રાજા બોલ્યો કે-'શું મારી આખી પ્રજા અન્યાયી છે? જેવો હું તેવી મારી પ્રજા!' કોઈએ રાજાને કહ્યું કે-અમુક

ગૃહસ્થ પાસે નીતિનું દ્રવ્ય છે પણ તે આવ્યા નથી. રાજાએ ગાડી મોકલીને તેને બોલાવી મંગાવ્યો. તે ગૃહસ્થ ગાડીમાં ન બેઠો, પણ પગે ચાલતો રાજા પાસે હાજર થયો. હાથ જોડીને તેણે રાજાને પ્રાર્થના કરી કે-'શો હુકમ છે?' રાજાએ કહ્યું કે–' પાંચ સોનામહોર જોઈએ છે.' તે ગૃહસ્થે કહ્યું કે–' મારી પાસે નીતિનું દ્રવ્ય છે, પણ મહેલના પાયામાં નાંખવા હું તે ન આપી શકું; કારણ કે–મહેલ વિષયોનું સ્થાન બનશે, મોટી મોટી વેશ્યાઓના નાચ–મુજરા થશે, મદિરા–માંસની મહેફીલો ઉડશે અને બીનગુન્હેગારોને પણ પીડવાનું કેન્દ્ર થશે, માટે આ મહેલના પાયામાં મારું દ્રવ્ય ન વપરાય. મને માફ કરશો!' પોતાની સામે પોતાનો પ્રજાજન આવી રીતે બોલવાની હિંમત કરે તેથી રાજા સ્હેજ આશ્ચર્ય પામ્યો અને આંખ લાલ કરીને બોલી ઊઠયો કે–' તું સોનામહોર આપે છે કે નહિ?' જોશીમહારાજ બોલી ઊઠયા કે–' રાજાજી હવે તો આ પૈસો પણ અન્યાયનો થઇ ગયો, કારણ કે-તમે અનીતિથી લેવા માંગો છો. હવે ખાતમુહૂર્ત્ત વીતી ગયું છે માટે તે વાતને જવા દો.'

રાજાને મનમાં એમ થયું કે–જોશીમહારાજ નીતિ–અનીતિના દ્રવ્યની અસરની જે વાત કરે છે તે સાચી છે કે ખોટી, તેની મારે પરીક્ષા કરવી જોઇએ. એ પ્રમાણે વિચાર કરીને તેમણે પોતાની એક મહોર અને પેલા ગૃહસ્થની એક મહોર–એમ બન્ને મહોરો દિવાનના હાથમાં મૂકી. દિવાને વિચાર કર્યો કે-શેઠની ગીની કે જે નીતિથી મેળવેલ છે, તે હું પાપી માણસના હાથમાં મૂકું તો તેની

અસરની મને ખબર પડે. એવો ખ્યાલ કરીને પરોઢિયાના પાંચ વાગે એક મચ્છીમાર માછલાંનો ટોપલો લઈને આવતો હતો તેના હાથમાં દિવાને પેલી શેઠની ગીની મૂકી દીધી. આખા દિવસમાં માછલાં વેચવા છતાં ફક્ત ચાર-છ આના કમાનાર મચ્છીમારને આમ અનાયાસે ગીની મળતાં તે રાજી રાજી થઈ ગયો. તેના મનમાં થયું કે-આજે મને વેપાર કરવાની જરૂર નથી. સીધો જઈને તે માછલાંને ધીરે રહીને પાણીમાં નાંખી આવ્યો. વળતાં તેણે એક રૂપીઆનું અનાજ, ગોળ, ઘી વિગેરે લીધું અને ચૌદ રૂપીઆ રોકડા લીધા. તેને વિચાર આવ્યો કે-હું શા માટે પાપ કરું ? હું ગમે તે ધંધો કરીશ, પણ હવે મારે પાપી ધંધો તો ન જ કરવો. આવી રીતે તે પાપી ધંધો છોડી દે છે. એ રૂપીયાથી લાવેલું અનાજ ખાતાંની સાથે એના કુટુંબને પણ એ જ વિચાર થાય છે કે-આટલા રૂપીયામાં તો આપણા ૨-૩ મહિના નીકળી જશે. ત્યાં સુધી કોઈ ને કોઈ મજુરી શોધી લઈશું. શા માટે હવે આ પાપી ધંધો કરવો ? આ પ્રતાપ હતો એ નીતિના દ્રવ્યનો.

હવે ત્યાંથી દિવાન ગંગા નદીના કિનારા તરફ ગયો. ત્યાં જઈને જૂએ છે તો એક યોગિરાજ આસન લગાવીને સમાધિમાં મસ્ત બન્યા છે. તેનું કપાળ તેજસ્વી છે. આ યોગીની સામે આસ્તેથી પેલો દિવાન રાજાની ગીની મૂકી દે છે. થોડી વાર પછી યોગી સમાધિમાંથી જાગ્રત થાય છે. સૂર્યનો પ્રકાશ ગીની ઉપર પડે છે. આથી ગીની ખૂબ ચક-ચકિત બને છે. આ ગીનીનો પ્રકાશ યોગીની નજરે પડતાં

તેના વિચારમાં પરિવર્તન થવા માંડયું. તેણે સ્વતઃ બોલવા માંડયું કે-' ગામના લોકો ગાંજો પીવા માટે બે પૈસા નથી આપતાં ત્યાં આ સોનામહોર કયાંથી? ખરેખર, આજે ઇશ્વરે મારા ઉપભોગ માટે ગીની મોકલી છે. મારી આખી જીંદગીમાં મેં તેને જોઈ નથી.' એવો વિચાર કરતાંની સાથે તે વેશ્યાને ત્યાં જાય છે અને ચાલીશ વર્ષના જોગ ઉપર પાણી ફેરવે છે. આ પરિણામ છે અનીતિની ગીનીનું.

બીજું એક દૃષ્ટાંત કથાનુયોગ ગ્રંથમાં આવેલું યાદ આવે છે કે-એક બાર વ્રતધારી શેઠ હતા. પોતે દ્રવ્યોપાર્જન નીતિથી જ કરતાં. અનીતિની લેશ પણ વસ્તુ તેમના ઘરમાં સંઘરાતી નહોતી. શેઠ પોતે ધર્મિષ્ઠ હોઈ એક વાર સામાયિક લઇને બેઠા હતા. સામાયિક પૂરું થયે સ્ત્રીએ જમવા માટે બોલાવ્યા. શેઠ જમવા બેઠા. જમતાં પહેલાં સંકલ્પ-વિકલ્પ થવા માંડયાં. રસોઈ ભાવી નહિ. શંકા વ્યક્ત થઈ કે-આજે ગમે તેમ હો પણ રસોઇમાં કાંઈ પણ અનીતિનું દ્રવ્ય વપરાયું લાગે છે. પોતાની સ્ત્રીને પૂછયું કે-આજે રસોઈ કોના દ્રવ્યથી બનાવી છે? શેઠાણી વિચારમાં પડી કે-બધી વસ્તુઓ આપણા ઘરની જ વપરાય છે, છતાં સ્વામી આમ કેમ પૂછે છે! ઊહાપોહ કરતાં યાદ આવ્યું કે-પાડોશીના ઘર પાસેથી પોતે અગ્નિ પ્રગટાવવા માટે છાણું લાવી હતી. શેઠને વાત કરી કે-આવી રીતે હું દેવતા પાડવા એક છાણું લાવેલી તેનાથી આ રસોઈ બની છે. શેઠની શંકા ખરી પડી અને પોતાની સ્ત્રીને શિખામણ આપી કે-આવી તુચ્છ વસ્તુ પણ અનીતિમય હોઇ આહાર અશુદ્ધ

બને છે અને તેથી મને આહાર ઉપર રુચિ થઈ નહિ. અહીં શેઠની સ્ત્રીએ કોઇ પણ જાતિના ચોરીના અધ્યવસાય વિના છાણા જેવી કિંમતરહિત દ્રવ્યથી બનાવેલી રસોઈ જ્યારે અશુદ્ધ નિવડી, ત્યારે જેઓ અનીતિમાં જ જીવન પસાર કરી રહ્યા છે તેઓના માટે તો પૂછવું જ શું ?

આ પ્રમાણે નીતિ-અનીતિનું દ્રવ્ય બુદ્ધિમાં પરિવર્તન કરે છે. જેઓ અનીતિનું દ્રવ્ય હંમેશાં પોતાના પેટમાં નાંખે છે, તેમને ખબર નથી પડતી કે-તેમની બુદ્ધિ ભ્રષ્ટ થાય છે.

હવે ન્યાયસંપન્નવિભવ કોને કહેવાય ? તે ટૂંકામાં પણ જૂદી જૂદી રીતે વિગતથી વિચારી જોઈએ, કે જેથી ખ્યાલમાં રહે કે-શું કરવાથી ન્યાય અને અન્યાય ગણાય ?

સર્વ પ્રકારના વ્યાપારમાં ન્યાયપૂર્વક વર્તવું, અન્યાયથી ચાલવું નહિ. એક ભાવ કહી બીજો ભાવ કહેવો, ઉચિત રીતે નફો નહીં લેતાં રૂપીએ ત્રણ-ચાર આના કે તેથી વધુ નફો લેવો, સટ્ટાનો વેપાર કરવો, નોકર યા મજુરને મહેનતાણા પ્રમાણે પગાર-પૂરી મજુરી નહિ આપતાં તેની ગરજ જોઇ ઓછું આપવું; એ સર્વ અન્યાય તરીકે ગણાય છે. નોકરી કરતાં ધણીના સોંપેલા કાર્યમાંથી પૈસા ખાવા નહિ, લાંચ ખાવી નહિ, ઓછી સમજવાળા મનુષ્યને છેતરવા પ્રયત્ન કરવો નહિ, વ્યાજવટંતર કરનારે સામા ધણીને છેતરીને વ્યાજના પૈસા વધારે લેવા નહિ, માલ સેળભેળ કરીને વેચવો નહિ, સરકારી નોકરી કરનાર મનુષ્યે વહાલા થવા માટે લોકો ઉપર કાયદાવિરુદ્ધ જુલ્મ ગુજારવો નહિ, મજુરી યા કારીગરીનો ધંધો કરતાં રોજ લઈ કામ બરાબર

કરવું–ખોટું ઢીલ કરવું નહિ, નાત અથવા મહાજનમાં શેઠાઈ કરતો હોય તો પોતાથી વિરુદ્ધ મતવાળાને દ્વેષબુદ્ધિથી ગેરવ્યાજબી ગુન્હેગાર ઠરાવવો નહિ, કોઇ માણસે આપણું બગાડયું હોય તે દ્વેષથી તેના ઉપર ખોટો આરોપ મૂકવો નહિ અથવા નુકશાન કરવું નહિ, કોઈને ખોટું કલંક દેવું નહિ, ધર્મ અને ગુરુને બહાને પૈસા લેવા માટે ધર્મમાં ન હોય તે વાત સમજાવવી નહિ, નોકરની સ્ત્રી સાથે અયોગ્ય કર્મમાં વર્તવું નહિ, ધર્મ નિમિત્તે પૈસા કઢાવી પોતાના કાર્યમાં વાપરવા નહિ, ધર્મ સંબંધી કાર્યમાં વાપરવા માટે પણ ખોટી સાક્ષી પૂરી પૈસા લેવા નહિ, ધર્મકાર્યમાં ફાયદો થતો હોય તે બદલ મનમાં વિચારવું કે–આપણે ધર્મને વાસ્તે જ જુટ્ઠું બોલીએ છીએ–આપણા કામ માટે જુટ્ઠું બોલતા નથી, તેથી તેમાં દોષ નથી એમ સમજી ઊંધુંચત્તું કરવું, તે પણ અન્યાય જ છે. દેરાસર અથવા ઉપાશ્રયના કારભાર કરનારાઓએ તે ખાતાના મકાનો પોતાના ખાનગી કાર્યમાં વાપરવા નહિ, કોઈ માણસ નાત જમાડતો હોય તેની સાથે કાંઈ બિગાડ હોય તેથી તેનો વરો બગાડવા કાંઇ લડાઇ ઊભી કરવી, પકવાન્ન વિગેરે જોઈએ તેથી વિશેષ લઈ બગાડ કરવો, સંપ કરી વધારે ખાઈ જવું અને તેને તૂટ પડે તેવી યુક્તિઓ કરવી, તે પણ અન્યાય જ છે. પરસ્ત્રીગમન કરવું નહિ, સ્ત્રી અગર પુરુષ કાંઇ સલાહ પૂછે તો જાણ્યા છતાં ખોટી સલાહ આપવી નહિ, પોતાના ધણીના હુકમ સિવાય તેના પૈસા લેવા નહિ, એકબીજાને લડાઈ થાય તેવી સલાહ આપવી

નહિ, પોતાની માન-પ્રતિષ્ઠા વધારવા માટે અસત્ય ધર્મોપદેશ દેવો નહિ, અન્ય મતવાળો ધર્મ સંબંધી ખરી વાત કહેતો હોય, એમ છતાં 'એ ધર્મ વધી જશે'-એમ જાણી તે વાર્તા જુટ્ઠી પાડવાની કુયુક્તિ કરવી, તે પણ અન્યાય છે. પોતે અવિધિએ પ્રવર્તતો હોય અને બીજા પુરુષને વિધિથી વર્તતો જોઈ તેના ઉપર દ્વેષ ધારણ કરવો, તે અન્યાય છે. દાણચોરી કરવી, સ્ટાંપની ચોરી કરવી તેમજ ખરી પેદાશ છૂપાવી થોડી પેદાશ ઉપર સરકારને કર આપવો, તે પણ અન્યાય જ છે. ખાતર પાડવું, કૂંચી લાગુ કરવી અથવા લૂંટ પાડવી, તે પણ અન્યાય છે. ગુણવંતા સાધુમુનિરાજ, દેવ, ગુરુમહારાજ, તેમજ શુદ્ધ ધર્મનાં અવર્ણવાદ બોલવા નહિ તથા કન્યાનો પૈસો લઈ પોતે વિવાહ કરવો નહિ. આ સિવાય બહુ પ્રકારે અન્યાય થઈ શકે છે. તે સર્વ ત્યાગ કરીને વ્યાપાર કરવો અર્થાત્ **શુદ્ધ વ્યવહાર ચલાવવો, તે માર્ગાનુસરીનું પ્રથમ લક્ષણ છે.** આ એક જ લક્ષણ સમુચિત રીતે આવે તો માર્ગાનુસરીના બીજા લક્ષણો પણ સાંકળના અંકોડાની માફક પ્રાપ્ત થાય છે. આ સત્ય હંમેશાં યાદ રાખવાનું કે-આ દુનિયામાં આપણે **એક ગુણ સર્વાંશે ગ્રહણ કરીએ** અથવા ગ્રહણ કરવા પ્રયત્ન કરીએ, **તો બીજા સદ્દગુણો પણ તેની પછવાડે ચાલ્યા આવે છે.** આ વાત બહુ ધ્યાન રાખી મન ઉપર ઠસાવવા જેવી છે. દાખલા તરીકે-કોઈ માણસ સર્વાંશે પ્રમાણિકપણું ગ્રહણ કરે અથવા તેવા થવા મહેનત કરે, તો તે કદી હિંસા કરે નહિ, અસત્ય બોલે નહિ-એ સર્વ મહા-

પાપો પતી જાય છે; કારણ કે-જો તેની ઊંડી વિચારણા ચાલે તો તેને જણાઈ જાય છે કે-આ સર્વ કૃત્યોનો પણ અપ્રમાણિકપણામાં જ સમાવેશ થાય છે. મનુષ્ય પાંચ-સાત બાબતોને ન વળગતાં આ એક જ ગુણને ગમે તે ભોગે વિકસાવવા પાછળ જો આખી જીંદગી અર્પણ કરે, તો તે સર્વ પ્રકારના ઐહિક અને પારલૌકિક લાભો મેળવી શકે છે.

ગૃહસ્થનો આ ( માર્ગાનુસારી ) સામાન્ય ધર્મ છે. આ ગુણો આવ્યા પછી જ વિશેષ ધર્મ **સમ્યક્ત્વાદિની** પ્રાપ્તિ થાય છે. અર્થાત્ સમકિત પણ આ માર્ગાનુસારીના ગુણો આવ્યા હોય તો જ આવે, અન્યથા શુદ્ધ દેવ-ગુરુ-ધર્મને માનતો છતો મિથ્યાત્વી સમજવો; કારણ કે-જેને દેવ-ગુરુ-ધર્મ માને છે, તે દેવે, ગુરુએ કે ધર્મે માર્ગાનુ-સારીથી વિરુદ્ધ વર્તવાની આજ્ઞા જ કરી નથી: તો પછી જો તે દેવ-ગુરૂ-ધર્મને માનતો છતો તેમની આજ્ઞાને, કાયદાને, નિયમને ન અંગીકાર કરે, તો તેવો પુરૂષ વસ્તુતઃ દેવ-ગુરૂ-ધર્મને માનતો કેમ કહી શકાય? જરા ઊંડી બુદ્ધિએ વિચાર કરવાથી આ સમજી શકાય તેવું છે. આ સામાન્ય ગુણો આવ્યા વિના સમ્યક્ત્વની પ્રાપ્તિ થતી નથી અને સમ્યક્ત્વની પ્રાપ્તિમાં તો શુદ્ધ દેવ-ગુરૂ-ધર્મની માનીનતા સમાઇ જાય છે.

  

# યોગ–મીમાંસા

[ પ્રસ્તુત લેખ એક વિદ્વાન્ મુનિવર્યશ્રીની નોંધ ઉપરથી સંગ્રહિત છે. તેમાં મેં કેટલાક શબ્દો તથા વાક્યોનો યથાસ્થાને ઉમેરો કરી યથામતિ સંકલના કરી મૂકેલ છે. પોતાની વાસ્તવિક દશાનું ભાન કરાવે તેવો અતીવ ઉપયોગી જણાયાથી આ લેખ તરીકે પ્રસિદ્ધ કરાય છે. યોગ પરત્વે શાસ્ત્રીય દૃષ્ટિએ અબાધિત વિમર્શ–વિશિષ્ટ વિચારને સ્થાન હોઈ લેખનું નામ 'યોગ–મીમાંસા' રાખ્યું છે. –સં.]

'**मुक्खेण जोयणाओ जोगो**' જેના યોગે આત્માનું મુક્તિ સાથે બરાબર યોજન થાય, તે '**યોગ**' કહેવાય છે. એ આચારરૂપ પણ હોય અને પરિણામરૂપ પણ હોય. જે આચારરૂપ યોગ છે, તે **કર્મયોગ** કહેવાય છે અને જે પરિણામરૂપ યોગ છે તેને **જ્ઞાનયોગ** કહેવાય છે. કર્મયોગમાં આચારની મૂખ્યતા અને પરિણામની ગૌણતા છે અને જેમાં માત્ર પરિણામની જ મૂખ્યતા છે તે જ્ઞાનયોગ કહેવાય છે. કર્મયોગમાં શુભ ઉપયોગની દશા હોય છે, જેને સવિકલ્પક દશા કહેવાય છેઃ અથવા તો પ્રવૃત્તિમાર્ગ (અસત્થી નિવૃત્તિ અને સત્માં પ્રવૃત્તિ) યા તો ભેદોપાસના કહેવાય છે, કે જેમાં જગત્ માત્રથી પોતાનો આત્મા ભિન્નરૂપે છે–એવું ધ્યાન કરાય છે. ચોથા ગુણસ્થાનકથી આરંભી યાવત્ સાતમા સુધી શુભોપયોગ યા તો ભેદોપાસનાની મૂખ્યતા હોય છે. બાદ અભેદોપાસનાનો એટલે કે–પરમાત્મા સાથે આત્માનો અભેદ સિદ્ધ કરવા આરંભ થાય છે. એટલે કે–નિરંજનનિરાકાર પરમાત્માનું જે ધ્યાન તે આઠમા ગુણસ્થાનકથી શરૂ થાય, એને જ અભેદોપાસના

અથવા **નિવૃત્તિમાર્ગ** કહેવાય છે; કે જેમાં બાહ્ય આવશ્યકાદિ ક્રિયાઓ પણ હોતી નથી, માત્ર સમતા યા તો નિર્વિકલ્પક સમાધિ હોય છે. નિર્વિકલ્પક એટલે માનસિક વૃત્તિઓનો સંપૂર્ણ નિરોધ, જેને '**શુદ્ધ ઉપયોગ**' કહેવાય છે. એ દશા આઠમાથી બારમા ગુણસ્થાનક સુધી હોય છે. જેના અંતે 'ઉજાગરદશા' અથવા તો 'પ્રાતિભ' નામનું અનુભવજ્ઞાન થાય છે અને જેના પ્રતાપે કેવળજ્ઞાનરૂપ જ્યોતિ પ્રગટ થાય છે. એ નિવૃત્તિમાર્ગને જ 'ધર્મમેઘ સમાધિ' યા તો **અસંગાનુષ્ઠાન** કહેવાય છે.

યોગના બીજા પણ અનેક ભેદો છે. સ્થાન, વર્ણ, અર્થ આલંબન અને અનાલંબન. પ્રથમના બે 'કર્મયોગ' છે, જ્યારે બાકીના ત્રણ 'જ્ઞાનયોગ' છે. આ યોગની શુદ્ધિ પ્રણિધાન, પ્રવૃત્તિ, વિઘ્નજય, સિદ્ધિ અને વિનિયોગરૂપ શુદ્ધ આશય પંચક દ્વારા થાય છે. એ જ પ્રકારે અધ્યાત્મ, ભાવના, ધ્યાન, સમતા અને વૃત્તિસંક્ષયરૂપ યોગના પાંચ ભેદ છે. એમાં વૃત્તિસંક્ષયના બે ભેદ છે. ચિત્તવૃત્તિસંક્ષય (જે બારમે ગુણસ્થાનકે સિદ્ધ થાય છે.) અને યોગવૃત્તિસંક્ષય (જે ચૌદમે ગુણસ્થાનકે સિદ્ધ થાય છે.) તેવી જ રીતિએ ઇચ્છા, શાસ્ત્ર અને સામર્થ્યરૂપ ત્રણ ભેદો છે, જેમાં ઇચ્છાયોગ પ્રાયઃ ચતુર્થથી, શાસ્ત્રયોગ પંચમથી સપ્તમ પર્યંત અને સામર્થ્યયોગ અષ્ટમ ગુણસ્થાનકથી શરૂ થાય છે. એ સામર્થ્યના પણ ધર્મસંન્યાસ અને યોગસંન્યાસરૂપ બે ભેદ છે. ચિત્તવૃત્તિના પૂર્ણ નિરોધને ધર્મસંન્યાસનું ફળ કહેવાય છે. ધર્મસંન્યાસ એટલે ક્ષાયોપશમિક ધર્મોનો

સંન્યાસ-ત્યાગ અને ક્ષાયિક ધર્મોના આઠમા ગુણસ્થાનકથી પ્રાદુર્ભાવાર્થે પ્રયાસ. યોગસંન્યાસ એટલે સંપૂર્ણ કાયિક વૃત્તિનો નિરોધ, જેને ' અયોગિ દશા ' કહેવાય છે, જે શૈલેશીકરણનું ફળ છે. એ જ રીતિએ તે તે યોગમાં પ્રવેશ કરવા મિત્રા આદિ આઠ દૃષ્ટિ ( શુદ્ધ પરિણામજન્ય વિશેષ બોધ ) એ પણ યોગ જ છે. આ યોગોની પ્રાપ્તિનું કારણ તે તે અનુષ્ઠાન છે. જેના પ્રીતિ, ભક્તિ, વચન અને અસંગ- આ ચાર નામો છે. પૂર્વોક્ત સ્થાનાદિના ઈચ્છા, પ્રવૃત્તિ, સ્થિરતા તથા સિદ્ધિ કાર્ય છે અને એના પણ પ્રશમ, સંવેગ, નિર્વેદ અને અનુકંપા કાર્ય છે.

યોગનો વાસ્તવિક કાળ સંયમદશાનો કાળ છે. તે પૂર્વે ઉપચારથી યોગદશા માની શકાય. સમ્યગ્દર્શનના અસ્તિત્વમાં મૂખ્યતયા પ્રીતિ અને ભક્તિ અનુષ્ઠાન હોઈ શકે તથા શાસ્ત્રયોગની સન્મુખતા સંભવી શકે. આમ છતાં અપુનર્બંધકદશાથી પણ યોગનો પ્રારંભકાળ માની શકાય, પણ તે પૂર્વમાં તો અસંભવિત જ ગણાય. જ્યાં સુધી જીવ ચરમાવર્તી બને નહિ, ત્યાં સુધી એને યોગની દશા પ્રાપ્ત જ ન થાય, એટલું જ નહિ બલ્કે યોગ્યતાની પણ પ્રાપ્તિ થાય નહિ. વધુમાં યોગની દૃષ્ટિએ વાસ્તવિક યોગદશાનું શ્રવણ કરવાની પણ યોગ્યતા પ્રાપ્ત થાય નહિ. તદ્વિષયિણી જિજ્ઞાસા પણ ચરમાવર્તમાં જ થાય.

જે જીવ ચરમાવર્તમાં-છેલ્લા પુદ્ગલપરાવર્તમાં હોય, સંસારથી સ્વાભાવિક ઉદ્વિગ્ન હોય, તીવ્રભાવે પાપકર્તા ન હોય, સર્વત્ર ઉચિત પ્રવૃત્તિમંત હોય, અસદ્ભિનિવેશી ન

હોય અને શાસ્ત્રદૃષ્ટિએ આન્તરધર્મની અપેક્ષાએ ધર્મનો જિજ્ઞાસુ તથા અર્થી હોય, તે **અપુનર્બંધક** કહેવાય.

દૃષ્ટિ બે પ્રકારની છે. એક ઓઘદૃષ્ટિ અને બીજી વાસ્તવિકદૃષ્ટિ યા યોગદૃષ્ટિ. જે પ્રકાશ ગાઢ મિથ્યાત્વના સહકારથી અત્યંત આચ્છાદિત થએલ છે અને એથી જ જેમાં વિપર્યાસનો અતિ સંભવ છે, વિપર્યાસ જ છે, તે 'ઓઘદૃષ્ટિ' કહેવાય છે; કે જેમાં જગત્ મુંઝાયું છે. જ્યારે જેમાં ચરમ યથાપ્રવૃત્તિકરણના પ્રભાવે મિથ્યાત્વનો વેગ મંદ પડયો છે અને એથી અલ્પ પણ વિશુદ્ધ પ્રકાશ પથરાયો છે, તે 'વાસ્તવિકદૃષ્ટિ' કહેવાય છે. એમાં પણ અંશથી પણ મિથ્યાત્વના સંપર્કથી રહિત પ્રકાશ તો સ્થિરાદિ છેલ્લી ચાર શુદ્ધદૃષ્ટિ જ કહેવાય છે.

અપુનર્બંધક દશાના વિકાસમાં દૃષ્ટિનો પણ વિકાસ થાય છે. આમ છતાં એ દૃષ્ટિ અવિશુદ્ધ હોય છે, કારણ–મંદ હોવા છતાં મિથ્યાત્વના સંપર્કથી કલુષિત થએલ છે. એ દશામાં મિત્રાદિ પહેલી ચાર દૃષ્ટિઓ હોય છે. સમ્યગ્દર્શનની પ્રાપ્તિ અનંતર શુદ્ધદૃષ્ટિઓનો લાભ થાય છે. તેનો અવધિકાળ કેવળજ્ઞાનની સીમા સુધી છે.

સમ્યગ્દર્શનની ઉપલબ્ધિ બાદ '**અપરતત્ત્વ**'ની (સમવસરણમાં વિરાજમાન શ્રી જિનેશ્વરદેવનું રૂપ તે અપરતત્ત્વ કહેવાય છે.) જિજ્ઞાસા દિદૃક્ષા થાય છે, જેની સફળતા સપ્તમ ગુણસ્થાનકે પૂર્ણરૂપે થાય છે. એ દશામાં પ્રવૃત્તિમાર્ગની યા તો શાસ્ત્રયોગદ્વારા ભક્તિમાર્ગની તથા વચનાનુષ્ઠાનની મૂખ્યતા હોઈ વાસ્તવિક નિરંજનનિરાકાર

સ્વભાવી પરમાત્મસ્વરૂપ પરતત્ત્વની જિજ્ઞાસાવડે દિદ્દક્ષા થતી નથી. આમ છતાં શાસ્ત્ર-સાપેક્ષતાએ તે ધ્યાનની પૂર્વભૂમિકા માનવામાં હરકત નથી. ચતુર્થથી સપ્તમ ગુણસ્થાનક પર્યંત સાલંબન દશાનું પ્રાધાન્ય હોય છે. એથી ત્યાં સુધી સ્થાનાદિ ચાર યોગો, તથા પ્રીતિ, ભક્તિ, વચનાનુષ્ઠાન, અધ્યાત્મભાવના, અને ધ્યાનયોગ, તથા ઇચ્છા, શાસ્ત્રયોગનું પ્રાબલ્ય અને ક્ષાયોપશમિક ભાવનું અસ્તિત્વ હોય છે.

શાસ્ત્રયોગદ્વારા વચનાનુષ્ઠાનની ક્ષાયોપશમિક ભાવે પૂર્ણાહુતિ થયા બાદ આત્મા અતીવ નિર્મળ અને સંસ્કારી બની જાય છે; તેથી જ એ જેમ પ્રાથમિક દંડપ્રેરિત ભ્રમિ-દંડજન્ય છતાં પુનઃ દંડની નિરપેક્ષતાએ જ ઘટજનનમાં સ્વતઃ વ્યાપૃત બની ઘટને ઉત્પન્ન કરે છે, તેમ શાસ્ત્રયોગની નિરપેક્ષતાએ જ વચનાનુષ્ઠાનની ઉપાસના વિના જ સ્વતઃ શાસ્ત્રયોગજનિત આત્મસાતૂભૂત સંસ્કારદ્વારા ક્ષાયોપશમિક પણ ગુણોનો વિધ્વંસ કરવા પ્રયાસ આદરે છે; જે સમયે એને આવશ્યકાદિ બાહ્ય અનુષ્ઠાનોની આવશ્યકતા રહેતી જ નથી. માત્ર સમભાવમાં કે અભેદ ઉપાસનાના યા તો શુદ્ધ નિજ ઉપયોગમાં જ રમણતા રહે છે, જેના પ્રતાપે એ અસંગ અનુષ્ઠાનરૂપ બની જાય છે: અને એથી શાસ્ત્રમાં જે રીતિએ સિદ્ધ પરમાત્માનું સ્વરૂપ વર્ણવ્યું હોય, તે રીતિએ પરતત્ત્વની સકલ ચિત્તવૃત્તિનો નિરોધ થઈ નિર્વિકલ્પક દશા પ્રાપ્ત થઈ જાય છે; જેના પ્રતાપે રત્નત્રયરૂપ ગુણ તન્મય-આત્મસાત્ બની જાય છે. એ દશામાં અપરતત્ત્વના સામર્થ્યથી પરતત્ત્વની દિદૃક્ષા તીવ્ર હોય છે. એને ફલિભૂત કરવા

માટે અરુણોદયકલ્પ પ્રાતિભજ્ઞાનની અનુભવજ્ઞાનની પ્રાપ્તિ એ સમયે થઈ જાય છે. એ દશાના કાળને ‘ ધર્મસંન્યાસ ’ યા તો ‘ ચિત્તવૃત્તિસંક્ષય ’રૂપ ‘**સામર્થ્યયોગ**’નો કાળ કહેવાય છે. બાદ પરમાત્માના સ્વરૂપના આવિષ્કાર કાળને ફળકાળ કહેવાય છે. એ કાળમાં કોઈ પણ ધ્યાન હોતું જ નથી. ત્યાર બાદ પૂર્ણ જ્યોતિસ્વરૂપ આવિષ્કારાર્થે જે ધ્યાન કરાય અને સર્વથા યોગના નિરોધરૂપ જે ફળ આવે, તેને ‘ સર્વ સંન્યાસ ’ યા તો કાયિકવૃત્તિ નિરોધરૂપ ‘ સામર્થ્ય યોગ’ કહેવાય છે; જેને ‘ **અયોગ** ’ પણ કહેવાય છે. જેના અસ્તિત્વમાં ઔપાધિક સર્વ ગુણોનો વિધ્વંસ થાય છે અને ‘ **પૂર્ણબ્રહ્મ** ’નો અનંત ગુણમય જ્યોતિનો પ્રાદુર્ભાવ થાય છે; જેને ઇતર દર્શનકારો ‘ નિર્ગુણબ્રહ્મ ’ કહે છે અને જ્યોતિમાં જ્યોતિનો સમાવેશ કહે છે–અભેદ કહે છે. વસ્તુતઃ એ દશામાં સાહજિક અનંત ગુણોનો પ્રાદુર્ભાવ થાય છે.

યોગપ્રાપ્તિની મૂળ ભૂમિકા અપુનર્બંધક દશા છે. યદ્યપિ અપુનર્બંધકાદિને પણ જેઓ મિથ્યાત્વની ઉત્કૃષ્ટ સ્થિતિનો માત્ર એક જ વાર બંધ કરે, તે ‘ સકૃદ્બંધક ’ અને ન કરે તે ‘ **અપુનર્બંધક** ’ કહેવાય છે. સકૃતબંધક જીવ પણ અપુનર્બંધકની યોગ્યતા સંપાદક છે, જેનો સંસાર દોઢ–પુદ્ગલપરાવર્ત્ત હોય છે. તે જો કે ચરમાવર્તને પામેલો નથી, કિન્તુ સમીપવર્તી હોવાથી ભાવિમાં પામવાની તેની યોગ્યતા છે. અનંતા પુદ્ગલપરાવર્ત્ત ખપાવી આ સ્થિતિએ–ચરમાવર્તની સામીપ્યમાં પહોંચવું એ પણ વિરલ જીવોમાં સંભવિત છે. જો કે એનું અનુષ્ઠાન તો અપ્રધાન જ છે, છતાં

ભગવાન શ્રી જિનેશ્વરદેવના વ્યવહારવડે અર્થાત્ સદ્દનુષ્ઠાનના અભ્યાસરૂપ ક્રિયાએ કરી અને ગીતાર્થ ગુર્વાદિની પારતંત્ર્યતાએ ભાવિમાં એ અપવર્તનશીલને યોગ્ય થવાથી ક્રમિક શુદ્ધિનું પાત્ર બની શકે છે. એ જીવોને દ્રવ્યસમ્યક્ત્વ અને દ્રવ્યદીક્ષાની પ્રાપ્તિ કરાવી મુક્તિમાં મોકલ્યાનો શાસ્ત્રમાં ઉલ્લેખ છે, તથાપિ મૂખ્યત્વે યોગની ભૂમિકાનો પ્રારંભકાળ અપુનર્બંધક દશાથી છે અને એ જ મૌનીન્દ્ર વ્યવહારમાર્ગને અર્થાત્ માર્ગમાં પ્રવેશને યોગ્ય છે. એ અપુનર્બંધક જૈન પણ હોઇ શકે અને ઈતર પણ હોઈ શકે. શુદ્ધ અનુષ્ઠાનકારી જીવોના નિરીક્ષણથી જેઓના માનસમાં તે સદનુષ્ઠાનકારી જીવો પ્રત્યે આદર અને બહુમાન પ્રગટ થાય તથા ભવ-ઉદ્વેગ સહિત શુદ્ધાનુષ્ઠાનકરણની ઇચ્છા થાય, તે જીવો અપુનર્બંધક દશાને પ્રાપ્ત થાય છે. એટલે કે–એ જીવો લોકોત્તર ધર્મની પ્રાપ્તિ માટે અધિકારી બને છે, કારણ કે–તેઓના મિથ્યાત્વની અત્યંત મંદતા થઈ ગઈ છે. એટલે એમનું મન અંશમાં શુદ્ધ બનેલું છે, તેથી જ ધર્મબીજના વપન માટે યોગ્ય બનેલું છે. ધર્મબીજ ઉપર કથિત મુજબ જ છે. "१–आदर, २–करणे प्रीति, ३–अविघ्न, ४–संपदागमः, ५–जिज्ञासा ( તત્ત્વની જિજ્ઞાસા ), तज्ज्ञसेवा च शुद्धानुष्ठानलक्षणम् ।" આ ધર્મબીજો કહેવાય છે.

આ ધર્મબીજના ઉપાદાન ( ગ્રહણ ) સમયે જેમ અપ્રમત્ત સરાગ યતિ તેને વીતરાગદશાની પ્રાપ્તિમાં જેવો અનુભવસિદ્ધ આનંદ અથવા અતિશયનો લાભ થાય છે, કારણ કે--તથાવિધ વિશિષ્ટ ક્ષયોપશમ થયો છે; તેવી જ રીતિએ

અભિન્ન ગ્રન્થિ જીવને પણ ચરમાવર્તમાં ચરમ યથાપ્રવૃત્તિ-કરણના સામર્થ્યથી મિથ્યાત્વની મંદતા અને સમ્યક્ત્વની સન્મુખતા થવાથી તથાવિધ ક્ષયોપશમના યોગે યોગબીજ-ના ઉપાદાન સમયે કોઈ અપૂર્વ માત્ર સ્વાનુભવસિદ્ધ અતિ-શયિત આનંદ પ્રાપ્ત થાય છે. ધર્મસંગ્રહમાં ' धर्मबीजस्यापि अनुभवैकगम्यत्वं ' ઈત્યાદિ કથનથી પણ સિદ્ધ થાય છે. એટલું વિશેષ કે–આ યોગબીજોનું શ્રી જિનેશ્વરદેવાદિ પરત્વે પ્રશસ્ત કુશલ ચિત્ત ઈત્યાદિનું ઉપાદાન જૈનદર્શનાભિમત અપુનર્બંધક કરી શકે છે, જ્યારે ઈતરદર્શનાભિમત અપુન-ર્બંધકમાં તેની યોગ્યતા માત્ર હોય છે. તે જ્યારે જૈનદર્શ-નમાં આવે ત્યારે આનું ઉપાદાન કરી શકે છે. સિવાય બીજા અપુનર્બંધક અપ્રાપ્ત જીવોમાં તો તેની યોગ્યતા જ હોતી નથી.

અપુનર્બંધક દશા પ્રાપ્ત થાય, એટલે મુક્તિ પ્રત્યે અચરમાવર્તમાં ગાઢ મિથ્યાત્વના સહકારથી જે દ્વેષ થયો હતો તે નાબૂદ થઈ જાય છે અને આત્મીય દશાનો અદ્વેષ ( સંસાર પ્રત્યે સહજ ઉદ્વેગ અને મોક્ષ પ્રત્યે સાચી રુચિ) આવી જાય છે. તે તે દ્વેષાદિને સંસારની ઈચ્છાથી સેવે નહિ, બલ્કે સંસારના કાર્યોમાં નિરસતા હોય અને દેવતત્ત્વાદિના કાર્યમાં વધુ રસ હોય. એ જીવને ત્યાર બાદ સાચા તત્ત્વની જિજ્ઞાસા થાય; બાદ સદ્ગુરુનું શોધન, એમની પરીક્ષા, એમનો સ્વીકાર, એમની ઉપાસના–આ રીતે કરી એ જીવ ક્રમિક શુદ્ધિ કરે અને વાસ્તવિક '**યોગાવંચક**' બને. એટલે કે–જિજ્ઞાસા અને અર્થિત્વભાવે પરીક્ષાપૂર્વક સદ્ગુરુનો સમા-ગમ સાધે તથા તેમની ઉપાસના આદિ કરે, તેનું શ્રવણ કરે

અને 'जिनेषु कुशलं चित्तम' શ્રી જિનેશ્વરદેવના વિષયમાં નિર્મળ ચિત્ત કરે, એમનો સ્વીકાર કરે અને વિશુદ્ધભાવે એમને પ્રણામાદિ કરે. વિશુદ્ધિ એને કહેવાય છે કે-' આ પૂજાદિ અનુષ્ઠાન જ સંસારમાં અત્યંત ઉપાદેય છે પણ અન્ય ઉપાદેય નથી.' એથી જ એ અનુષ્ઠાનની ' संज्ञा विष्कंभणान्वितम ' આહારાદિ દશ પ્રકારની સંજ્ઞારહિત યા તો રોકવાવડે અને પૌદ્ગલિક ફળોની અપેક્ષા વિના જે આચરણા કરવી, તે ' ત્રિશુદ્ધિ ' કહેવાય છે.

ઇતિરદર્શનની અપુનર્બંધક દશાને પ્રાપ્ત કરવા માટે ' **પૂર્વસેવા** ' કારણ છે, જે ચરમાવર્તની નજદિકના આવર્તમાં સંભવિત છે. પૂર્વસેવા એટલે યોગને પ્રાપ્ત કરવા માટેની જે યોગ્યતાપ્રાપક તત્ત્વોની ઉપાસના અર્થાત્ લોકોત્તરગુણપ્રાપ્તિની યોગ્યતા સંપાદક ગુરૂ, દેવ આદિ પૂજ્યવર્ગનું પૂજન, સદાચાર, તપ અને મુક્તિ અદ્વેષ-એ બધી ધાર્મિક વૃત્તિઓનો સમાવેશ થાય છે. ઇતિરદર્શનાભિમત અપુનર્બંધક તથાવિધ ક્ષયોપશમના અભાવે મુગ્ધભાવે અન્ય દેવાદિ પ્રત્યે અદ્વેષપૂર્વક સર્વ દેવાદિને માને છે, જ્યારે જૈનદર્શનાભિમત અપુનર્બંધક શ્રી અરિહંતાદિને દેવાદિરૂપ માને છે અને એની પૂર્વસેવા ચરમાવર્તની પ્રાપ્તિની લગભગમાં હોય છે. એટલું વિશેષ કે-અપુનર્બંધકની પૂર્વસેવા નિરૂપચરિત છે, જ્યારે સકૃત્બંધકની પૂર્વસેવા કારણમાં કાર્યનો ઉપચાર કરી ઉપચરિત હોય છે. આ ઉપચરિત વસ્તુ પણ અવસ્તુ નથી, કારણ કે-ચરમાવર્ત સામીપ્ય છે. સિવાય બીજા જીવો તો દૂરવર્તી હોઇ અસદ્ભૂત કારણ પરત્વે જ હોય છે.

પૂર્વોક્ત દૃષ્ટિઓમાં આદ્ય ચાર પ્રતિપાતિની પણ છે અને સાપાય પણ છે, જ્યારે અંતિમ ચાર અપ્રતિપાતિની છે. કદાચ શ્રેણિકાદિની માફક સાપાય હોઇ શકે, પણ એમાં માત્ર કાયિક જ દુઃખ હોય, કિન્તુ માનસિક ભાવના તો નિર્મળ જ હોય.

યોગોમાં પણ સાશ્રવતા અને નિરાશ્રવતા તથા સાપાયતા અને અનાપાયતા હોય છે. જેમાં પાપબંધની શક્યતા હોય તથા કર્મબંધજનિત દુઃખોની શક્યતા હોય તેને સાશ્રવ અને સાપાય કહેવાય છે. વૃત્તિસંક્ષયયોગ તો નિરાશ્રવ જ હોય, કેમકે–એમાં અજ્ઞાન કે વિકલ્પજન્ય વૃત્તિઓનું અસ્તિત્વ હોતું નથી. પ્રથમની ચાર દૃષ્ટિઓમાં અજ્ઞાનબાહુલ્ય હોઇ પ્રતિપાત સંભવિત છે. એમાં અપાય પણ સંભવિત છે. પરંતુ એનો અર્થ એ ન થાય કે–પ્રથમની ચાર પ્રતિપાતિ જ છે. અન્યથા, અગ્રેતન ચારનો લાભ જ થાય નહિ. ચરમાવર્તી જે જીવો ચરમ યથાપ્રવૃત્તિકરણમાં આવી ગયા હોય, તે જીવો વસ્તુગત્યા આદ્ય ચાર દૃષ્ટિઓના અધિકારી બને છે. તે જીવો શાન્ત ઉદાત્તાદિ પ્રકૃતિમય હોય, કિન્તુ ક્ષુદ્રત્વાદિ પ્રકૃતિમય ભવાભિનંદી જીવ આદ્ય ચાર દૃષ્ટિના વાસ્તવિક અધિકારી બની શકતા નથી. ભવાભિનંદી જીવો અચરમાવર્તમાં નિબિડ મિથ્યાત્વના ઉદયના કારણે વિવેકલોચનથી પરાઙ્મુખ હોય છે તથા વિપર્યાસ બુદ્ધિમંત હોય છે અને એથી માત્ર લોકાદર માટે જ ધર્મક્રિયાના આચરનારા હોય છે. એટલે એમનું અનુષ્ઠાન શુદ્ધ હોતું નથી, કિન્તુ કુતર્ક અને તદ્દજનિત

અસદ્‌ભિનિવેશથી કલંકિત થયેલું હોય છે. જ્યારે જે જીવો મિથ્યાત્વની મંદતાના પ્રભાવે કુતર્કથી અને મિથ્યા અભિનિવેશથી દૂર હઠ્યા હોય, તેઓ ક્રમશઃ ચરમાવર્તની નજદિકમાં આવે છે અને ભવિતવ્યતાના યોગે ચરમ યથાપ્રવૃત્તિકરણ પર્યંત પહોંચી શકે છે.

ચરમ યથાપ્રવૃત્તિકરણ અપૂર્વકરણની નિકટમાં હોવાના કારણે તથા અપૂર્વકરણરૂપ કાર્યનું ઉત્પાદક હોવાના કારણે '**અપૂર્વકરણ**' જ છે. અપૂર્વકરણના પ્રતાપે ગ્રંથિભેદ થયા બાદ સમ્યકૃત્વની પ્રાપ્તિમાં પાંચમી **સ્થિરાદષ્ટિનો** લાભ થાય છે, જે સમયે મોક્ષપ્રાપક સદ્દનુષ્ઠાનમાં વાસ્તવિક પ્રવૃત્તિ થાય છે અને ઔદયિક કર્મના પ્રભાવે વિષયાદિનો ઉપભોગ થવા છતાં તે હેયતયા માનીને જ નિરસભાવે થાય છે. આ બન્નેને અનુક્રમે '**સત્પ્રવૃત્તિપદાવહ**' (શાસ્ત્રાવિરૂદ્ધ પ્રવૃત્તિથી પ્રાપ્ય જે મોક્ષપદ તેનું પ્રાપક) તથા '**વેદ્યસંવેદ્યપદ**' કહેવામાં આવે છે. "**वेद्यम स्त्री आदि सम्यक् हेयतया वेद्यते-अनुभूयते यत्र पदे सति-आशय विशेषे सति तत वेद्यसंवेद्य-पदम।**" પ્રથમની ચાર દૃષ્ટિમાં 'અવેદ્યસંવેદ્યપદ'ની તથાપ્રકારની ઉલ્બણતા-ઉગ્રતા હોવાના કારણે વાસ્તવિક 'નિર્મળબોધ' હોતો નથી, માત્ર 'શ્રુતજ્ઞાન' માની શકાય; જેને સકલ શાસ્ત્ર-અવિરોધિ-અર્થનિર્ણયકજ્ઞાન તરીકે માનવામાં આવે છે, કિન્તુ પદાર્થગ્રાહિ માત્ર જ્ઞાન તો નિબિડ મિથ્યાદૃષ્ટિઓને જ હોય. તેવું જ્ઞાન અપુનર્બંધકાદિને ન હોય; છતાં પ્રમાણનયનિક્ષેપાદિથી યુક્ત મહાવાક્યાર્થરૂપ સૂક્ષ્મ યુક્તિગમ્ય 'ચિંતાજ્ઞાન' પણ ન હોય, તેમજ તાત્પર્યગ્રાહિ

ઐદંપર્યાર્થરૂપ સર્વત્ર હિતકારી તથા સદ્દનુષ્ઠાનમાં પ્રવર્તક 'ભાવનાજ્ઞાન' પણ ન હોય. એ તો સમ્યગ્દૃષ્ટિમાં જ હોય. યદ્યપિ માસતુષાદિવત્ સમ્યગ્દૃષ્ટિમાં પણ ચિંતાજ્ઞાનનો અભાવ અનુભૂત થાય છે, તથાપિ ગીતાર્થ ગુર્વાજ્ઞા પારતંત્ર્ય હોવાના કારણે અને જ્ઞાનના ફળરૂપ શ્રદ્ધા અને વિરતિ હોવાના કારણે એઓમાં ચિંતાજ્ઞાન માનવામાં બાધ નથી.

મુક્તિનો વાસ્તવિક અદ્વેષગુણ પ્રગટ થયા બાદ અપુનર્બંધકાદિ કથંચિત્ પૌદ્ગલિક સુખની અપેક્ષાએ ધર્મક્રિયાનો કરનાર છતાં તેનું અનુષ્ઠાન વિષ કે ગરલ થતું નથી, પરંતુ તદ્દહેતુઅનુષ્ઠાન રહે છે; કારણ કે-એની અપેક્ષા વાસ્તવિક જ્ઞાન થયા બાદ વિનાશીની છે. અર્થાત્-એનામાં પ્રજ્ઞાપક ગુરૂના યોગમાં ધર્મદેશનાના શ્રવણ બાદ પ્રજ્ઞાપનાની યોગ્યતા આવી ગઈ છે. માત્ર વિશિષ્ટ જ્ઞાન નથી, તેથી જ આપાતમાં અપેક્ષા હોવા છતાં ભાવિમાં એ અપેક્ષા નિવૃત્ત થઈ શકે છે. એથી જ શાસ્ત્રોમાં સૌભાગ્યાદિની ઇચ્છાથી તે તે યોગ્ય જીવોને રોહિણ્યાદિ તપનું વિધાન પણ કરવામાં આવ્યું છે.

વાસ્તવ્ય અદ્વેષગુણ પ્રગટ થયા બાદ જે અનુષ્ઠાન મુક્તિના ઉદ્દેશથી કરાતું હોય અથવા તો જે પરંપરાએ મુક્તિનું કારણ બનતું હોય, તે અનુષ્ઠાનને 'તદ્દહેતુ અનુષ્ઠાન' કહેવામાં આવે છે. અર્થાત્-આત્માની સિદ્ધિને માટે જે ક્રિયા-સદ્દનુષ્ઠાન થાય તેને તદ્દહેતુ અનુષ્ઠાન કહેવાય છે.

જ્યારે મિથ્યાત્વ અતિ મંદ થઇ જાય, ત્યારે મિત્રાદિ દૃષ્ટિઓ પણ અપુનર્બંધકાદિ પ્રકારે માર્ગાભિમુખ કરી ભાવના કારણરૂપ '**દ્રવ્યયોગ**' બને છે અને મોક્ષનું યોજન કરે

છે. ચરમાવર્તી હોવાથી વિશિષ્ટ યોગ્યતા પ્રાપ્ત થઈ છે, એથી ભદ્રક પરિણતિમાન્ અપુનર્બંધક-મિથ્યાદૃષ્ટિનું મોક્ષના ઉદ્દેશથી સેવાતું દ્રવ્યાનુષ્ઠાન પણ ભાવનું પ્રાપક હોઈ **શિવરાજર્ષિની** જેમ યોગ્ય છે.

અચરમાવર્તમાં અનાભોગે યા તો વિપર્યાસે જે અનુષ્ઠાનનું સેવન કરવામાં આવે, તે અનુષ્ઠાન મૂખ્યતયા લોકાનુષ્ઠાન યા તો 'ઓઘાનુષ્ઠાન' કહેવામાં આવે છે. એમાં પણ ભવાભિનંદી જે ક્રિયા કરે, તે તો યોગની વિરોધિની જ હોય છે. આ જ કારણે અચરમાવર્તને ધર્મની દૃષ્ટિએ **બાલ્યકાળ** કહેવાય છે. એમાં અનંત વાર પણ કરાતી ધર્મક્રિયા તુચ્છ અને નિષ્ફળ માનવામાં આવી છે. જે દ્રવ્યક્રિયા તુચ્છ માની કાયક્લેશજનિકા માની છે તે અચરમાવર્તની સમજવી, જ્યારે ચરમાવર્ત એ ધર્મ માટે નવનીતકલ્પ છે અને '**યૌવનકાળ**' છે. એમાં આચરાતા અનુષ્ઠાનો અપુનર્બંધકાદિદ્વારા વિશેષ જ્ઞાન નહિ હોવા છતાં મુક્તિના કારણ બની જાય છે, કારણ કે એ અનુષ્ઠાનો ભાવાનુષ્ઠાનના કારણ બને છે. એથી જ એ દ્રવ્યરૂપ છતાં તુચ્છ નથી, કિન્તુ આદરણીય છે. એથી જ ભાવાજ્ઞાના પાલનની વાસ્તવિક યોગ્યતા સમ્યક્ત્વ લાભાનંતર હોવા છતાં કારણરૂપે અપુનર્બંધકાદિમાં પણ માનવામાં આવેલ છે. દ્રવ્યાનુષ્ઠાનના પ્રધાન-અપ્રધાન બે ભેદ છે. ભાવના કારણને પ્રધાન દ્રવ્યાનુષ્ઠાન કહેવાય છે, જ્યારે અંગારમર્દકાદિ અચરમાવર્તીનું દ્રવ્યાનુષ્ઠાન ભાવનું કારણ નહિ હોવાથી અપ્રધાન અર્થમાં દ્રવ્ય છે. આ અપ્રધાનતા 'अणुवओगो दव्वं' એ નિયમાનુસાર સમજવી.

અપુનર્બંધક જીવમાં એવી યોગ્યતા પ્રગટ થઈ જાય છે કે-તેઓમાં ધર્મબીજનું વપન થઈ શકે છે અને ક્રમિક શુદ્ધિનું પણ તે પાત્ર બની શકે છે. એથી જ એની તત્ત્વ-જિજ્ઞાસા તથા શુશ્રૂષા તીવ્ર હોય છે, એટલે જ એનામાં આગમવચન સમ્યગ્તયા પરિણમી જાય એવી યોગ્યતા પ્રગટ થઈ જાય છે. એ આસનસિદ્ધિક મતિમાન્ ભવ્ય હોવાના કારણે ઈહિલોકની સામગ્રીની સજાવટમાં યા તો પૂર્તિમાં અનાસક્ત હોય છે, જ્યારે પારલૌકિક કલ્યાણસાધક સામગ્રી પ્રત્યે એની દૃષ્ટિ કેન્દ્રિત થઈ ગયેલી હોય છે. પારલૌકિક કલ્યાણનું દર્શક યા તો જ્ઞાપક શાસ્ત્ર જ હોય છે, એવો તેનો અફર નિર્ધાર હોય છે; કારણ કે-એનો એવો ખ્યાલ હોય છે કે-“ધર્મ વિના કલ્યાણ હોય નહિ, જ્યારે ધર્મજ્ઞાપકતા એ સદાગમમાં જ સ્થિત છે; એટલે ધર્મની આરાધના કરવી હોય તો શાસ્ત્રની જ ઉપાસના કરવી જોઈએ.” શાસ્ત્રની ઉપાસના એટલે ભગવંતની ઉપાસના. એની જ આજ્ઞાનું પાલન કરાય તો જ ધર્મ થાય. યદિ શાસ્ત્રની આજ્ઞાનું વિરાધન કરવામાં આવે તો અધર્મ જ થાય. જેમ ચક્રવર્તીની આજ્ઞાનો ભંગ મહા અનર્થજનક બને છે અથવા તો જેમ ઔષધિ અવિધિથી સેવન હાનિ-કર બને છે, તેમ શાસ્ત્રનું પણ યથેચ્છ સેવન અહિતકર બને છે. એ શાસ્ત્ર અતીન્દ્રિય આત્મા અને પુણ્ય-પાપાદિ તત્ત્વોનું પ્રકાશક છે અને ધર્મ-અધર્માદિનું વ્યવસ્થાપક છે. તે અતીન્દ્રિય અર્થના દ્રષ્ટા વીતરાગનું જ પ્રમાણભૂત હોઈ શકે. અતીન્દ્રિય અર્થના સાક્ષાત્કારમાં રાગ, દ્વેષ અને મોહ

આવરણભૂત છે–અવરોધક છે. એના સર્વથા વિલય વિના અતીન્દ્રિય તત્ત્વોનો સાક્ષાત્કાર શક્ય નથી, એ સાક્ષાત્કાર વિના એનું પ્રકાશન પ્રામાણિક સંભવિત નથી, એ સાક્ષાત્કાર વિના પારલૌકિક અનુષ્ઠાનોનું પ્રદર્શન સંભવિત નથી, અને એના નિરૂપણ વિના તદર્થિ જીવોને એ અનુષ્ઠાનોના જ્ઞાન-રૂચિ અને ઉપાસનાદિ શક્ય નથી. એ નિરૂપણમાં અસત્યની સંભાવના રાગદ્વેષાદિ દોષોના અસ્તિત્વમાં હોઈ શકે. સર્વજ્ઞના નિરૂપણમાં એ દોષોનું આંશિક પણ સંભાવન ઘટી શકે નહિ, કારણ કે-તે દોષોના આમૂલચૂલ પ્રધ્વંસમા જ સર્વજ્ઞતાનો પ્રાદુર્ભાવ થાય છે. એથી જ માત્ર મહામોહના પ્રાબલ્ય વિના સર્વજ્ઞના વચનમાં અનાશ્વાસ થાય જ નહિ. શાસ્ત્રની વિધિપૂર્વક આરાધનાથી એટલે કે-શાસ્ત્રદર્શિત માર્ગપૂર્વક જ તે તે સદ્નુષ્ઠાનોનું સેવન કરવાથી વાસ્તવિક આરાધન થાય છે, એના દ્વારા ભગવંત પ્રત્યે આદરભાવ અને બહુમાન પ્રગટ થાય છે, એથી જ ભાવાજ્ઞાના આરાધનની યોગ્યતા પ્રાપ્ત થતી જાય છે અને એટલે જ ક્રમિક વિકાસ થતો જાય છે.

પરંતુ શાસ્ત્રપ્રદર્શિત અનુષ્ઠાનોનું સેવન કરવા છતાં, જો શાસ્ત્રની સાપેક્ષતા ન હોય, પ્રત્યુત નિરપેક્ષતા હોય અને યથેચ્છ અનુષ્ઠાનોનું ઉપાસન થતું હોય, તો એ અનુ-ષ્ઠાનનું સેવન અજ્ઞાનજનિત અને વાસ્તવિક દૃષ્ટિએ શાસ્ત્રના દ્વેષપૂર્વકનું હોઈ મિથ્યાત્વજનન કરી સંસારવર્ધક બની જાય છે.

અપુનર્બંધકાદિ જીવની દૃષ્ટિ પરલોકપ્રધાન હોઈ, પરલોકહિતસાધક અનુષ્ઠાનોનું માત્ર શાસ્ત્રપ્રદર્શક હોઈ શાસ્ત્ર પ્રત્યે જ તે જીવ આદર-બહુમાનવંત તથા ભક્તિવંત હોય

છે. એથી જ અનુષ્ઠાનસેવનમાં શાસ્ત્રલક્ષી હોય છે, એટલે એનામાં લોકોત્તર ધર્મની પ્રાપ્તિની અને ભાવાજ્ઞાના પાલનની પણ યોગ્યતા પ્રાપ્ત થતી જાય છે.

એ અપુનર્બંધક જીવ મિથ્યાત્વની અતિ મંદતાના પ્રભાવે અસદ્ગ્રહથી રહિત તથા ભગવત્કથિત અનુષ્ઠાનોમાં દત્તચિત્ત અને ઉપયુક્ત બની ગયેલો હોય છે. માત્ર એને સમ્યગ્દર્શન નહિ હોવાના કારણે વિશિષ્ટ બોધ નથી. આમ છતાં શક્યતાનુસાર એ જીવ અર્થનો પર્યાલોચક હોય છે, સૂત્ર, અર્થ અને ભગવંત પ્રત્યે આદરશીલ હોય છે, ગતાનુગતિકથી પર હોય છે અને સાચા ગુણોનો રાગી હોય છે. 'અપાર સંસારસાગરમાં અનેક દુઃખોને સહવાવાળા એવા મને મહાપુણ્યે દુર્લભતમ પ્રભુદર્શન પ્રાપ્ત થયું છે'- આ પ્રકારે અપૂર્વ પ્રમોદવાળો હોય છે, તેમજ વિધિનું પૂર્ણ પાલન નહિ થવા છતાં તેનો રસિક હોય છે, વિધિપૂર્વક અનુષ્ઠાનના પાલક પ્રત્યે બહુમાની હોય છે, વિધિભંગનો અતીવ ભીરૂ હોય છે, સાથે જ કર્મના નિયોજનથી મંદભાવે પાપક્રિયાકારક છતાં તીવ્રભાવે અકર્તા હોય છે, તત્ત્વનો પરમ શુશ્રૂષુ હોય છે, દેવ-ગુર્વાદિનો યથાસમાધિ સેવક અને પૂજક હોય છે તથા ધર્મનો અત્યંત રાગી હોય છે. અતઃ એનું અનુષ્ઠાન અપ્રધાન અર્થમાં દ્રવ્યરૂપે ગણાતું નથી, કિન્તુ ભાવાજ્ઞાના કારણરૂપે પ્રધાન અર્થમાં દ્રવ્યરૂપે ગણાય છે.

જ્યારે સકૃદ્બંધકને પણ ગુર્વાદિના યોગે અસદ્ગ્રહથી નિવૃત્ત થવા છતાં દત્તચિત્ત અને ઉપયુક્ત નહિ હોવાના કારણે ભાવાજ્ઞાના યોગ્યતાવાળા ગણી શકાતા નથી. સાથે જ

તેવા જીવોને વાસ્તવ અર્થની પર્યાલોચના, વાસ્તવ્ય ગુણાનુરાગ, પૂર્વમાં અપ્રાપ્ત એવા પણ અપૂર્વ તત્ત્વની પ્રાપ્તિથી જનિત પ્રમોદ, વિધિભંગજનિત દુઃખ અને તથાવિધ સંસારભીતિ નહિ હોવાના કારણે એમનું અનુષ્ઠાન અપ્રધાન અર્થમાં-તુચ્છરૂપ અર્થમાં દ્રવ્યરૂપે સમજવું. માત્ર અનુષ્ઠાન પવિત્ર હોઈ સાંસારિક ભોગફલજનક સમજવું, જે ભોગફલ ભાવિમાં સંસાર અને દુઃખવર્ધક હોય છે. શુભ અનુષ્ઠાનની સદ્‌વિષયતાના પ્રતાપે જ અભવ્યોનો અનંતશઃ ગ્રૈવેયકોમાં ઉત્પાદ શાસ્ત્રમાં શ્રવણગોચર થાય છે. અભવી ભવાભિનંદીને સુખની પ્રાપ્તિમાં મુક્તિઅદ્વેષ જ મૂખ્ય કારણ છે; પરંતુ અભવ્યે કરેલું શુભાનુષ્ઠાન મુક્તિઅદ્વેષ રૂપે હોયે છતે સદ્‌ભૂત (સાચી) મુક્તિરૂપ નથી, કિન્તુ તેની મુક્તિ સ્વર્ગથી અભિન્નપણે પરિણમિત હોય છે. એથી જ તેનું અનુષ્ઠાન સદનુષ્ઠાન રાગપ્રયોજક નથી. અતઃ અભવ્યોની કદાપિ પણ મુક્તિ હોતી નથી, જ્યારે ભવ્ય ચરમાવર્તી જીવનું મુક્તિઅદ્વેષત્વ સદ્‌ભૂત મુક્તિરૂપ હોઇ સદનુષ્ઠાન રાગપ્રયોજક હોય છે. અર્થાત્-અભવ્યોને ફલના વિષયમાં દ્વેષ હોતો નથી, જ્યારે ભવ્ય ચરમાવર્તીને ફલ અને ફળના સાધન પ્રત્યે દ્વેષ નથી હોતો. એ રીતે મુક્તિઅદ્વેષ નામકરણ એક હોવા છતાં બન્નેમાં તફાવત જાણવો.

યદ્યપિ જેમ પ્રજ્ઞાપક સદ્‌ગુર્વાદિકના યોગમાં પ્રજ્ઞાપ્ય અપુનર્બંધકાદિનો અસદ્‌ગ્રહત્યાગ પરંપરાએ રત્નત્રયીનો હેતુ બને છે, માટે અપુનર્બંધકાદિનું અનુષ્ઠાન કારણરૂપ દ્રવ્યાનુષ્ઠાન કહેવાય છે; તેમ સકૃદ્‌બંધકાદિનો પણ અસદ્‌ગ્રહ

અપવર્તનશીલ છે, તો એ પણ રત્નત્રયીનું કારણ બની તે જીવોના શુભાનુષ્ઠાનને ભાવાજ્ઞાના કારણરૂપ કેમ ન બનાવે? આ પ્રશ્નનું સમાધાન એ છે કે-અપુનર્બંધકાદિને ભાવાજ્ઞાની પ્રાપ્તિમાં અલ્પકાળનું અંતર છે તેથી તેમનું અનુષ્ઠાન કારણરૂપ માની શકાય છે, જ્યારે સકૃદ્બંધકાદિને ભાવાજ્ઞાની પ્રાપ્તિમાં અધિક અંતર છે તેથી તેમના અનુષ્ઠાનને ભાવાજ્ઞાના કારણરૂપ માની શકાય નહિ, પરંતુ અપ્રધાન જ માનવું જોઈએ.

ગાઢ મિથ્યાત્વના ઉદયમાં આગમવચન પ્રત્યે રૂચિ થતી નથી અને એથી જ આગમવચન સમ્યગ્ રીતિએ પરિણમતું નથી. એ કારણથી અનુષ્ઠાનનું સેવન અવિધિથી થાય છે. વિષયતૃષ્ણાનું પ્રાબલ્ય હોય છે, કષાયનું પણ આધિક્ય હોય છે, તાત્ત્વિક ધર્મ પ્રત્યે અરૂચિ હોય છે અને સત્-સમાગમ હોતો નથી; એથી જ વિપરીત બુદ્ધિ નષ્ટ થતી નથી અને આદરાતું અનુષ્ઠાન લાભના સ્થાને જ હાનિકર બની જાય છે. એ જીવોની પરલોક સામે દૃષ્ટિ હોતી નથી, કિન્તુ માત્ર આ લોકના જ વિષયસુખ પ્રત્યે દૃષ્ટિ કેન્દ્રિત થયેલી હોય છે અને એથી જ એવા જીવોને સુખમાં જ સુખની ભ્રમણા થએલી હોય છે. અતઃ વાસ્તવિક આંતરિક સુખના શોધનાર્થે તેઓને ઈચ્છા પણ પ્રગટતી નથી. એટલે આવા-અચરમાવર્તી જીવોનું અનુષ્ઠાન હરગીજ ભાવાનુષ્ઠાનના કારણરૂપે બની શકે નહિ : માટે જ એ અનુષ્ઠાન તુચ્છ હોઇ અનાદરણીય ગણાય. જ્યારે અપુનર્બંધકાદિના ( આદિ શબ્દે માર્ગાભિમુખ, માર્ગપતિત ગ્રહણ કરવા જે અપુનર્બં-

ધકની જ દશાવિશેષ છે.) મિથ્યાત્વની મંદતાના પ્રતાપે અસદ્ગ્રહનો ત્યાગ થવાથી, આચરાતા અનુષ્ઠાનો ભાવાજ્ઞાના કારણરૂપ બનતા હોવાથી તથા નિર્મળ બોધના અભાવમાં વિશિષ્ટ ઉપયોગ નહિ હોવાના કારણે દ્રવ્યરૂપ કહેવાતા છતાં અનુમોદનીય છે તથા ક્રમશઃ વિકાસક પણ છે. ભાવાજ્ઞા એટલે સમ્યગ્જ્ઞાનપૂર્વક ભગવત્કથિત અનુષ્ઠાનોના આચરણની શુદ્ધ પરિણતિ. એ પરિણતિપૂર્વક રત્નત્રયીનું વિશુદ્ધ પાલન એ ભાવાજ્ઞાનું પાલન છે. એ પાલન યથાશક્ય હોઇ શકે, કારણ કે-અયથાબલ યા તો શક્તિના અતિરેકથી ક્રિયમાણ આરંભ હાનિકર બને છે; છતાં શક્તિનું પ્રમાદથી ગોપન પણ ન હોવું જોઈએ. એટલે આ રીતિએ શુદ્ધ પરિણતિથી ભાવાજ્ઞાની સન્મુખતાએ પણ જે અનુષ્ઠાનોનું સેવન કરાય, તે વિશુદ્ધ ઉપયોગ નહિ હોવાના કારણે દ્રવ્યાનુષ્ઠાનરૂપ ગણાવા છતાં અવશ્ય અનુમોદનીય છે. યદ્યપિ સર્વવિરતિને દ્રવ્યાનુષ્ઠાનની અનુમોદના કેમ હોય ?-આવો પ્રશ્ન થઇ શકે છે : કારણ કે-સાધુનો અધિકાર માત્ર ભાવસ્તવમાં જ પર્યાપ્ત થએલો હોય છે. તેનું સમાધાન એ છે કે-સાધુને સાક્ષાત્ દ્રવ્યસ્તવકરણમાં પ્રવૃત્તિ કરવાનું નિષેધવામાં આવ્યું છે, પરંતુ એના કરાવણ અને અનુમોદવામાં નિષેધ કરવામાં આવ્યો નથી. જે યોગ્ય પ્રજ્ઞાપ્ય હોય તેને જે વિષયનો નિષેધ કરવામાં ન આવ્યો હોય, તે વિષયનું સાધુને પણ અનુમોદન હોઇ શકે છે; પરંતુ જે અયોગ્ય હોય તેને ભાવિના લાભાલાભની દૃષ્ટિએ અગર જો નિષેધવામાં ન આવ્યું હોય તો તે અનુમોદનીય બની શકતું નથી. આથી તેવા અધિકારી જીવનું પણ તથાવિધ દ્રવ્યાનુષ્ઠાન પણ અનુ-

મોહનીય જ બને છે. આ જ કારણે ‘ અરિહંતચેઈયાણું ’ સૂત્રમાં સાધુ અને શ્રાવક-બન્નેને ઉદ્દેશી કાયોત્સર્ગકરણમાં વંદનાદિ છ કારણો દર્શાવવામાં આવ્યા છે. એમાં સાધુને પૂજા-સત્કારાદિ, કે જે વસ્ત્રાદિદ્વારા થાય છે, તેનો તો સાક્ષાત્કરણનો નિષેધ છે; તો પૂજા આદિ નિમિત્તે કાયોત્સર્ગ-કરણ કેમ સંભવી શકે ? એથી જ સાબીત થાય છે કે-સાક્ષાત્ કરણી નિષેધ છતાં બીજા યોગ્ય જીવોદ્વારા કરાવણમાં અને અનુમોદનમાં સાધુઓને નિષેધવામાં આવેલ નથી. એ નિષેધ નહિ હોવાના કારણે જ દ્રવ્યસ્તવની અનુમોદના હોઈ શકે છે અને એથી જ અપુનર્બંધકાદિના ભાવાજ્ઞાના કારણભૂત બનતા એવા દ્રવ્યાનુષ્ઠાનની પણ અનુમોદના હોઈ શકે છે : કારણ કે-એ જીવોમાં ધર્મબીજના વપનની યોગ્યતા પ્રગટ થઈ ચૂકી હોય છે. ધર્મનું બીજ ભાવાજ્ઞા પ્રત્યે સદ્ભાવ કિંવા બહુમાન જે આત્મામાં પ્રગટ થાય તે છે, અથવા તો ભાવા-જ્ઞાના કારણભૂત દ્રવ્યાજ્ઞાના પાલનમાં પણ બહુમાન પ્રગટ થાય તે છે.

જેમ શ્રી જિનેશ્વરદેવ પ્રત્યે કુશલ ચિત્તાદિ પણ ધર્મના બીજરૂપે વર્ણવામાં આવ્યા છે, અથવા તો શુદ્ધ ધર્માનુષ્ઠાન અને તેના કર્ત્તા જીવો પ્રત્યે આદર અને બહુમાન પણ ધર્મના બીજ તરીકે વર્ણવવામાં આવ્યા છે; તેમ ભાવા-જ્ઞાના કારણરૂપ દ્રવ્યાજ્ઞાના પાલન પ્રત્યે આદર અને બહુમાન એ પણ ધર્મનું બીજ છે.

જેમ અયોગ્ય ભૂમિમાં ક્રિયમાણ બીજનું વપન નિષ્ફળ છે, તેમ અપ્રશાંત ચિત્તવાળા પ્રાણીમાં ધર્મબીજનું

વપન નિષ્ફળ છે. જ્યાં સુધી મિથ્યાત્વનો પ્રબળ ઉદય હોય ત્યાં સુધી ચિત્ત પ્રસન્ન કે શાંત થતું નથી, એના મનમાં શાસ્ત્ર પ્રત્યે સદ્ભાવ પ્રગટ થતો નથી તથા એથી જ એ જીવના પૂજા આદિ કાર્યો ફલિભૂત થઈ શકતા નથી અને સાથે જ અપૂર્ણ રહી જાય છે.

અપ્રશાંતમતિક જીવના ચિત્તમાં શાસ્ત્રના સદ્ભાવ અર્થે પ્રતિપાદન કરવા મથવું, તે એના અહિત માટે થાય છે; કારણ કે-અયોગ્ય હોઈ અનધિકારી છે. એથી જ શાસ્ત્ર-સદ્ભાવ પ્રતિપાદનરૂપ '**ધર્મબીજ**' એના ચિત્તમાં વાવી શકાય તેમ નથી; છતાં પરીક્ષા વિના ધર્મબીજનું વપન કરવામાં આવે તો એ જીવ ધર્માનુષ્ઠાનનું વિપરીતપણે જ આચરણ કરે. અતઃ એનું અધઃપતન અને સંસારમાં પર્ય-ટન થાય, જેના નિમિત્ત તરીકે એ અપરીક્ષક જીવ જ આલેખાય અને એથી જ એ જીવ પણ સંસારમાં ભ્રમણ કરનારો બને.

જ્યારે જીવમાં પરલોકપ્રાધાન્યનો ભાવ પ્રગટ થાય અને એથી પરલોકસાધક શાસ્ત્ર પ્રત્યે સદ્ભાવ પ્રગટ થાય, ત્યારે એ જીવમાં પ્રણિધાનાદિરૂપ પાંચ આશયોનો શુભ પરિણામ ક્રમશઃ પ્રગટ થાય. એ પાંચેય આશયો કાંઈક બાહ્ય ક્રિયારૂપ હોવા છતાં અંતરના શુભ પરિણામરૂપ છે. અતઃ એ ભાવરૂપ છે અને એથી જ આ ભાવ વિના જેટલી ક્રિયાઓ કરવામાં આવે તે દ્રવ્યરૂપમાં જાય છે એટલે તુચ્છરૂપે ગણાય છે, બલ્કે હાનિકર પણ બની જાય. 'ચિક્ષિનાદિ' વિશેષણોથી અલંકૃત પણ આવશ્યકાદિ અનુ-

ષ્ઠાન ઉપર્યુક્ત આશયપંચક શૂન્ય હોય અર્થાત્ એ આશય-રૂપ ઉપયોગ યા તો ભાવથી શૂન્ય હોય તો તુચ્છ ગણાય, ત્યારે અશુદ્ધનો તો વિચાર જ શો કરવો ?

ધર્મબીજની લાયકાતવાળા જીવમાં ધર્મબીજનું વાવેતર થયા બાદ દેશનાદિ દ્વારા જો એનું સિંચન કરવામાં આવે, તો અંતમાં સદ્ધર્મની એટલે લોકોત્તર ધર્મની પ્રાપ્તિ થઈ શકે છે. એ લોકોત્તર ધર્મ વાસ્તવિક નિર્મળ ચિત્તરૂપ છે અને એ નિર્મળ ચિત્તના શુભ પરિણામજનિત શુભ અનુષ્ઠાનરૂપ છે. જ્યાં સુધી મળનો વિગમ થતો નથી, ત્યાં સુધી વાસ્તવિક ધર્મનો પ્રાદુર્ભાવ થતો નથી. રાગ, દ્વેષ અને મોહ એ મળરૂપ છે. તેમનો સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ક્રિયા દ્વારા વિગમ થાય છે. એ વિગમ દ્વારા જેટલી શુભ પરિણતિ થાય એટલે કે-જેટલા શુભ સંકલ્પો થાય, તેટલા અંશમાં ધર્મની પુષ્ટિ થાય છે. એ શુભ ઉપયોગને જ **'સવિકલ્પ સમાધિ'** કહેવામાં આવે છે. એના દ્વારા પુણ્યાનુબંધી પુણ્યનું ઉપાર્જન અને દઢીકરણ થાય છે તથા એ રાગાદિના વિગમથી જો ચિત્તની વાસ્તવિક શુદ્ધિ થાય તો કર્મની નિર્જરા થાય છે અને આત્મા શુદ્ધ દશામાં સ્થિર થાય છે. આ શુદ્ધ દશાને **'શુદ્ધ ઉપયોગ'** કહેવાય છે, જે નિર્વિકલ્પક દશારૂપ છે; જેમાં એકત્વનો આવિષ્કાર થાય છે. આવા પુષ્ટિ અને શુદ્ધિ સ્વરૂપ ધર્મની પ્રાપ્તિ, સ્થિરતા તથા સફળતા પૂર્વોક્ત આશયપંચકદ્વારા થાય છે. આ બન્ને (પુષ્ટિ અને શુદ્ધિ) જો અનુબંધી હોય તો ફળજનક બને છે. એનો અનુબંધ પ્રણિધાનાદિરૂપ ભાવા-

ત્મક શુદ્ધ આશયદ્વારા થાય છે અને તેથી એનો અનુબંધ ચાલુ જ રહે છે, તેથી શુદ્ધિનો પણ પ્રકર્ષ થાય છે: પરંતુ બન્નેની સાનુબંધતા ન હોય તો નિષ્ફળ જાય છે, માટે આશયપંચક શુદ્ધ ભાવરૂપ છે. આ આશયપંચકપૂર્વક સ્થાનાદિ પંચકનું યથાવિધિ શુદ્ધ પાલન તે **ધર્મ** કહેવાય છે અને એને જ **યોગ** પણ કહેવાય છે. એ આશયપંચક વિના **સ્થાન**, કે જે મુદ્રાત્રિકરૂપ અને ઉર્ધ્વાસન યા તો પદ્માસનાદિક રૂપ છે: **વર્ણ**, કે જે અસ્ખલિતાદિ પદોપેત અને 'सिक्खयादि' પદયુક્ત સૂત્રના શુદ્ધ ઉચ્ચારણરૂપ છે: **અર્થ** કે જે વાક્યાર્થ-મહાવાક્યાર્થ અને ઐદંપર્યાર્થ તત્-ચિત્ત, તદ્‌મન, તલ્લેશ્ય અને તદધ્યવસાયરૂપ ઉપયોગાત્મક છે: **આલંબન**, કે જે ચાર નિક્ષેપારૂપ શ્રી જિનેશ્વરદેવ અને જ્ઞાનાદિ વિષયરૂપ છે અથવા જ્ઞાનાચારાદિરૂપ વિષયા-ત્મક છે: અને **અનાલંબન**, કે જે પિંડસ્થ, પદસ્થ કે રૂપસ્થસ્વરૂપ આલંબનાત્મક નહિ હોઇ રૂપાતીતસ્વરૂપ નિરંજનનિરાકાર પરમાત્માના ધ્યાનરૂપ છે, એ આહિ નિર-ર્થક છે. આ પાંચેયની સાર્થકતા પ્રણિધાનાદિ ભાવપંચક પર નિર્ભર છે.

આ આશયપંચક ઉત્તરોત્તર ધર્મશુદ્ધિ અને સિદ્ધિના કારણભૂત છે. લોકોત્તર ધર્મની એટલે સમ્યગ્દર્શનની પ્રાપ્તિ અનંતરકાળમાં આ આશયપંચકનો લાભ ક્રમશઃ થાય છે. લોકોત્તર ધર્મ-પાપઉદ્વેગ, પાપજુગુપ્સા અને ચિત્તથી પાપ-અકરણદ્વારા પ્રાપ્ત થાય છે. જ્યાં સુધી અકરણનિયમ પ્રાપ્ત ન થાય, ત્યાં સુધી લોકોત્તર ધર્મની સન્મુખતા થતી

નથી અને પાપાકરણ વિના વાસ્તવ ધર્મનું આચરણ પણ થતું નથી. જો કે મૂખ્યતાએ સર્વ શુભાનુષ્ઠાનોનો અને તત્સાધક શુભ પરિણામનો ત્યાગ એ જ વાસ્તવિક '**અકરણનિયમ**' છે. જ્યાં સુધી તેવી ઉત્કટ દશા પ્રાપ્ત ન થાય, ત્યાં સુધી ધર્મ અને અધર્મનું શાસ્ત્રદ્વારા પારમાર્થિક જ્ઞાન મેળવી અને તેવી જ રીતિએ વિશ્વાસ કરી, જે અધર્મનું અકરણ અને ધર્મનું આચરણ કરવું, તે પણ 'અકરણનિયમ' છે.

આ દશા અપુનર્બંધકપણું પ્રાપ્ત થયા બાદ યોગ્યતા અથવા પ્રાથમિક ભૂમિકા તરીકે પ્રાપ્ત થાય છે, લોકોત્તર ધર્મની પ્રાપ્તિ બાદ એનો પ્રારંભ થઇ જાય છે તથા વાસ્તવિક અષ્ટમ ગુણસ્થાનકે પ્રાપ્ત થાય છે. અપુનર્બંધક જીવ પાપભીરૂ છતાં અજ્ઞાની હોવાથી વાસ્તવિક પાપનો ત્યાગી બની શકતો નથી અને તેમાં પણ અનાભોગાદિના કારણે કેટલીક વાર વિરૂદ્ધ આચરણ પણ થઈ જવાનો સંભવ રહે છે; છતાં સમ્યગ્દર્શનનો નિકટવર્તી હોઈ પાપાકરણની યોગ્યતાવાળો થઇ ગયો છે: જ્યારે મિથ્યાત્વના સર્વથા અભાવમાં અર્થ અને અનર્થનું તથારૂપે સમ્યગ્દર્શનના પ્રભાવથી પ્રકાશન થએલ હોવાથી, વિવેકી સમ્યગ્દૃષ્ટિ જીવ નિર્મળ બોધના અથવા તો સદ્ગુરૂની પરાધીનતાના પ્રતાપે ચિત્તથી પાપને કરનારો હોતો જ નથી; માત્ર કર્મના અવશ્ય ભોગ્ય નિયોજનના પ્રતાપે કાયાથી જ પાપનો કર્ત્તા હોય છે. એથી જ તે **કાયપાતિ** કહેવાય છે પણ **ચિત્તપાતિ** કહેવાતો નથી અને સાથે જ એને **બોધિસત્ત્વ** પણ કહેવાય છે. બોધિ એટલે ભગવદ્ભાષિત ધર્મનું જ્ઞાન,

તેની શ્રદ્ધા, તદ્દનુસાર પાપનું અકરણ તથા શુભાનુષ્ઠાનનું કરણ. આવા બોધિપ્રધાન જીવને 'બોધિસત્ત્વ' કહેવાય છે.

આ રીતિએ પ્રથમ કાળમાં ચિત્તથી અને શરીરથી પાપાચરણ થતું તે દૂર થઈ, જ્યારે માત્ર કાયાથી જ પાપાચરણ થવા માંડ્યું અને ચિત્તથી મુક્તિની અભિલાષા તથા પાપ પ્રત્યે ઘૃણા જારી રહી, ત્યારે પરિણામે કાયાથી પણ પાપાકરણનો નિયમ આવી જાય; એટલે ચિત્ત અને શરીર ઉભયથી પણ પાપાચરણ થાય નહિ. જે સમયે દુઃખથી ઉદ્વેગ હોતો નથી, સુખમાં સ્પૃહા હોતી નથી, પણ માત્ર કર્મવિપાકના જ્ઞાનપૂર્વક સર્વત્ર રાગદ્વેષરહિત યા તો અહંભાવ કે મમતારહિત '**સમભાવ**' વિદ્યમાન હોય છે. આવી સ્થિતિવાળા જીવને '**સ્થિતપ્રજ્ઞ**' કે 'સમાહિતસત્ત્વ' પણ કહેવામાં આવે છે.

આ જીવ સમતામાં અને સ્થિરતામાં દૃઢ બની એવો સંસ્કારથી વાસિત થાય છે, કે જેથી એના પ્રભાવે વૈરિઓનું વૈર નિવૃત્ત થાય છે, ક્રમશઃ એના સર્વ આવરણોનો વિલય થાય છે તથા 'પરમતત્ત્વ'નો સાક્ષાત્કાર થાય છે; જે સમયે એને '**કૈવલ્યમુક્ત**' યા તો **વિદેહી** કિંવા '**જીવનમુક્ત**' કહેવાય છે. એ પરમતત્ત્વનો સાક્ષાત્કાર ઔપાધિક ગુણોના વિષયાનંતર થાય છે. મતિ, શ્રુતાદિ ગુણો પણ ઔપાધિક ગુણો છે, કારણ કે–આવરણના સર્વથા વિલયજન્ય નથી, અતઃ આત્માના સ્વભાવભૂત નથી; પરંતુ ક્ષાયોપશમિક હોઇ વિભાવરૂપ છે. એથી જ એવા ગુણોના વિષયાનંતર જ પરતત્ત્વ કિંવા જગત્‌નો સાક્ષાત્ આવિષ્કાર થાય છે. એ આવિ-

પ્કારના અસ્તિત્વકાળમાં કોઈ પણ પ્રકારનું ધ્યાન હોતું નથી અને માત્ર સામયિક બંધ હોય છે તથા જગત્ પ્રતિ સર્વથા ઉદાસીન વલણ હોય છે.

આવી ઉત્કટ દશા **'ફલાવંચક'** જીવને પ્રાપ્ત થાય છે. જ્યારે શુભ ઉપયોગપૂર્વક શુભ ક્રિયાઓનું દત્તચિત્તે આરાધન થાય છે, ત્યારે એ ક્રિયાઓના ફળને અવંચિત કરવાની અર્થાત્ સફળ કરવાની યોગ્ય દશા પ્રાપ્ત થાય છે; જેના યોગે આત્મરમણતા રૂપ શુદ્ધ ક્રિયામાં સમતા યા તો અભેદ ઉપાસનારૂપ નિર્વિકલ્પ દશામય શુદ્ધ ઉપયોગદ્વારા રમણતારૂપ ફળની પ્રાપ્તિ થાય છે. ફલાવંચક જીવને જાગર દશામાંથી પણ, કે જે સમ્યગ્દૃષ્ટિ સંયમી આદિને હોય, તેથી આગળ વધી માત્ર આત્માનુભવરૂપ **'ઉજાગરદશા'** પણ પ્રાપ્ત થઈ જાય છે. જે અનુભવદશા માત્ર સ્વસંવેદ્ય છે પણ શબ્દદ્વારા વાચ્ય નથી, મનદ્વારા ગમ્ય નથી અને ચક્ષુદ્વારા દૃશ્ય નથી; આમ છતાં નિષેધ્ય પણ નથી જ : કારણ કે–તે તે જીવોને અનુભવસિદ્ધ છે. એવું પણ સંભવિત છે કે– જેનું આંશિક પણ આલેખન થઈ શકે નહિ, બલ્કે જે કલ્પનાથી પણ અકલ હોય તો પણ તત્ત્વો અનુભવથી ગમ્ય થઈ શકે છે. એથી જ અનુભવસિદ્ધ તત્ત્વનો અપલાપ કરી શકાય નહિ.

ક્રિયા અવંચક બન્યા વિના ફલાવંચક બની શકાતું નથી. ક્રિયા–અવંચકતા એટલે કે–શાસ્ત્રાનુસારી સદ્ગુર્વાદિ દ્વારા શાસ્ત્રને અનુસરી દર્શિત તત્ત્વોનો સ્વીકાર કરવો અને સૂચિત અનુષ્ઠાનોનું યથાકાલ અને યથાશક્તિ સેવન કરવું તે છે. એ ક્રિયા–અવંચકતામાં ગુણસ્થાનક ભેદે આરાધનાનો

ભેદ પણ સંભવી શકે. આમ છતાં તે જીવ 'ઈચ્છાયોગિ' તો હોય જ અને એથી જ શક્ય અનુષ્ઠાનોનો આરાધક છતાં અશક્યનો વાંચ્છુક પણ હોઈ શકે છે; છતાં વાસ્તવિક તો '**શાસ્ત્રયોગિ**' જીવ વચનાનુષ્ઠાનનું પૂર્ણ આરાધન કરે તે જ 'ક્રિયા-અવંચકતા' છે. જેટલા જેટલા અંશમાં ક્રિયા-અવંચકતા પ્રગટ થતી જાય, તેટલા તેટલા અંશમાં **જાગૃતિ દશા** પ્રગટ થતી જાય છે.

એ જાગૃતિ દશા એટલે મિથ્યાદૃષ્ટિ જીવ જે વિષયકષાયજનિત સુખસામગ્રીમાં કે સુખમાં સુખની કલ્પના અને વૈરાગ્યજનિત આત્મિક સુખમાં દુ:ખની કલ્પનારૂપ સુષુપ્તિમાં નિદ્રિત હોય, તેનાથી પરાઙ્મુખ બની, વિષયકષાયજનિત સુખમાં દુ:ખની માન્યતા અને આત્મિક સુખમાં જ માત્ર સુખની માન્યતારૂપ જે 'અનિદ્રિત દશા' તે છે. વિષયકષાયજનિત સામગ્રીમાં બાહિર સુખ અને આંતરિક દુ:ખ, જ્યારે વૈરાગ્યજનિત આત્મિક સુખમાં બહિર્દુ:ખ હોય પરંતુ આંતરિક તો સુખ જ હોય.

અર્થાત્ મિથ્યાત્વ અંધ જીવોને માટે જે આન્તરસ્ફુટ પ્રકાશરૂપ ઝગઝગતો દિન હોવા છતાં નિશારૂપ હોય અને એથી જ એ પ્રકાશના વિષયમાં એ અજ્ઞાની જીવોની અજ્ઞાનરૂપ 'નિદ્રા દશા' હોય ત્યારે તેવી સ્થિતિમાં જ જીવોની પરિપૂર્ણ જાગૃતિ હોય તે 'અનિદ્રિત દશા' છે: તથા મૂઢ અજ્ઞાની જીવોની વિષયકષાયજનિત સામગ્રીમાં સુખની કલ્પનારૂપ જે જાગૃતિ હોય તે જ સ્થિતિમાં જેઓનું પરમ ઔદાસીન્ય હોય બલ્કે જેઓની ઘૃણા કે સર્વથા નિરપેક્ષતા હોય, તે '**જાગૃતિ દશા**' છે.

# નિગોદ—સ્વરૂપ

આ સંસારમાં સર્વથી કનિષ્ઠ અવસ્થાને ભોગવનારા જીવો નિગોદના નામથી ઓળખાય છે. તેમને ત્રણ યોગમાં માત્ર શરીર જ હોવાથી તેઓ શરીર સંબંધી અનંતી પીડા ભોગવે છે, છતાં અત્યંત અવ્યક્તપણું હોવાથી તેઓ પીડા ભોગવતાં સમભાવ સંપાદન કરી કર્મ ખપાવી શકતા નથી; માત્ર વિપાકોદયવડે જે કર્મ ખપે છે તે જ ખપે છે. તેના પ્રમાણમાં કર્મ બંધાય પણ છે. પ્રાણી માત્રના કેટલાક કર્મ પ્રત્યેક સમયે પ્રદેશોદયથી પણ ખપે છે, પરન્તુ તેની અહીં વિવક્ષા કરવામાં આવી નથી.

નિગોદ બે પ્રકારની છે : સૂક્ષ્મ-નિગોદ અને બાદર-નિગોદ. **'સૂક્ષ્મ-નિગોદ'** તે સૂક્ષ્મ વનસ્પતિકાય જીવો સમજવા. સૂક્ષ્મ પાંચેય પ્રકારના સ્થાવરો પૈકી માત્ર વનસ્પતિકાય જ નિગોદ છે અને તે જ એક શરીરમાં અનંત જીવપણે રહેલ છે. બાકીના ચાર ( પૃથ્વી, અપ્, તેઉ અને વાયુકાય ) સ્થાવર સૂક્ષ્મો જો કે અદૃશ્યાદિક ગુણોવડે વનસ્પતિકાય જેવા છે, પરન્તુ તેઓ પ્રત્યેક શરીરી છે અને તેની ગણના વ્યવહારરાશિમાં કરેલી છે.

નિગોદનો બીજો પ્રકાર **'બાદર-નિગોદ'** છે. તે કંદાદિકની માફક સાધારણ વનસ્પતિ તરીકે ઓળખાય છે. કંદમૂળ, લીલફુલ વિગેરેનો તેની અંદર સમાવેશ થાય છે. તે છદ્મસ્થ અને ચર્મચક્ષુવાળા જીવોને દૃશ્ય છે, પરંતુ

તેની અંદર પણ એક શરીરમાં અનંતા જીવોની સ્થિતિ છે. નિગોદ નામ (બન્ને જાતિમાં) તેના શરીરનું પણ છે. તેવા શરીરો અસંખ્યાતા છે અને દરેક શરીરમાં **જીવો અનંત હોવાથી તે બધા જીવો અનંતા છે.** કર્મગ્રંથકારના મતે નવ પ્રકારના અનંતા પૈકી સૂક્ષ્મ-બાદર-નિગોદના સર્વ જીવો તેમજ એક નિગોદમાં રહેલા જીવો પણ આઠમે મધ્યમ અનંતાનંતે વર્તે છે. કોઈ પણ કાળે જો સર્વજ્ઞને પ્રશ્ન કરવામાં આવે, તો તેઓના તરફથી ઉત્તર એ જ મળે કે-બાદર અથવા સૂક્ષ્મ એક નિગોદમાં રહેલા જીવોનો અનંતમો ભાગ સિદ્ધિપદને પામેલો છે.

બાદર-નિગોદ કરતાં સૂક્ષ્મ-નિગોદમાં જીવની સંખ્યા વિશેષ છે, એટલે કે-અસંખ્યાતગુણી છે. બાદર જીવોમાં એક પર્યાપ્તાની નિશ્રાએ બીજા અસંખ્યાતા અપર્યાપ્તા જીવો હોય છે, જ્યારે સૂક્ષ્મ-નિગોદમાં તેથી વિપરીતપણું છે; એટલે કે-તેમાં એક અપર્યાપ્તાની નિશ્રાએ અસંખ્યાતા પર્યાપ્તા જીવો હોય છે.

બે પ્રકારની નિગોદ પૈકી સૂક્ષ્મ નિગોદ તે '**અવ્યવહારરાશિ**' છે. તેમાં એવા પણ અનંતા જીવો છે, કે જે અનંતકાળથી તે જ અવસ્થાએ રહેલા છે અને રહેવાના છે. જેઓ ક્દાપિ સૂક્ષ્મ-નિગોદમાંથી બહાર નીકળ્યા જ નથી. તેઓ ગુફામાં જન્મ્યા અને ગુફામાં મૃત્યુ પામ્યાની પેઠે અવ્યવહારી છે. બાદર-નિગોદને '**વ્યવહારરાશિ**' કહેલી છે, કારણ કે-તે જીવો વ્યવહારમાં આવ્યા કરે છે. એક વાર સૂક્ષ્મ-નિગોદરૂપ અવ્યવહારરાશિમાંથી નીકળેલો જીવ

ફરીને સૂક્ષ્મ-નિગોદમાં જાય, તો પણ વ્યવહારરાશિઓ જ કહેવાય છે અને તે અમુક કાળે (અનંતી ઉત્સર્પિણી-અવસર્પિણીએ) પાછો તેમાંથી નીકળીને બીજી વ્યવહારની જીવજાતિમાં જરૂર આવે છે. વ્યવહારરાશિમાં રહેલા જીવો સર્વે મોક્ષે જવાના છે એવો નિશ્ચય નથી, કારણ કે-તેમાં અનાદિકાળથી બાદર-નિગોદ રહેલી છે, કે જેનો અનંતમો ભાગ જ મોક્ષે ગયેલ છે અને જવાનો છે. તેમજ વ્યવહારરાશિમાં રહેલા અનંતા અભવ્ય જીવો છે, કે જેઓ કદાપિ મોક્ષે જવાના જ નથી. (અભવ્ય જીવો ચોથે જઘન્યયુક્ત અનંતે છે) તેમજ અવ્યવહારરાશિમાં રહેલા સર્વ જીવો મોક્ષે જવાના નથી એમ પણ નથી, કારણ કે-વ્યવહારરાશિમાંથી એક જીવ મોક્ષે જાય ત્યારે અવ્યવહારરાશિમાંથી એક જીવ વ્યવહારરાશિમાં આવે છે-એવો અચળ ક્રમ છે. માત્ર જે જીવો **'જાતિભવ્ય'** છે અને તથાપ્રકારની સામગ્રીને અભાવે અવ્યવહારરાશિમાંથી નીકળવાના જ નથી, તેથી જ તેને મોક્ષની સામગ્રી મળવાની નથી અને તેવી સામગ્રીના અભાવથી તે (જાતિભવ્ય) જીવો મોક્ષે પણ જવાના નથી. જો સામગ્રી મળે તો તેઓ મોક્ષે જઈ શકે તેવા સ્વભાવવાળા છે. આ જીવોને અભવ્યની કોટે વળગેલા કહેવામાં આવે છે. અનંત જીવો એવા છે, કે જેઓ ત્રસત્વ પામ્યા નથી અને અનંતાનંતકાળ નિગોદમાં સબડ્યા કરે છે.

'સૂક્ષ્મ-નિગોદ' ચૌદ રાજલોકમાં સર્વત્ર સર્વ આકાશપ્રદેશમાં રહેલી છે. કાજળથી ભરેલી ડાબડીની જેમ સકળ લોક આ જીવોથી ભરેલો છે. જેમ પુદ્ગલ વિનાનો કોઈ

પ્રદેશ નથી, તેમ આ જીવો વિનાનું પણ કોઈ સ્થાન નથી અને 'બાદર-નિગોદ' તો લોકના અસંખ્યાતમા ભાગમાં રહેલ છે.

સૂક્ષ્મ-નિગોદ અને બાદર-નિગોદ એ તે જીવોના શરીરનું નામ પણ છે. એક નિગોદમાં રહેલા અનંત જીવોનું શરીર એક જ હોય છે, તેથી તે જીવો પણ નિગોદના નામથી ઓળખાય છે. સમકાળે ઉત્પન્ન થયેલા તે અનંત જીવોની શરીરરચના પણ સમકાળે (સર્વ જીવોની એકી સાથે) થાય છે, ઉચ્છ્વાસ-નિઃશ્વાસયોગ પુદ્ગલોનું ગ્રહણ અને મૂકવાનું પણ સર્વ જીવોનું સમકાળે એકી સાથે છે. અનંત જીવોનું ઔદારિક શરીર એક જ હોવા છતાં તૈજસ-કાર્મણ-શરીર તો તે જીવના પોતપોતાના જૂદા જૂદા હોય છે. દરેક જીવ પોતપોતાની અવગાહનામાં અસંખ્ય આત્મપ્રદેશ-વાળો હોય છે અને તેના પ્રદેશોની સંખ્યા લોકાકાશના પ્રદેશ તુલ્ય બરાબર છે. કોઈ પણ જીવ જ્યારે લઘુમાં લઘુ અવગાહના કરે, ત્યારે પણ અસંખ્યાત આકાશપ્રદેશને અવગાહીને જ રહી શકે છે. જો કે તે તે આકાશપ્રદેશે બીજા અનંતા જીવોના દરેક અસંખ્ય અસંખ્ય આત્મપ્રદેશો હોય છે, તો પણ જીવોનો અને પુદ્ગલોનો મળીને રહેવાનો સ્વભાવ હોવાથી એકેક આત્મપ્રદેશે અનંતા છૂટા પરમાણુ બેથી માંડીને યાવત્ અનંતા પરમાણુના સ્કંધો અને અનંત જીવોના અસંખ્ય અસંખ્ય આત્મપ્રદેશો પરસ્પરને બાધા કર્યા સિવાય રહી શકે છે. (જેમ એક દીવાના પ્રકાશમાં અનેક દીવાના પ્રકાશો મળી જાય છે તેમ.) તે દરેક જીવના પ્રત્યેક આત્મપ્રદેશે અનંતી અનંતી

કર્મવર્ગણાઓ લાગેલી હોય છે. તે વર્ગણાઓ અનંત પરમાણુઓના સ્કંધોની બનેલી હોય છે.

આ પ્રમાણે પ્રત્યેક આકાશપ્રદેશે જો કે અનંતા જીવોના અસંખ્ય અસંખ્ય આત્મપ્રદેશો રહેલા છે, તો પણ તેમાં જઘન્યપદ અને ઉત્કૃષ્ટપદ લાભે છે. લોકને અંતે જ્યાં ખૂણા નીકળેલા હોય છે અને જે નિષ્કુટ કહેવાય છે ત્યાં, કે જ્યાં રહેલા જીવોને ત્રણ દિશિનો જ આહાર મળી શકે છે, સ્પર્શના પણ ત્રણ દિશાની જ તેમને હોય છે, બાકીની ત્રણ દિશાએ અલોક હોય છે, ત્યાં જ '**જઘન્યપદ**' લાભે છે. ત્યાંના પ્રત્યેક આકાશપ્રદેશ ઉપર જીવપ્રદેશો સર્વથી થોડા હોય છે તે જઘન્યપદ કહેવાય છે. તે જઘન્યપદના જીવપ્રદેશો કરતાં સર્વ જીવો અસંખ્યગુણા હોય છે અને ઉત્કૃષ્ટપદવાળા એકેક આકાશપ્રદેશે તે સર્વ જીવો કરતાં વિશેષાધિક જીવપ્રદેશો હોય છે. બાકી જ્યાં ચાર કે પાંચ દિશાનો આહર મળે, ત્યાં '**મધ્યમપદ**' લાભે છે.

ત્રણ, ચાર કે પાંચ દિશાથી આહાર મળે તેવા સ્થાનોમાં ખંડગોળા ઉત્પન્ન થાય છે. જ્યાં છ દિશાનો આહાર મળી શકે, ત્યાં જ '**પૂર્ણગોળા**' ઉત્પન્ન થાય છે અને એવા ગોળામાં જ '**ઉત્કૃષ્ટપદ**' લાભે છે. આ ખંડગોળા અને પૂર્ણગોળાની નિષ્પાદક નિગોદ કહેવાય છે. ગોળાઓનું ખંડપણું કે અખંડપણું તે અવગાહનાની અપેક્ષાએ નથી પણ સ્પર્શનાની અપેક્ષાએ છે.

ગોળક ( ગોળા ) તે આકાશપ્રદેશની રચના છે. તેનો આકાર ગોળ લાડવા જેવો હોવાથી તે ગોળક કહેવાય છે.

જ્યાં ઊર્ધ્વ, અધો અને પૂર્વ-પશ્ચિમાદિક ચાર મળી છ દિશાએ લોક હોય છે, ત્યાં પૂર્ણગોળક ઉત્પન્ન થાય છે. તે પ્રત્યેક અસંખ્ય આકાશપ્રદેશના બનેલા હોય છે. તે પ્રત્યેક ગોળાના એકેક મધ્યબિંદુ તરીકે આકાશપ્રદેશને મૂકીને બીજા મધ્ય-બિંદુને આશ્રીને અસંખ્ય ગોળાઓ છએ દિશામાં ઉત્પન્ન થાય છે, તેથી તેવા પૂર્ણગોળાઓ પ્રસ્તુત પૂર્ણગોળક કરતાં પણ અસંખ્યાતગુણા થાય છે. આવા ગોળા જ્યાં એક-બે-ત્રણ દિશાએ અલોક હોય છે ત્યાં બની શકતા નથી, તેથી તે સ્થાને ખંડગોળા બને છે અને તેથી જ ત્યાં જીવના પ્રદેશો ઓછા હોય છે. તે હેતુથી જ ત્રણ દિશાએ અલોકવાળા સ્થાનને 'જઘન્ય' કહેવામાં આવેલું છે. આવા એકેક ગોળાના સર્વ પ્રદેશોને અવલંબીને અસંખ્ય નિગોદો રહેલી છે, કે જેની અવગાહના તે પૂર્ણગોળક સદૃશ જ છે. પરંતુ તે પ્રસ્તુત ગોળાને અનુસરીને બીજા તે ગોળાની બહાર અસંખ્ય ગોળાઓ નિષ્પન્ન થાય છે અને ગોળાઓની સંખ્યા કરતાં નિગોદની સંખ્યા અસંખ્યાતગુણી થાય છે. આવા ગોળકો પ્રસ્તુત ગોળકમાં એકેક પ્રદેશની હાનિ અને એકેક પ્રદેશની અન્ય તરફ વૃદ્ધિ-એમ કરતાં જૂદા જૂદા મધ્યબિંદુ કલ્પવાથી અસંખ્યાતા બને છે. તે સંબંધી વધારે સમજુતી 'નિગોદષટ્ત્રિંશિકા' પ્રકરણમાં આપેલી છે.

વ્યવહારનયે જેટલા પૂર્ણગોળક છે તેટલા જ ઉત્કૃષ્ટપદ છે. નિશ્ચયનય આ સંબંધમાં એટલું વિશેષ કહે છે કે-જ્યાં બાદર-નિગોદ કંદાદિ રહેલ હોય તે આકાશપ્રદેશો,

બાદર-નિગોદમાંથી અને સૂક્ષ્મ-નિગોદમાંથી નીકળેલા પણ તે બે પ્રકારની નિગોદમાં જ ઉપજવાના જીવોના આત્મ-પ્રદેશો, તેમજ તે બન્ને પ્રકારની નિગોદમાં ઉપજવા આવતા અન્ય પૃથ્વીકાયાદિ જીવોના આત્મપ્રદેશો જ્યાં જ્યાં વધારે લાભે ત્યાં ત્યાં ઉત્કૃષ્ટપદ સમજવું: જેથી ગોળક અને ઉત્કૃષ્ટપદ એ બે સરખા નહિ થાય પણ ઉત્કૃષ્ટપદ ગોળા કરતાં ઓછા થશે. બાકી બાદર-નિગોદ વિગેરેના આશ્રય વિના તો તેની સમાનતા જ થશે. ગોળા અસંખ્યાતા છે અને પ્રત્યેક ગોળામાં અસંખ્ય નિગોદ તો તેટલી જ અવગા-હનાવાળી રહેલી છે. બાકી વધતી-ઘટતી અવગાહનાવાળી નિગોદો અસંખ્યાતગુણી છે અને તે પ્રત્યેક નિગોદમાં અનંતા જીવો રહેલા છે. તે દરેક નિગોદના જીવો સિદ્ધના જીવો કરતાં અનંતગુણા છે. સિદ્ધના જીવો 'પાંચમે મધ્યમયુક્ત' અનંતે છે અને આ એક નિગોદમાં રહેલા જીવો આઠમે અનંતે છે. સમકિત પામ્યા પછી પતિત થયેલા જીવો, કે જેઓ અર્ધપુદ્ગલપરાવર્ત્તનની અંદર ફરી સમકિત આદિ પામીને મોક્ષે અવશ્ય જવાના જ છે, તેવા જીવો અભવ્ય કરતાં અનંતગુણા છે અને સિદ્ધને અનંતમે ભાગે છે. તે પણ પાંચમે અનંતે છે. પાંચમા અનંતાના અનંતા સ્થાનો હોવાથી આ સંખ્યા અબાધિતપણે ઘટી શકે છે. સિદ્ધના જીવોમાં નિરંતર વૃદ્ધિ થતી જાય છે, છતાં તે પાંચમે અનંતે આ કારણથી જ ગણી શકાય છે. પુદ્ગલપરાવર્ત્તનનો કાળ અનંતો હોવાથી અર્ધપુદ્ગલપરાવર્ત્તન જેટલા કાળમાં પ્રથમના પડવાઇ જીવો મોક્ષે જાય છે અને બીજા લગભગ તેટલા જીવો નવા પડવાઈ થાય છે.

ક્ષેત્રવિચારણાએ પ્રત્યેક ગોળકની તેમજ પ્રત્યેક નિગોદની અવગાહના અંગુલના અસંખ્યાતમા ભાગની અને અસંખ્ય આકાશપ્રદેશની એકસરખી હોય છે. બાદર-નિગોદની અવગાહના પણ અંગુલના અસંખ્યાતમા ભાગની છે અને તેમાં પણ દરેક નિગોદમાં અનંતા જીવો છે. દરેક જીવનું તૈજસ અને કાર્મણ-એ બે શરીર જૂદા જૂદા છતાં ઔદારિક શરીર જૂદું જૂદું નથી.

**નિગોદના જીવો અનંતકાળ સુધી અતિ દુ:ખિત કેમ હોય છે?**-આ સંબંધી વિચાર જણાવવાને કેવળી સિવાય કોઈ સમર્થ નથી, તો પણ તેનો આશય સમજવા સારુ કિંચિત્ કર્મપ્રકાર કહેવામાં આવે છે. નિગોદના જીવો સ્થૂલ આશ્રવ સેવવાને સમર્થ નથી, પરંતુ તે એકેકને વિંધીને એકેક શરીર આશ્રી અનંત રહેલા છે. તે પૃથક્ પૃથક્ દેહરૂપી ગૃહથી રહિત છે, પરસ્પર દ્વેષના કારણભૂત ઔદારિક શરીરમાં સંસ્થિત છે અને અત્યંત સંકીર્ણ નિવાસ મળવાથી અન્યોઅન્ય વિંધીને નિકાચિત વૈર બાંધે છે, જે પ્રત્યેકને અનંત જીવો સાથે ઉગ્રપણે બંધાય છે. હવે જ્યારે એક જીવે એક જીવ સાથે બાંધેલું વૈર અત્યંત ગાઢ હોઈને, એક જીવે અનંત જીવો સાથે બાંધેલું વૈર અનંતકાળે ભોગવાય તેમાં શું આશ્ચર્ય? અને તે ભોગવવાનો કાળ અનંત છે. કેદખાનામાં પૂરાયેલા કેદીઓ જેમ પરસ્પર સંમર્દનથી પીડાયા છતાં, આમાંથી કોઇ મરે અથવા જાય તો હું સુખે રહું ને ભક્ષ્ય પ્રમાણમાં કાંઈક વધારે મળે, એવી દુષ્ટ ભાવનાથી એકેક જીવ પ્રતિ અશુભ કર્મ બાંધે છે; તેમ નિગોદ

જીવોના કર્મબંધ વિષે પણ સમજવું. અતિ સાંકડા પાંજરામાં પૂરાયેલા પક્ષીઓ અને જાળ વિગેરેમાં સપડાયેલા માછલાં પરસ્પરની બાધાથી દ્વેષયુક્ત થયા છતાં અતિ દુઃખી થાય છે. પંડિતો કહે છે કે-' ચોરને મરાતો અથવા સતીને અગ્નિમાં પ્રવેશ કરતી કુતૂહલથી જોનારા દ્વેષ વિના પણ સામુદાયિક અશુભ કર્મ બાંધે છે, જે ખરેખર અનેક જીવોને એકી સાથે ભોગવવું પડે છે. એ પ્રમાણે કૌતુકથી બંધાયલા કર્મોનો વિપાક અતિ દુઃખદાયી થાય છે, તો પછી નિગોદના જીવોએ પરસ્પર બાધાજન્ય વિરોધથી અનંત જીવો સાથે બાંધેલા કર્મોનો ભોગ (પરિપાક) અનંતકાળ વિત્યા છતાં પણ પૂરો ન થાય તેમાં શું આશ્ચર્ય છે ?

**નિગોદના જીવોને મન નથી તેમ છતાં, પરિપાક અનંતકાળ સુધી પહોંચે-એવા કર્મ શાથી બંધાય છે ?**-નિગોદના જીવોને મન નથી, તો પણ અન્યોન્યની બાધાથી દુષ્કર્મ તો ઉત્પન્ન થાય જ. વિષ જાણતાં ખાધું હોય અથવા અજાણતાં ખાધું હોય, તો પણ તે મારે જ. જો જાણવામાં હોય તો પોતે અથવા બીજા ઉપાય કરે તેથી કદાચ બચી જાય, પરન્તુ અજાણપણે ખાધેલું તો મારી જ નાંખે. તેવી જ રીતે મન વિના ઉત્પન્ન થયેલું પરસ્પર વૈર અનંતકાળે પણ ભોગવતાં પૂરું થાય નહિ. નિગોદના જીવોને મન નથી, પણ મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને કાયયોગ જે કર્મબંધના હેતુ છે, તે હોય છે. શાસ્ત્રમાં કહ્યું છે કે-" વીર્ય બે પ્રકારના છે : એક મનચિંતન સહિત (અભિસંધી) અને બીજું મનચિંતન રહિત ( અનભિસંધી ).

અનભિસંધી વીર્યથી પણ દરેક આત્મા સમયે સમયે કર્મ-બંધ કરે છે. જેમ આહારાદિકનું પાચન મનના ચિંતન વિના ( અનાભોગથી ) થાય છે, તેમ અનાભોગથી કર્મ પણ બંધાય છે. જીવ કોઈ પણ દશામાં વર્તતો કેમ ન હોય, છતાં તેનાં પર્યાયો તેનાં વીર્યજનિત હોઈ પછી તે વીર્ય અભિસંધી જ હો કે અનભિસંધી, પણ તેથી કર્મ બંધાય છે. કર્મબંધના કારણો મિથ્યાત્વાદિક ચાર–મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને યોગ છે." જીવ જેમ જેમ ઉપર ઉપરના ગુણ-ઠાણે ચઢતો જાય, તેમ તેમ તેને કર્મબંધ ઓછા થતા જાય છે.

નિગોદના જીવોને શરીરને લગતી સઘળી ક્રિયા સમાન હોય છે, પરંતુ કર્મનો બંધ, ઉદય અને આયુનું પ્રમાણ એ કાંઈ સઘળા એકી સાથે ઉત્પન્ન થયેલાને સરખા જ હોય છે એમ નથી. સરખાય હોય તેમ ઓછાવત્તા પણ હોય.

બાદર–નિગોદના જીવો ચર્મચક્ષુવડે પ્રત્યક્ષ દેખી શકાય છે માટે પ્રત્યક્ષ છે, પરન્તુ સૂક્ષ્મ–નિગોદના જીવોને તો શ્રી સર્વજ્ઞ જ દેખતા હોવાથી આગમપ્રમાણથી માનવા લાયક છે, કારણ કે–સૂક્ષ્મ–નિગોદ જીવો ચક્ષુના સ્પર્શમાં આવતા નથી. કેટલાક પદાર્થો પ્રત્યક્ષ પ્રમાણથી મનાય છે અને કેટલાક પદાર્થો આગમપ્રમાણથી એટલે આપ્તપુરુષના વચનપ્રમાણથી પણ માનવા જોઈએ. કેવળ પ્રત્યક્ષ પ્રમાણ માનવાવાળા નાસ્તિક જ કહી શકાય.

નિગોદનું સ્વરૂપ એટલું બધું સૂક્ષ્મ અને માત્ર કેવળી-ગમ્ય છે, કે જેને માટે શાસ્ત્ર ઉપર અને પરમાત્માની વાણી ઉપર જ આધાર રાખવાથી સમજાય તેમ છે. અતીન્દ્રિય

પદાર્થ માત્ર શ્રદ્ધાવડે જ ગ્રહણ થઈ શકે છે, તે છતાં પૂર્વ-પુરુષોએ અનેક ગ્રન્થોમાં અને સૂત્રોમાં તેમજ તેની ટીકાઓમાં તેનું સ્વરૂપ વિસ્તારથી વર્ણવ્યું છે. સદરહુ નિગોદનું સ્વરૂપ એક મુમુક્ષુજન ગુરુગમ સમજેલા, તેમના ઉતારાની લીધેલ કેટલીક નોંધ તેમજ નિગોદષટ્ત્રિંશિકા, લોકપ્રકાશ તથા પ્રસંગતઃ જૈનતત્ત્વસાર વિગેરે ગ્રન્થોમાંથી ઉદ્ધરીને અત્ર સંક્ષિપ્ત દર્શાવ્યું છે. વિશેષ ખપી જીવોએ તે તે ગ્રન્થો વાંચી ગુરુગમદ્વારા સમજવું.

  

## નિશ્ચય-વ્યવહારથી દૈવ અને પુરૂષાર્થ

દૈવ અને પુરૂષાકાર જેને લોકો પ્રારબ્ધ અને પુરૂષાર્થ કહે છે, તે દૈવ અને પુરૂષાકાર તુલ્ય બળવાળા છે એ નિશ્ચય છે. આત્મા અને પુદ્ગલમાં પરિણમન ધર્મનો સ્વીકાર કર્યા પછી આ બે વિના અવસ્થા ઘટતી નથી. દૈવ એટલે શુભાશુભ કર્મ અને પુરૂષાકાર એટલે જીવનો સ્વવ્યાપાર એમ બન્નેનો અર્થ છે. એ બન્ને પરસ્પર આશ્રયી છે એમ વ્યવહાર-નયાનુસાર કહેવાય છે. નિશ્ચય-નયાનુસાર તો દૈવ અને પુરૂષાકાર પોતપોતાની પ્રવૃત્તિમાં પોતે જ કારણ છે અને વ્યવહાર-નયાનુસાર તે બન્ને પરસ્પર સાપેક્ષ વૃત્તિવાળા છે.

# નંદન મણિયાર

રાજગૃહી નગરીમાં **નંદન** મણિયાર નામનો **એક** ધનાઢય ગૃહસ્થ રહેતો હતો. એક વખત ભગવાન **શ્રી મહાવીરદેવ** શહેર બહાર ઉદ્યાનમાં પધાર્યા હતા. ધર્મશ્રવણ અને વંદન કરવા નિમિત્તે ત્યાંનો **શ્રેણિક** રાજા તથા બીજા શ્રદ્ધાળુ લોકો ત્યાં આવ્યા. તે વખતમાં એક **દર્દુરાંક** નામનો દેવ સભામાં આવ્યો. તેણે વિવિધ પ્રકારે દેવકુમાર અને દેવકુમારીઓને પોતાની શક્તિથી પ્રગટ કરી, નૃત્ય-ગાયન કરી, પોતાની દેવશક્તિ સર્વ સભાને બતાવી. આ શક્તિ બતાવવાનો હેતુ કાંઈ પોતાની શક્તિ કે ઋદ્ધિનું અભિમાન ન હતું પણ ધર્મના ફળમાં સંદેહ કરનારા જીવોને દઢ કરવા નિમિત્તે અને જીવો પોતાના આત્મબળથી અનંત શક્તિઓ મેળવી શકે છે તે જણાવી ધર્મકાર્યમાં ઉત્સાહિત કરવા નિમિત્તે તથા જે મહાપુરુષના બોધથી પોતે આ શક્તિને પામ્યો હતો તેની કાંઈ પણ ભક્તિ કરવી–આ નિમિત્તે તેનો પ્રયાસ હતો.

દર્દુરાંક દેવ આ પ્રમાણે ભગવાન **શ્રી મહાવીર-દેવની** ભક્તિ, સ્તુતિ, વંદન, નમન કરીને તથા ભગવાનના શરીરે ઉત્તમ સુગંધી દ્રવ્યો–ચંદન આદિનું વિલેપન કરીને, તે દ્રવ્યો સભાને પોતાની શક્તિથી વિષ્ટા ને પરુ જેવા દેખાડી સ્વસ્થાનકે ગયો. ત્યારે જાણવા છતાં પણ સભાના લોકોને ધર્મમાં સ્થિર કરવા નિમિત્તે શ્રી ગૌતમસ્વામીએ ભગવાન શ્રી મહાવીરદેવને પૂછયું કે–' હે પ્રભુ! આ દેવે આટલી બધી ઋદ્ધિ અને શક્તિ કયા શુભ કર્ત્તવ્યથી

મેળવી ? વાત ખરી છે કે-શુભ કર્ત્તવ્યથી નાના પ્રકારની ઋદ્ધિસિદ્ધિ મળે છે. જીવોનું મૂળ લક્ષ્ય તો આત્મવિશુદ્ધિ ઉપર જ હોય છે, પરંતુ જેમ અનાજ નિમિત્તે અનાજ વાવવા છતાં ઘાસ, કડબ્ વિગેરે સ્વાભાવિક અનિચ્છાએ પણ થાય છે, તેમ આત્મવિશુદ્ધિ કરવાના પ્રયત્નમાં પુન્યકર્મ સ્વાભાવિક થાય છે અને તેને લઇને બધી અનુકૂળ સામગ્રીઓ મળી આવે છે; છતાં મૂળ ઉદ્દેશ તો વિશુદ્ધતાનો હોવો જોઇએ.'

ભગવાન શ્રી મહાવીરદેવે જવાબ આપ્યો કે-' હે ગૌતમ ! આ દેવનો જીવ રાજગૃહી નગરીમાં નંદન મણિયાર નામે એક ધનાઢય ગૃહસ્થ હતો. એક દિવસ હું અહીં આવ્યો હતો ત્યારે મારો ઉપદેશ સાંભળી તે સમ્યગ્દષ્ટિ પામ્યો હતો. વળી તેણે ગૃહસ્થને લાયક વ્રત-નિયમો મારી પાસે ગ્રહણ કર્યાં હતાં. કેટલાક વખત સુધી તેણે આ ગૃહસ્થધર્મ સારી રીતિએ પાળ્યો, પણ પાછળથી કુદૃષ્ટિ-ઉન્માર્ગગમન કરનાર પાંચ ઇંદ્રિયોના વિષયોમાં આસક્તિવાળા મનુષ્યોનો સંસર્ગ તેને વધારે થવા લાગ્યો અને તેને તેની સમ્યગ્દૃષ્ટિને પોષણ આપનાર, વૃદ્ધિ પમાડનાર તથા શુદ્ધ માર્ગમાં ટકાવી રાખનાર સાધુઓની-આત્મનિષ્ઠ ગુરુઓની સોબત બીલ્કુલ રહી નહિ. સાધુપુરુષોની સોબતના અભાવે તેનામાં મિથ્યાબુદ્ધિનો વધારો થતો રહ્યો અને સદ્‌બુદ્ધિ-સમ્યગ્દૃષ્ટિ ધીમે ધીમે મંદ મંદ ભાવને પામવા લાગી. કાંઇક મિશ્રપરિણામે તે કાળક્ષેપ કરવા લાગ્યો.

એક વખત ઉનાળાના દિવસોમાં તે ત્રણ ઉપવાસપૂર્વક પૌષધ લઈને ધર્મક્રિયા કરતો હતો. ઉપ-સમીપે-વસનં-

વાસ=આત્માની સમીપે રહેવું તે ઉપવાસ. ઉપવાસનો ખરો આંતરગર્ભિત અર્થ આત્માની સમીપે રહેવું તે થાય છે અને પૌષધનો અર્થ આત્માને પોષણ તથા પુષ્ટિ આપનાર આત્માની વિશુદ્ધિ કરનાર થાય છે.

અનાજનો તથા પાણીનો ત્યાગ કરી ભૂખ્યા રહેવું તેટલો સાંકડો ઉપવાસનો અર્થ નથી. તે અર્થ તો ઉપવાસનું બાહ્ય રૂપક છે. વ્યવહારિક અર્થ એવો થાય છે ખરો, પણ તેનાં આંતરજીવન સિવાય આ વ્યવહારિક અર્થ ઉપયોગી થતો નથી. સમ્યગ્દૃષ્ટિ જીવમાં તે ઉપવાસનું આંતરજીવન હોય છે. આ આંતરજીવનના અભાવે, બાહ્ય સ્વરૂપવાળો ઉપવાસનો અર્થ ચોખા કાઢી લીધા પછી બાકી રહેલા ફોતરા જેવો છે. આત્માની સમીપે રહેવું તે ચોખા જેવું છે, ત્યારે ખાવું નહીં તે ઉપવાસનો અર્થ ઉપરના ફોતરા જેવો છે. આ ફોતરાં ઉપયોગી છે, ચોખાનું રક્ષણ કરનાર છે, ઉપષ્ટંભક છે, પણ ચોખા વિનાના એકલા ફોતરાં ઉપયોગી નથી, તેની કિંમત નથી. આત્માની સમીપે નિવાસ કરવારૂપ આંતરજીવન સિવાય આ એકલા ઉપવાસને લાંઘણ કહેવામાં આવે છે.

આ શરીર એક રાફડા જેવું છે, ત્યારે કામ, ક્રોધ, રાગ, દ્વેષ, ઈર્ષા, અભિમાન ઈત્યાદિ સર્પ સમાન છે. મારવો છે સર્પ અને તોડવો છે રાફડાને, તેથી શું ફાયદો થાય? જેમ રાફડાને તાડના કરાય છે, તેમ અંદરનો સર્પ ઊંડો પેસતો જાય છે. ખરી રીતે કામ-ક્રોધાદિને હઠાવવાના છે. આત્મજ્ઞાનના પ્રકાશથી તે હઠી શકે છે. તેને ભૂલી જઈ

એકલા શરીરને શોષી નાખવાથી ઉલ્ટું સાધન નબળું પડી જાય છે. સાધનને નબળું પાડી નાંખવાથી કાંઈ અજ્ઞાન હઠી શકતું નથી.

આ નંદન મણિયાર અટ્ઠમ–ત્રણ ઉપવાસ કરી શરીરને નબળું પાડતો હતો, પણ તેના કામ–ક્રોધાદિ નબળા પડતા ન હતા; કારણ કે–તેનામાંથી સમ્યગ્દૃષ્ટિ ચાલી ગઈ હતી અને મિથ્યાદૃષ્ટિ આવી બેઠી હતી. સમ્યગ્દૃષ્ટિ તે આંતર્જીવનનો ગર્ભ છે. તે ચોખા સમાન છે. તેના અભાવે આ ઉપવાસ કરવારૂપ ફોતરાં શું ઉપયોગી થાય ? આમ ઉપવાસથી નબળું પડેલું શરીર બીજે દિવસે ભોજન કરવાથી પાછું હતું તેવી સ્થિતિમાં આવી જવાનું. એકાદ મહિના સુધીના ઉપવાસ કરાયેલા મનુષ્યનું શરીર એકાદ–બે માસ પછી પાછું પૂર્વની સ્થિતિમાં આવી જાય છે, ત્યારે તેના ક્રોધાદિ કષાયો તો ઉપવાસના દિવસોમાં પણ પ્રસંગે અધિક દીપી નીકળે છે. આથી આ ઉપવાસોથી–એકલા ઉપવાસોથી–આત્માની પાસે રહેવા સિવાયના ઉપવાસોથી વસ્તુતઃ ફાયદો માલુમ પડતો નથી.

બાહ્ય ઉપવાસો આંતર્પ્રવૃત્તિમાં આવતાં વિઘ્નો–અડચણો દૂર કરવા માટે છે અને ખાવાપીવાનો વખત બચાવવા માટે છે. ખાવાને લીધે બહાર જંગલપાણી જવાનું થાય છે, આળસ આવે છે, ઊંઘ વધે છે અને વ્યવહારના કામમાં પ્રવૃત્તિ વધે છે. આ સર્વ અટકાવવાનો ઉદ્દેશ બાહ્ય ઉપવાસનો છે.

ઉપવાસને દિવસે આરંભ ઓછો કરાય છે. ઉપવાસના કારણે પ્રવૃત્તિ-વ્યવહારની બાહ્ય પ્રવૃત્તિ ઓછી કરાય છે. વિષયની ઇચ્છાઓ ઉપર કાબુ મેળવાય છે અને આળસ, ઊંઘ, જંગલપાણી અને ખાવાપીવાનો ત્યાગ ઇત્યાદિ કારણોને લઈ

બચેલા વખતનો ધર્મધ્યાનમાં ઉપયોગ લેવામાં આવે છે.

આજે મારે ઉપવાસ છે–એ ભાવનાને લઈ જાણી જોઈને હલકી પ્રવૃત્તિ કરતો જીવ અટકે છે, ઈત્યાદિ કારણે બાહ્ય ઉપવાસ ઉપયોગી છે. પરંતુ આ ઉપયોગીપણું જેની આંતરદૃષ્ટિ ખૂલેલી હોય તેને જ વસ્તુતઃ કામ લાગે છે, જેને આત્માની પાસે રહેવાની પૂર્ણ ઈચ્છા છે તેને ઉપયોગી છે, પણ તે સિવાયનાને તો આ મળેલો વખત પણ સૂત્રાર્થ, પોરસિ, ધ્યાન આદિથી મુક્ત વિકથા–પ્રમાદાદિમાં નિષ્ફળ જાય છે.

સમ્યગ્દૃષ્ટિવાળા જીવો આ ઉપવાસ કરી શકે છે. એકાદ દિવસને માટે પણ આવી પ્રવૃત્તિ કરવાથી ધીમે ધીમે તેના માર્ગમાં આગળ વધી શકાય છે.

આ બાહ્ય ઉપવાસનો નિષેધ કરવાનો અહીં જરા પણ ઉદ્દેશ નથી. ઉદ્દેશ માત્ર સમ્યગ્દૃષ્ટિ તરફ દોરવવાનો છે. સમ્યગ્દૃષ્ટિ સાથે આ બાહ્ય ઉપવાસ થયા વિના કેવળ અજ્ઞાનદશાથી દેહને ક્ષીણ કરી નખાય ત્યાં સુધી કરાતા ઉપવાસો એ યોગ્ય નથી તે કહેવાનો છે અને કેવળ આ ઉપવાસનો આગ્રહ કરી આંતરદૃષ્ટિને ભૂલી જવામાં આવે છે તેને જાગૃત કરવાનો છે.

સમ્યક્, જ્ઞાન, સંવેગ વિગેરે ક્ષાયોપશમિક ગુણો જ્યાં અનુભવાય છે, ત્યાં આત્મશાન્તિ પણ અનુભવાય છે. એ પ્રમાણે સમ્યક્ તપશ્ચર્યા સેવનારને શાંતિનો અનુભવ થાય છે, માટે તપ એ પણ ક્ષાયોપશમિક ભાવરૂપ છે. નંદન મણિયાર ત્રણ ઉપવાસ કરીને બેઠો હતો, પણ મિથ્યાદૃષ્ટિ હોવાથી આ ઉપવાસનું રહસ્ય તેના જાણવામાં ન હતું.

તેનામાં આત્મશાંતિ ન હતી, તેમજ પૌદ્ગલિક આશંસા તરફ ઢળેલો હોઈ મિથ્યાત્વ તરફ તેનું સ્થાન હતું અને તેથી તેનું બાહ્ય તપ પણ વખાણવા યોગ્ય ન હતું. પૂર્વે સમજાયેલો બોધ મિથ્યાદૃષ્ટિઓના વિશેષ પરિચયથી તેનાથી ભૂલાઈ ગયો હતો. ઓઘસંજ્ઞાએ પોતે અમુક ધર્મ પાળનાર છે, એટલે 'મારે આમ કરવું જોઈએ'–એ કારણે તેની એ પ્રવૃત્તિ હતી.

આત્મસ્વરૂપના માર્ગમાં ચાલનાર મહાન્ સદ્ગુરુઓના અભાવે જીવોનો ખરો રસ્તો હાથ લાગતો નથી અને હૃદયની ઊંડી લાગણીવાળી પ્રવૃત્તિ વિના તે સત્ય તત્ત્વો આ હૃદયમાં પ્રગટ થતા નથી.

સમ્યગ્દૃષ્ટિ થયા સિવાયની ક્રિયા બંધનની હેતુભૂત થાય છે. વ્યક્ત કે અવ્યક્ત કોઈ પણ આશા કે ઈચ્છાથી તે ક્રિયા કરાય છે. વિપરીત પ્રસંગો આવી પડતાં-દુઃખદાયી પ્રસંગો આવી મળતાં સમભાવ રહી શકતો નથી અને આર્ત-રૌદ્ર પરિણામ થઈ આવે છે. આ સ્થળે સમ્યગ્દૃષ્ટિ તેનો સઘળો અર્થ લે છે, વિચારદ્વારા વિષયને પણ સમરૂપે પરિણમાવે છે, દુઃખમાંથી પણ સુખ શોધી કાઢે છે અને પૂર્વકર્મનો ઉદય જાણી આકુળતારહિત ઉદયને વેદે છે. નંદન મણિયારમાંથી સમ્યગ્દૃષ્ટિ રીસાઈ ગયેલી હોવાથી અને મિથ્યાદૃષ્ટિ ત્યાં હાજર હોવાથી વિકટતાના પ્રસંગે તેને પોતાનું આત્મભાન ભૂલાયું.

બનાવ એવો બન્યો કે-ઉનાળાનો વખત હોવાથી રાત્રિના વખતે તેને ખૂબ તૃષા લાગી. તેને લઈને વિવિધ

પ્રકારના વિચારો ઊઠવા લાગ્યા. આત્મભાન તો હતું ઓછું અને તેમાં તૃષાને લઈ આર્ત્તધ્યાન વૃદ્ધિ પામ્યું. તે વિચાર કરવા લાગ્યો કે-'ધન્ય છે તેઓને, કે જેઓ કુવા, વાવ, તળાવો બંધાવે છે. ધર્મોપદેશકોએ પણ આને ઉત્તમ ધર્મ ગણ્યો છે. જેઓ આને ધર્મ ગણતા નથી પણ તેમાં દોષ બતાવે છે તેઓનું કહેવું મિથ્યા છે. ઉનાળામાં તૃષાતુર થયેલા અનેક પ્રાણીઓ પાણી પીને શાંતિ પામે છે. હું એક સુંદર વાવ હવેથી બંધાવીશ. મને પણ પુન્યબંધ થશે વિગેરે.'

પોતાના માથે સંકટ કે વિપત્તિ આવી પડવા પહેલાં બીજાનાં દુઃખો દૂર કરવા માટે જેઓ કોઇ પણ જાતના બદલાની આશા રાખ્યા વગર પોતાની સ્થિતિ અને અધિકારના પ્રમાણમાં પરોપકારના કાર્યમાં પ્રયત્નશીલ થાય છે, તેઓ ઉત્તમ ગણાય છે; છતાં પોતાને તેવી સ્થિતિનો અનુભવ થયા પછી પણ જેઓ બીજાનાં દુઃખોને કે હાજતોને જાણતાં થાય છે અને તેઓને મદદ આપવા પ્રયત્ન કરે છે, તે પણ ઠીક ગણાય છે.

નંદન મણિયારની અત્યારની પાણી વિનાની દુઃખી સ્થિતિએ, પોતાની માફક ગ્રીષ્મઋતુમાં અનેક જીવો પાણી વિના પ્રાણત્યાગ કરે છે, દુઃખી થાય છે, પીડાય છે, માટે તેને મારે મદદ કરવી જોઇએ, એ સ્થિતિનું ભાન કરાવી આપ્યું. તેની અત્યારની સ્થિતિને માટે તે વિચારો યોગ્ય હતા, પણ પોતે ઉપવાસ કરી, પૌષધ ગ્રહણ કરી, આત્માની નજીકમાં રહેવાનો તથા આત્મગુણને પોષણ મળે તેવી આવરણ વિનાની સ્થિતિમાં આગળ વધવાનો પ્રયત્ન કરવા નિમિત્તે બેઠો હતો.

નિર્ણય કર્યો હતો–પ્રત્યાખ્યાન ગ્રહણ કર્યું હતું અથવા તેવા સામર્થ્ય વિના પણ તેવા સામર્થ્યને સૂચવતો હોય તેવા દેખાવવાળો જે પ્રયત્ન કરાતો હતો, તેને લાયકના–તે વાતને મદદ કરનાર અત્યારના તેના વિચારો ન હતા. એટલે કે–તૃષાના અંગે આર્ત્તધ્યાનના પરિણામ તેમજ વાવ વિગેરે બાંધવાના વિચારો આ સ્થિતિમાં તેને યોગ્ય ન હતા.

વિશેષમાં આ વિચારોમાં તેને બદલાની પણ આશા હતી. '**હું વાવ બંધાવી અન્યને પાણી આપું તેના બદલામાં પુન્ય બંધાય. તે પુન્યના કારણથી હું આગળ ઉપર સુખી થાઉં.**' કાર્ય કરી બદલો માગવા જેવું આ કામ હતું. આ વ્યાપાર લેવડદેવડના જેવો હતો. આમાં દુનિયાના સુખની આશા હતી, પુન્યની ઇચ્છા હતી અને વાવ બંધાવવાનું અભિમાન હતું. આ આશયને લઇને તે કાર્ય આવરણ તોડનાર ન હતું પણ પુન્યનું પણ આવરણ લાવનાર હતું.

વાવ, કુવા, તળાવો બનાવવાથી જેમ અનેક જીવો પાણી પીને શાંત થાય છે–સુખી થાય છે, તેમ માછલાં અને નાના અનેક જંતુઓનો નાશ પણ થાય છે. બગલાં આદિ પ્રાણીઓ તથા પારધિ, માછીમાર આદિ મનુષ્યો તરફથી તેમાં રહેલા જીવોને ઉપદ્રવ પણ થાય છે. એટલે જેમ તે કામ અનેક જીવોને સુખી કરનાર છે, તેમ દુઃખી કરનાર પણ છે. જો પુન્યનું અભિમાન છે, પુન્ય લેવાની ઇચ્છા છે, તો પાપ પણ આવવાનું જ. આ કારણને લઈને તે ક્રિયા તદ્દન નિર્દોષ નથી, છતાં તે તે ભૂમિકામાં રહેલા જીવોને કરવા લાયકનું તે કાર્ય છે.

જ્ઞાની મહાત્માઓનું કહેવું એમ છે કે-તમે પરોપકારના કાર્ય ભલે કરો, પણ તેમાં આસક્તિ રાખ્યા વિના કરો, તેના બદલા તરીકે ફળની આશા રાખ્યા વિના નિષ્કામવૃત્તિએ કરો અને લોકો તમોને 'સારા કહેશે' એવી ઈચ્છા વિના કરો. મતલબ કે-કોઈ પણ જાતના માન, મહત્ત્વ કે બદલાની આશા વિના જો કાર્ય કરો, તો તે કાર્યોમાંથી તમને બંધન કરનારા બીજ નાશ પામશે, તમે તમારી ફરજ બજાવી ગણાશે; પણ જો કોઈ આશા કે ઈચ્છા રાખીને અભિમાનથી કે અજ્ઞાનદશાથી દોરવાઈને કાર્યની શરુઆત કરશો, તો તમે જરૂર બંધાવાના જ. પછી શુભ કામ હશે તો પુન્યથી બંધાવાના, અશુભ કામ હશે તો પાપથી બંધાવાના અને શુભાશુભ હશે તો પુન્ય-પાપ બંનેથી બંધાવાના; એ વાતમાં તમારે જરા પણ સંશય ન રાખવો.

નંદન મણિયારે પ્રાતઃકાળે ઉપવાસનું પારણું કર્યું. ત્યાર પછી પોતાના સંકલ્પાનુસાર તે નગરીના શ્રેણિક મહારાજા આગળ જઈ ભેટણું મૂકી એક મોટી વાવ બંધાવવા માટે જમીનની માગણી કરી. રાજાએ તેની ઈચ્છાનુસાર વૈભારગિરિ પહાડનાં નીચાણના પ્રદેશમાં જમીન આપી. નંદન મણિયારે તે સ્થળે એક મહાન સુંદર વાવ બંધાવી. તેની ચારે બાજુ અનેક વૃક્ષોવાળા ચાર બગીચા બનાવ્યા, એક અન્નક્ષેત્ર ખોલ્યું, તેમજ એક ધર્મશાળા અને દેવકુળ બંધાવ્યાં.

આ વાવમાંથી અનેક મનુષ્યો પાણી ભરતા, ત્યાં સ્નાન કરતા અને વસ્ત્રો ધોતા. ત્યાં વટેમાર્ગુઓ વિશ્રાંતિ લેતા અને ગરીબ ભિક્ષુકો આદિ આશ્રય પણ લેતા.

નંદન મણિયાર અવારનવાર ત્યાં આવતો અને લોકોના મુખથી આ વાવ આદિ બંધાવનારની પ્રશંસા સાંભળી ખૂશી થતો હતો. સમ્યગ્દૃષ્ટિ થયા સિવાય ખરૂં નિઃસ્પૃહપણું આવતું નથી, કરેલ કાર્યનો બદલો મેળવવાની ઈચ્છા શાંત થતી નથી અને નિંદા, સ્તુતિ, ખેદ કે હર્ષ થયા સિવાય રહેતો નથી. લોકોના મુખથી કરાતી પોતાની પ્રશંસાથી તે ખૂશી થતો. કોઈ ભિક્ષુકોને પોતાની ઈચ્છાનુસાર ત્યાંથી દાન મળતું ન હતું તેથી તેઓ નિંદા કરતા હતા, જે સાંભળી તે ખેદ પણ પામતો હતો.

અહીં આવનાર આત્મદૃષ્ટિ વિનાના અનેક મનુષ્યોનો તેને સંગ થતો હતો. મહાત્મા–આત્મજ્ઞાની પુરુષ તો કોઈક ભાગ્યે જ આવતા હતા અને આવતા હતા તો પણ તેમને ઓળખવાની કે તેમની સેવા કરવાની અથવા તેમની પાસેથી ધર્મશ્રવણ કરવાની, વાવ, બગીચા આદિના વ્યવસાયમાં ગુંચવાયેલો હોવાથી તેને ઈચ્છા પણ થતી ન હતી, વખત પણ મળતો ન હતો. ઘણા લાંબા વખતના આ કુસંગનું પરિણામ એ આવ્યું કે–તેની સમ્યગ્દૃષ્ટિ સર્વથા નાશ પામી અને મિથ્યાદૃષ્ટિ, આત્મપ્રશંસા, વિષયોમાં આસક્તિ, કર્તવ્યનું મિથ્યાભિમાન અને ઈષ્ટાનિષ્ટથી હર્ષ–ખેદ ઇત્યાદિ વૃદ્ધિ પામ્યાં. આવી સ્થિતિમાં પૂર્વકર્મના પ્રબળ ઉદયથી તેના શરીરમાં વિવિધ પ્રકારના મોટા સોળ રોગો ઉત્પન્ન થયા. આ બાહ્ય રોગ અને મિથ્યાત્વરૂપ આંતર્રોગ એમ ઉભય રોગથી તેના આર્ત્તધ્યાનમાં વધારો થયો.

આ બનાવેલી સુંદર વાવ ઉપર તેને વિશેષ આસક્તિ

હતી. અહા ! આ સુંદર વાવ, આ બગીચાઓ, આ દેવકુળ અને ધર્મશાળા, આ સુંદર હવેલી, આ ધન, માલ, મિલ્કત બધું મૂકીને શું મારે જવું પડશે ? હે વૈદ્યો ! આ રોગનો પ્રતિકાર કરી મને બચાવો. તમે માગો તેટલું ધન આપું, પણ કોણ બચાવે ? તૂટીની બુટી ક્યાં છે ? મિથ્યાદૃષ્ટિને લઈને જ આ અસત્ મિથ્યા પદાર્થો પર આસક્તિ થાય છે. સમ્યગ્દૃષ્ટિ વિચારદ્વારા જાગૃત હોય છે. આત્મા સિવાય સર્વ વસ્તુઓ તેણે અન્ય–મિથ્યા–ત્યાગ કરવા યોગ્ય માનેલી હોય છે. સમ્યગ્દૃષ્ટિ થતાં જ સર્વ વસ્તુઓ ઉપરથી તેણે મોહ–મમત્વ કાઢી નાખ્યો હોય છે. વિષ્ટાનો ત્યાગ કરવો તે જેટલો સહેલો અને ઈષ્ટ છે, તેટલો જ આ દુનિયાના સર્વ પદાર્થોનો ત્યાગ સમ્યગ્દૃષ્ટિને સહેલો હોય છે. અહોનિશ આત્મા એ જ તેનું લક્ષબિન્દુ હોય છે. મોહ, મમત્વ, અજ્ઞાન, અભિમાન, રાગ, દ્વેષ ઈત્યાદિ શત્રુઓનો તેણે પહેલેથી જ પરાજય કરેલો હોય છે, જેથી આ છેવટની સ્થિતિમાં તેને કોઈ નડતું નથી. તે સર્વ જીવોને આત્મસ્વરૂપ માને છે, એટલે મિથ્યાત્વની વૃદ્ધિ કરનાર નિમિત્તો પોતાના આત્મબળ આગળ એક પણ ટકી શકતા નથી. વળી જેને નિરંતર સાધુપુરુષોનો સંગ હોય છે, તેની આત્મજાગૃતિ નિરંતર વૃદ્ધિ પામતી જાય છે. આ નંદન મણિયારને તેવી ઉત્તમ સંગતિ ન હતી કે–આ છેવટની સ્થિતિમાં પણ કોઈ તેને જાગૃતિ આપે. વાત ખરી છે કે–જે મનુષ્ય પહેલાંથી જાગૃત થયો નથી, તે આવી છેવટની પ્રયાણ વખતની વળવળતી સ્થિતિમાં જાગૃત થઈ શકતો નથી.

નંદન મણિયાર આ દેહનો ત્યાગ કરી, તે વાવ ઉપરની આસક્તિને લીધે આર્ત્તધ્યાને મરણ પામી તે વાવમાં દેડકાપણે ઉત્પન્ન થયો.

મરણ વખતની જેવી બુદ્ધિ હોય-જેવી લાગણી હોય, તે પ્રમાણે ગતિ થાય છે. આ છેવટની મતિ પણ જીંદગીના કર્ત્તવ્ય અને લાગણીઓ ઉપર આધાર રાખે છે. પુદ્ગલ ઉપરના મોહ-મમત્વને લઈ તેમાં મમતા રહી જતાં, તે તે સ્થાને ઉત્પન્ન થવું પડે છે. નિધાન ઉપરના મમત્વને લઈ કેટલીક વાર તે નિધાનના રક્ષક તરીકે સાપ કે ઊંદર આદિપણે આ જીવ ઉત્પન્ન થાય છે. જ્ઞાનીપુરુષો આ છેવટની સ્થિતિ માટે ઘણી ભલામણ કરે છે. તેવા પ્રસંગે મોહ ઉત્પન્ન કરનારા નિમિત્તોને દૂર રાખવા અને મોહ-મમત્વને ઓછો કરાવનાર આત્મજ્ઞાની મહાત્માઓને પાસે રાખવા. સમ્યગ્દૃષ્ટિ જીવ પોતે જાગૃત હોય એટલે તેને બીજા મહાત્માઓની મદદની જરૂર નથી પડતી, છતાં કાંઇક મંદ જાગૃતિ હોય તો અવશ્ય આત્મજ્ઞાની પુરુષોને છેવટની સ્થિતિમાં પાસે રાખવા. સ્વાભાવિક પણ તેવા પુરુષો પાસે હોય તો અલૌકિક જાગૃતિ રહ્યા કરે છે. આત્મજ્ઞાની પુરુષો પણ માયા કે પુદ્ગલોનો, મોહ કે મમત્વનો જરા પણ ભરોંસો રાખી તેને વિશ્વાસે રહેતા નથી. આ દેખાવો સહજ વારમાં આત્મભાન ભૂલાવી દે છે, તો પછી જીંદગીનો મોટો ભાગ તે દૃશ્ય વસ્તુના ઉપભોગમાં ગયો હોય છે તેવા પ્રમાદી જીવો કોઇ પણ ઉત્તમ આલંબન વગર છેવટની સ્થિતિમાં જાગૃત રહે તે બનવું અશક્ય છે.

નંદન મણિયાર વાવમાં ગર્ભ જ દેડકાપણે ઉત્પન્ન થયા પછી પોતાના નિત્યના પરિચયવાળી અને વિશેષ આસક્તિ-વાળી વસ્તુરૂપ વાવને જોતાં, તર્કવિતર્ક–ઉહાપોહ કરતાં–વિચારણા કરતાં, આવું મેં કોઈ વખતે જોયું છે, તે સંબંધી ધારણા કરતાં, તેને પાછલા જન્મનું જ્ઞાન થવારૂપ 'જાતિ-સ્મરણ' જ્ઞાન થયું.

ઘણા પરિચયવાળી અને થોડા વખતના આંતરાવાળી વસ્તુની સ્મૃતિ જલ્દી થવા સંભવ છે. જેમ કોઇ ભૂલાયેલી વસ્તુ આપણને સાંભરી આવે છે, તેમ આ નંદન મણિયાર-ના જીવ દર્દુર–દેડકાને પોતાની વાવ દેખી પાછલી સર્વ વાત યાદ આવી. પોતાની આ ગતિ થવાથી તેને ઘણો પશ્ચાત્તાપ થયો, તેનું મૂળ કારણ શોધતાં વાવ આદિ જડ પદાર્થો ઉપરની આસક્તિ સમજાઈ તથા આસક્તિનું કારણ શોધતાં અસતદ્દષ્ટિવાળા જીવોનો પરિચય અને સદ્દષ્ટિવાળા જીવોના સંબંધનો અભાવ સમજાયો–ભૂલ સમજાણી. પોતાના પૂર્વ-ધર્માચાર્યો યાદ આવ્યા. તેઓના સદ્વચનોથી વિમુખ થવાનું ફળ મળ્યું. હવે પાશ્ચાત્તાપ કરવો નકામો છે. પોતાની ભૂલ સમજાણી, તે પણ ઓછા આનંદની વાત નથી. ઘણા મનુ-ષ્યોને પોતાની ભૂલ સમજાતી નથી અને કદાચ સમજે તો સુધારતા નથી. હવે તો જાગ્યા ત્યાંથી સવાર ગણીને પોતાનો માર્ગ શરુ કરવો તે તેને યોગ્ય લાગ્યો. તેણે પૂર્વે સાંભ-ળેલ અને તે પ્રમાણે વર્તન કરેલ વ્રત–નિયમો મનથી ગ્રહણ કર્યા, પોતાના સદ્ગુરુ તરીકે **વીર** પરમાત્માને હૃદયમાં ધારણ કર્યા, કોઈ પણ સજીવ દેહનો આહાર ન કરવાનો

નિયમ લીધો, નિર્દોષ ભેલ આદિ ખાઈ આજીવિકા કરવી અને શ્રી વીર પ્રભુનું અહોનિશ સ્મરણ કરી આ જીવન પૂર્ણ કરવું-એવો નિશ્ચય કર્યો.

ખરી વાત છે કે-થોડા વખતના પણ આત્મજ્ઞાની મહાત્મા પુરુષોના સંગનો બદલો મળ્યા વગર રહેતો નથી. કર્યું ક્યાંઇ જતું નથી. સમ્યગ્દષ્ટિ તો સમ્યગ્દષ્ટિ, થોડો પણ પ્રકાશ, થોડું પણ આવરણનું ઓછું થવું, તે આ જીવને વિષમ પ્રસંગોમાં પણ જાગૃત કર્યા વગર રહેતું નથી; તો જેને અહોનિશ સત્પુરુષોનો સંગ અને સમ્યગ્દષ્ટિવાળી જાગૃતિ હોય છે, તેઓના આનંદનું, સુખનું અને સ્વરૂપસ્થિતિના ભાન-વિષેનું પૂછવું જ શું ? તે તો અહોનિશ આનંદમાં જ રાચતા હોય છે.

શ્રી **મહાવીર** પ્રભુ કહે છે કે-" ગૌતમ ! હમણાં હું અહીં આવીને રહેલો છું, તે વાતની ખબર તે વાવમાં પાણી ભરવા અને સ્નાન કરવા ગયેલા લોકોની વાતો ઉપરથી તેણે સાંભળી, જેથી તેના આનંદનો પાર ન રહ્યો. 'મારો ધર્મ-ગુરુ ! મારો તારક નાથ ! અહીં આવેલ છે, જરૂર હું ત્યાં જઉં, તેના દર્શન કરું અને મારું જીવન સુધારું.' આ લાગણીથી તે વાવમાંથી બહાર નીકળ્યો. રસ્તામાં મને વંદન નિમિત્તે આવતા શ્રેણિક રાજાના ઘોડાના પગ નીચે દબાઈને તે દેડકો મરણ પામ્યો. તેની ઇચ્છા-તેની આશા-તેના મનો-રથો મનમાં રહી ગયા. તેણે પોતાના મનનો એક તાર મારા દેહ ઉપર નહીં પણ મારા આત્મા ઉપર બાંધ્યો હતો, તે જ તેનું લક્ષ્યબિન્દુ સાધ્ય હતું અને તે મારા ધ્યાનમાં

એકરસ થઈ ગયો હતો. 'કૃપાળુ પ્રભુ પાસે જઉં અને મારા ધર્મગુરુનાં દર્શન કરી પાવન થઉં.'-આ લાગણીમાં મરણ પામી તે દુર્દર (દેડકો) સૌધર્મ દેવલોકમાં મહર્ધિક વૈમાનિક દેવપણે ઉત્પન્ન થયો. ઉત્પન્ન થયા પછી તરત જ તેણે વિચાર કર્યો કે-હું અહીં કયા સુકૃતથી ઉત્પન્ન થયો છું ? કયા સારા કર્ત્તવ્યથી આ દેવની ઋદ્ધિ મને મળી છે ? અવધિજ્ઞાનથી તપાસતાં તેને પોતાનો સર્વ વૃત્તાંત સમજાયો. સર્વ કામ પડતાં મૂકી દર્શનની તીવ્ર લાગણીથી તે અહીં આવ્યો અને વિવિધ પ્રકારના નાટક-દેખાવ દેખાડવારૂપ ભક્તિ કરી, વંદન-નમન કરી, તે દેવ પોતાના સ્થાનકે ગયો.

"ગૌતમ ! આ દુર્દરાંક દેવના જીવન ઉપરથી આ સભાના લોકોને ઘણું સમજવાનું અને જાણવાનું મળે તેમ છે. કુસંગતિનું પરિણામ અને સુસંગતિના ફળો પ્રત્યક્ષ રીતે આ દેવે અનુભવ્યાં છે. આ જીવોને પોતાની અનેક જીંદગીઓમાં આવા અનેક અનુભવો થયા હોય છે કે થાય છે, તથાપિ જેઓ પોતાની ભૂલો સમજીને તેમાં સુધારો કરે છે, નિરંતર સત્સંગતિમાં રહે છે અને આત્મદૃષ્ટિ જાગૃત કરી તેનો છેવટ સુધીનો અનુભવ મેળવે છે, તેઓ આ વિષમ સંસાર-સાગર તરી જાય છે અને જન્મ-મરણનો પ્રવાહ બંધ કરી આત્મશાન્તિમાં સ્થિર થાય છે."

  

# શ્રમણોપાસક અંબડ પરિવ્રાજક

[ શ્રી ગૌતમ અને ભ૦ શ્રી મહાવીરનો સંવાદ ]

શ્રમણ ભગવાન્ શ્રી **મહાવીરદેવે** ત્રીસમું વર્ષા–ચતુર્માસ વાણિજ્યગ્રામમાં વ્યતીત કર્યું.ચતુર્માસ પૂરું થયે તેઓશ્રી શ્રાવસ્તી આદિ નગરોમાં વિચરતા વિચરતા પાંચાલ દેશ તરફ પધાર્યા અને કામ્પિલ્યપુરની બહાર સહસ્રામ્રવનમાં વાસ કર્યો.

કામ્પિલ્યપુરમાં **અંબડ** નામનો બ્રાહ્મણ પરિવ્રાજક સાતસો શિષ્યોનો ગુરુ રહેતો હતો. અંબડ અને તેના શિષ્યો ભ૦ મહાવીરના ઉપદેશથી જૈનધર્મના ઉપાસક બન્યા હતા. પરિવ્રાજકનો બાહ્ય વેષ અને આચાર હોવા છતાં પણ તેઓ શ્રાવકોને પાળવા યોગ્ય વ્રત–નિયમો પાળતા હતા.

કામ્પિલ્યપુરમાં ઈન્દ્રભૂતિ–ગૌતમે અંબડના વિષયમાં જે વાતો સાંભળી, તેથી ઈન્દ્રભૂતિ–ગૌતમનું હૃદય સશંક હતું. તેમણે ભગવાનને પૂછયું કે–ભગવન્! ઘણા લોકો એમ કહે છે અને પ્રતિપાદન કરે છે કે–અંબડ પરિવ્રાજક કામ્પિલ્યપુરમાં એક જ વખતે સો ઘરોનું ભોજન કરે છે અને સો ઘરોમાં રહે છે, તો તે કેવી રીતિએ ?

**ભ૦ શ્રી મહાવીર**–ગૌતમ! અંબડના વિષયમાં લોકોનું તે કહેવું યથાર્થ છે.

**શ્રી ગૌતમ**–ભગવન્! તે કેવી રીતિએ ?

**ભ૦ શ્રી મહાવીર**–ગૌતમ! અંબડ પરિવ્રાજક વિનીત અને ભદ્ર પ્રકૃતિનો પુરુષ છે. તે નિરંતર છટ્ઠ-છટ્ઠનો તપ કરી સખ્ત તાપમાં ઊભો રહી આતાપના લે છે. આ દુષ્કર

તપ, શુભ પરિણામ અને પ્રશસ્ત લેશ્યાશુદ્ધિથી વિશેષ કર્મોને ક્ષયોપશમ થઇ, અંબડને વૈક્રિયલબ્ધિ અને અવધિ-જ્ઞાનલબ્ધિ પ્રાપ્ત થઈ છે. આ લબ્ધિઓના બળથી અંબડ પોતાના સો રૂપ બનાવી સો ઘરોમાં રહી ભોજન કરે છે અને લોકોને આશ્ચર્ય દેખાડે છે.

**શ્રી ગૌતમ**-ભગવન! શું અંબડ પરિવ્રાજક નિર્ગ્રન્થધર્મની દીક્ષા લઇ આપનો શિષ્ય થવાને યોગ્ય છે?

**ભ૦ શ્રી મહાવીર**-ગૌતમ! અંબડ મારો શ્રમણશિષ્ય નહિ થાય. તે જીવાજીવાદિ તત્ત્વજ્ઞ શ્રમણોપાસક છે અને શ્રમણોપાસક જ રહેશે. તે સ્થૂલ હિંસા, સ્થૂલ અસત્ય તથા સ્થૂલ અદત્તાદાનનો ત્યાગી, તેમજ સર્વથા બ્રહ્મચારી અને સંતોષી છે. તે મુસાફરીના માર્ગમાં વચ્ચે આવવાવાળા પાણીથી અતિરિક્ત કૂપ, નદી આદિ કોઈ પ્રકારના જલાશયમાં ઉતરતો નથી. તે ગાડી, રથ, પાલખી આદિ વાહન અથવા ઘોડા, હાથી, ઉંટ, બળદ, ભેંસ, ગધેડા આદિ વાહન ઉપર બેસીને યાત્રા કરતો નથી. તે નાટક, ખેલ, તમાસા દેખતો નથી. તે સ્ત્રીકથા, ભોજનકથા, દેશકથા, રાજકથા, ચોરકથા તેમજ અન્ય અનર્થકારી વિકથાઓથી દૂર રહે છે.

તે લીલી વનસ્પતિનું છેદન-ભેદન અને સ્પર્શ શુદ્ધાં નથી કરતો. તે તુંબડું, કાષ્ઠપાત્ર અને માટીના પાત્રથી અન્ય અતિરિક્ત લોહ, ત્રપુ, તામ્ર, ચાંદી, સોના આદિ કોઈ પ્રકારના ધાતુના પાત્ર નથી રાખતો. તે એક ગેરુઆ ચાદરથી અન્ય બીજું કોઇ પણ રંગીન વસ્ત્ર રાખતો નથી. તે એક તામ્રમય અંગુલી (વીંટી) સિવાય અન્ય હાર, અર્ધ હાર,

એકાવલી, મુક્તાવલી, કટીસૂત્ર, મુદ્રિકા, કેયૂર, કુંડલ, મુકુટ આદિ કોઇ પણ આભૂષણ પહેરતો નથી. તે ગંગા નદીની માટીથી અતિરિક્ત અગર, ચંદન, કુંકુમ આદિનું શરીર ઉપર વિલેપન કરતો નથી. તે પોતાને માટે બનાવેલો, લાવેલો, ખરીદેલો તથા અન્ય દૂષિત આહાર ગ્રહણ કરતો નથી. તે અપધ્યાન, પ્રમાદાચરિત, હિંસપ્રદાન અને પાપકર્મોપદેશરૂપ ચતુર્વિધ અનર્થદંડથી દૂર રહે છે. તે દિવસમાં માગધ આઢકપ્રમાણ વહેતા એવા સ્વચ્છ જલને સારી રીતિએ ગાળીને ગ્રહણ કરે છે અને અર્ધ આઢકપ્રમાણ પીવા તથા હાથ–પગ ધોવાને માટે બીજાએ આપેલા જલને ગ્રહણ કરે છે, કિન્તુ બન્ને રીતે સ્વયં જલાશયમાંથી લેતો નથી. તેમજ તે અંબડ અર્હન્ત ભગવંતો અને તેમના ચૈત્યોને (મૂર્તિઓને) છોડીને અન્ય તીર્થિકોના દેવો અને અન્યતીર્થિક પરિગૃહીત અર્હત્ ચૈત્યોને વંદન–નમસ્કાર કરતો નથી.

**શ્રી ગૌતમ**–ભગવન્! અંબડ પરિવ્રાજક આયુષ્ય પૂરું કરીને અહીંથી કયી ગતિમાં જશે?

**ભ૦ શ્રી મહાવીર**–ગૌતમ! અંબડ નાના–મોટા શીલવ્રત, ગુણવ્રત, પૌષધોપવાસપૂર્વક આત્મચિંતન કરતો, ઘણા વર્ષો સુધી શ્રમણોપાસક વ્રતમાં રહીને, અન્તે એક માસના અનશનપૂર્વક દેહનો ત્યાગ કરી બ્રહ્મદેવલોકમાં દેવપદ પ્રાપ્ત કરશે અને પ્રાન્તે અંબડનો જીવ મહાવિદેહમાં મનુષ્યજન્મ પામીને સિદ્ધિગતિને પ્રાપ્ત કરશે.

શ્રમણોપાસક અંબડ પરિવ્રાજકના વિષય પરત્વે શાસ્ત્રમાં જે કથન છે, તેનો ભાવાર્થ નીચે પ્રમાણે છેઃ—

" અંબડ સ્થૂલ હિંસાને તજતો, નદી આદિને વિષે ક્રીડાને નહિ કરતો, નાટક-વિકથાદિ અનર્થદંડને નહિ આચરતો, તુંબડું, લાકડાનું પાત્ર અને માટીના પાત્ર સિવાય અન્યને નહિ રાખતો, ગંગા નદીની માટી સિવાય અન્ય વિલેપન નહિ કરતો, કંદમૂળ-ફલાદિને નહિ ખાતો, આધાકર્માદિ દોષદુષ્ટ આહારને નહિ સેવતો, એક માત્ર ધાતુની વીંટી સિવાય અન્ય આભૂષણને નહિ ધારણ કરતો, ગેરુઆ રંગના વસ્ત્રને પહેરતો, કોઈ પણ ગૃહસ્થવડે અપાયેલું-વસ્ત્રવડે સારી રીતે ગાળેલું અર્ધ આઢક-પ્રમાણ જલ પીવા માટે કમંડળવડે શોધીને ગ્રહણ કરતો, તે જ પ્રમાણે આઢકપ્રમાણ જલ સ્નાન માટે ગ્રહણ કરતો, શ્રી જિનેશ્વરદેવપ્રણીત શુદ્ધ ધર્મને વિષે જ એકમતિને ધારણ કરતો, પોતાનો સઘળોય જન્મ સફળ કરીને, પ્રાન્તે નજીકમાં સદ્‌ગતિ છે જેને એવો એક માસની સંલેખના કરીને બ્રહ્મદેવલોકને પામશે. ત્યાં દિવ્ય એવા દેવતાના સુખને ભોગવીને, ક્રમે માનવભવ પામીને સંયમ-આરાધનાપૂર્વક મોક્ષગતિને પામશે. "

ધર્મની સાધના જ્ઞાનની સાથે સંબંધ રાખે છે, પણ બાહ્ય વેષની સાથે નહિ. બાહ્ય વેષ પીછાન અને સંયમ-નિર્વાહનું કારણ માત્ર છે. મોક્ષપ્રાપ્તિ જ્ઞાન, દર્શન અને ચારિત્રના સ્વીકારદ્વારા જ હોય છે.

પોતાથી શકય અનુષ્ઠાનમાં રક્ત અને ભગવાન શ્રી જિનેશ્વરદેવપ્રણીત શુદ્ધ ધર્મને વિષે એકચિત્તવાળો શ્રમણોપાસક અંબડ પરિવ્રાજકના સદરહુ વ્યતિકરથી વર્તમાન શ્રાવક લોકોને પરિગ્રહ વિગેરે બાબતમાં કેટલી હિતશિક્ષા લેવા યોગ્ય છે, તે સ્વયં હૃદયગત વિચારે!

# મતભેદ અને ગુણગ્રાહિતા

દરેક સંપ્રદાયમાં વિદ્વાનોના બે પ્રકાર નજરે પડે છે. એક તો આગમપ્રધાન અને બીજો તર્કપ્રધાન. આગમપ્રધાન પંડિતો હંમેશાં પોતાના પરંપરાગત આગમોને–સિદ્ધાંતોને શબ્દશઃ પુષ્ટ રીતે વળગી રહે છે, જ્યારે તર્કપ્રધાન વિદ્વાનો આગમગત પદાર્થવ્યવસ્થાને તર્કસંગત અને રહસ્યાનુકૂલ માનવાની વૃત્તિવાળી હોય છે. એટલે કેટલીક વખતે બન્ને વચ્ચે વિચારભેદ પડે છે. એ વિચારભેદ જો ઉગ્ર પ્રકારનો હોય છે તો કાળક્રમે સંપ્રદાયભેદના અવતારમાં પરિણમે છે અને સૌમ્ય પ્રકારનો હોય છે તો તે માત્ર મતભેદ રૂપમાં જ વિરમી જાય છે: જેમાં સંપ્રદાયના ઇતિહાસનું અવલોકન કરતાં તેમાં આવા અનેક વિચારભેદો, મતભેદો, સંપ્રદાયભેદો અને તેનાં મૂળભૂત ઉક્ત પ્રકારના કારણો બુદ્ધિ આગળ સ્પષ્ટ તરી આવે છે. શ્રી **જિનભદ્ર ક્ષમાશ્રમણ** આગમપ્રધાન આચાર્ય હતા. તેઓશ્રીએ જૈન આગમામ્નાય પરંપરાગત ચાલ્યો આવતો હતો તેને અનુસરી સંગત ભાષ્ય રચવાનું પ્રધાન કાર્ય કર્યું છે. તેમાં જે તર્ક આમ્નાયાનુકૂળ હોય તેનો ઉપયોગ પોતાના સમર્થનમાં પૂરી રીતે કર્યો છે અને આગમની આગળ જનાર તર્કને ઉપેક્ષણીય ગણ્યો છે. તેઓશ્રીના પુરોગામી શ્રી **સિદ્ધસેન દિવાકર** તર્કપ્રધાન આચાર્ય હતા. શ્રી સિદ્ધસેન દિવાકરના ગ્રંથો મૌલિક–સિદ્ધાંતપ્રતિપાદક અને પ્રૌઢ વિચારપૂર્ણ છે. તેઓ જેમ તર્કશાસ્ત્રના વ્યવસ્થાપક અને વિવેચક છે, તેમ

જૈનદર્શનના એક અનન્ય આધારભૂત આપ્તપુરૂષ છે. શ્રી સિદ્ધસેન દિવાકરે પોતાના સંમતિતર્કમાં કેવલીને ( સર્વજ્ઞને ) કેવલજ્ઞાન અને કેવલદર્શન-એ બન્ને યુગપત્ એટલે એકીસાથે થતાં નથી, એ આગમપરંપરાના મતથી વિરૂદ્ધ જઈ બન્ને એક જ છે અને જૂદા નથી-એમ તર્કથી સિદ્ધ કર્યું છે; જ્યારે શ્રી જિનભદ્રગણિ ક્ષમાશ્રમણે આગમપરંપરાગત તે મતને અભિમત રહી શ્રી સિદ્ધસેનજીના વિચારનો વિગતવાર પ્રતિક્ષેપ વિશેષાવશ્યકમાં કર્યો છે. આમ શ્રી જિનભદ્રગણિ ક્ષમાશ્રમણ આગમપરંપરાના મહાન્ સંરક્ષક હતા, તેથી તેઓ આગમવાદી કે સિદ્ધાંતવાદીના બિરૂદથી જૈન વાઙ્મયમાં ઓળખાય છે.

આ પ્રકારનો એ આપ્ત-મહાપુરૂષોમાં મતભેદ-સૌમ્ય મતભેદ હોવા છતાં કેટલી ગુણગ્રાહિતા ને સમભાવિતા હતી, તે જિનભદ્રગણિ ક્ષમાશ્રમણે રચેલ જીતકલ્પ સૂત્ર ઉપર, '**જિતકલ્પ ચૂર્ણિ**' રચનાર શ્રી સિદ્ધસેનસૂરિવરે તેની આદિમાં તેઓશ્રીની જે ગંભીરાર્થક સ્તુતિ છ પદ્યમાં કરેલી છે તે આ પ્રમાણે—

" અનુયોગના-આગમોના-અર્થજ્ઞાનના ધારક, યુગપ્રધાન, પ્રધાન જ્ઞાનીઓને બહુમત, સર્વ શ્રુતિ અને શાસ્ત્રમાં કુશલ અને દર્શન-જ્ઞાન ઉપયોગના માર્ગસ્થ ને માર્ગરક્ષક:" ૧

" કમલના સુવાસને આધીન થયેલા ભ્રમરો જેમ કમલની ઉપાસના કરે છે, તેમ જ્ઞાનરૂપ મકરંદના પિપાસુ મુનિઓ જેમનાં મુખરૂપ નિર્જરમાંથી નીકળેલા જ્ઞાનરૂપ અમૃતનું સદા સેવન કરે છે:" ૨

"સ્વ-સમય અને પર-સમયના આગમ, લિપિ, ગણિત, છન્દ અને શબ્દશાસ્ત્રો ઉપર કરેલા વ્યાખ્યાનોમાંથી નિર્મિત થયેલો જેમનો અનુપમ યશઃપટહ દશે દિશામાં ભમી રહેલો છે :" ૩

"જેમણે પોતાની અનુપમ મતિના પ્રભાવે જ્ઞાન, જ્ઞાની, હેતુ, પ્રમાણ અને ગણધરપૃચ્છાનું સવિશેષ વિવેચન 'વિશેષાવશ્યક'માં ગ્રન્થનિબદ્ધ કર્યું છે :" ૪

"જેમણે છેદસૂત્રોના આધારે પુરૂષવિશેષના પૃથક્કરણ પ્રમાણે પ્રાયશ્ચિત્તના વિધિનું વિધાન કરનાર 'જીતકલ્પ-સૂત્ર'ની રચના કરી છે :" ૫

"એવા સ્વ-પર સમયના સિદ્ધાંતોમાં નિપુણ, સંયમશીલ, શ્રમણોના માર્ગના અનુગામી અને ક્ષમાશ્રમણોમાં નિધાન-ભૂત શ્રી **જિનભદ્રગણિ ક્ષમાશ્રમણને** નમસ્કાર !" ૬

  

## આત્મચિંતનનું મહત્ત્વ

આત્મવાદથી બીજા બધા વાદ ગૌણ છે. જ્યાં સુધી આત્માને ન ઓળખી શકાય, ત્યાં સુધી આત્માનું અવિચલ સુખ પ્રાપ્ત કરવાનો પુરુષાર્થ પણ ક્યાંથી થાય ? જ્યારે એ તત્ત્વ યથાસ્થિત સમજાય, તેનું ધ્યાન પ્રગટે, કર્મનું જ્ઞાન થાય, ત્યારે તેને નિવારવા પુરુષાર્થ કરી ખરૂં શાશ્વત સુખ પ્રાપ્ત કરી શકાય. બીજી બધી જંજાળો કરતાં આત્મચિન્તવન જંજાળને વધુ મહત્ત્વ આપવું.

# પરમાર્થસૂચક વસ્તુ વિચારસંગ્રહ

આત્મિક ઉન્નતિ કરવાને, આત્માની શક્તિ ખીલવવાને અને આત્માના સામાન્ય અને વિશેષ ગુણો ખીલવવાને શબ્દાર્થપૂર્વક ધાર્મિક જ્ઞાનની અત્યંત જરૂર છે.

શબ્દ અને અર્થ ઉપર વિચાર કર્યા વિના ભાવરૂપ પ્રકાશ બહાર આવતો નથી અને ભાવરૂપ પ્રકાશ બહાર આવ્યા વિના મનુષ્યને યથાર્થ જ્ઞાન થતું નથી.

નવ તત્ત્વના યથાસ્થિત અભ્યાસ સિવાય તત્ત્વશ્રદ્ધા થવી મુશ્કેલ છે.

સમ્યક્ શ્રદ્ધા સિવાય સમ્યગ્ જ્ઞાન થઇ શકે નહિ, સમ્યગ્જ્ઞાન સિવાયની શ્રદ્ધા અંધશ્રદ્ધામાં જાય છે અને અંધશ્રદ્ધાથી અથવા મિથ્યા શ્રદ્ધાથી આત્મા શુદ્ધ તત્ત્વ પ્રાપ્ત કરી શકતો નથી.

જ્ઞાન જ્ઞાન તરીકે સાધ્ય નથી, પણ ક્રિયાના સાધન તરીકે સાધ્ય છે.

જૈનદર્શન જ્ઞાનને જ્ઞાન તરીકે માનતું નથી, પણ જ્ઞાન આચરણમાં મૂકવા માટે માનવામાં આવે છે.

જ્ઞાનનું-જાણવાનું ફળ એ જ કે-અનર્થથી બચવું અને ઇષ્ટનું સંરક્ષણ કરવું. આથી જ કહ્યું છે કે-જૈનદર્શનમાં જ્ઞાન જ્ઞાન માટે નથી.

શાસ્ત્રાદિનું પઠન એ દ્રવ્યજ્ઞાન છે અને આત્મસ્વરૂપનું જાણવું તે ભાવજ્ઞાન છે. સમ્યક્ત્વ વિના ભાવજ્ઞાન થતું નથી.

વાચના (વાંચવું), પૃચ્છના (પૂછવું), પરાવર્તના (ફરી ફરી વિચારવું) અને ધર્મકથા (ધર્મવિષયની કથા) કરવી–એ ચાર દ્રવ્ય છે અને પાંચમી અનુપ્રેક્ષા એ ભાવ છે. પ્રથમના ચાર અનુપ્રેક્ષા (મનનરૂપ ઉપયોગ) ન આવે તો દ્રવ્ય-રૂપ સમજવા.

જીવ–અજીવ આદિ તત્ત્વોનું જ્ઞાન પણ આત્મજ્ઞાન માટે જ છે, એટલે તે જાણવું એ આત્મજ્ઞાનનું પ્રયોજન છે.

ક્રિયા વગરનું જ્ઞાન અને જ્ઞાન વગરની ક્રિયા સફળ નથી, એટલે ક્રિયા હોય તો જ જ્ઞાન કહેવાય છે અને જ્ઞાન હોય તો જ ક્રિયા કહેવાય છે. બન્નેમાં ગૌણ–પ્રધાનભાવથી દશાનો ભેદ છે.

જ્ઞાન અને ક્રિયા એકલા કોઈ પણ વખત રહી શકતાં નથી. કોઈ વખત જ્ઞાનની મૂખ્યતા તો ક્રિયાની ગૌણતા અને કોઈ વખત ક્રિયાની મૂખ્યતા તો જ્ઞાનની ગૌણતા, પણ બન્ને–જોડું કાયમ સાથે જ રહે છે; છતાં જ્ઞાનમાર્ગ અને ક્રિયામાર્ગ કહેવાનો આશય જ્ઞાનની મૂખ્યતા તે 'જ્ઞાનમાર્ગ' અને જેમાં ક્રિયાની મૂખ્યતા તે 'ક્રિયા-માર્ગ' એ જ છે.

જ્ઞાન અને ક્રિયાથી મોક્ષ થાય છે. તે બન્નેમાંથી એકનો પણ નિષેધ કરનાર મોક્ષનો સાધક થઇ શકતો નથી, કારણ કે–ક્રિયા એ વીર્યની વિશુદ્ધિરૂપ છે અને જ્ઞાન એ ચેતનાની વિશુદ્ધિરૂપ છે. જ્યારે ચેતના અને વીર્યની વિશુદ્ધિ થાય છે ત્યારે જ સર્વ સંવરરૂપ મોક્ષ થાય છે.

કેવળજ્ઞાની ભગવંતો પણ સર્વ સંવરરૂપ ચારિત્ર યા ક્રિયાને પામ્યા વગર પરમપદ-મોક્ષને પામી શકતાં નથી, તો પછી બીજાની તો શી વાત? મતલબ કે-સમ્યગ્ જ્ઞાન સંવરના સાધનરૂપ સમિતિગુપ્તિ આદિ સમ્યક્ ક્રિયા-એમ ઉભયથી મોક્ષ છે, પણ બેઉમાંથી એકના અભાવમાં મોક્ષ નથી.

આત્માની શક્તિઓનો એકસરખો વિકાસ સાધ્યા વગર કોઈ પણ ફળ પ્રાપ્ત કરી શકાય નહિ. એની શક્તિઓ મૂખ્ય બે છે-એક ચેતના અને બીજું વીર્ય. એ બન્ને શક્તિઓ અરસપરસ એવી સંકળાયેલી છે કે-એકના વિના બીજાનો વિકાસ અધુરો જ રહી જાય છે, જેથી બન્ને શક્તિઓ સાથે જ આવશ્યક છે. ચેતનાનો વિકાસ એટલે જ્ઞાન મેળવવું અને વીર્યનો વિકાસ એટલે જ્ઞાન પ્રમાણે જીવન ઘડવું. જ્ઞાન અને ક્રિયા-એ બન્ને એકાંતો અર્થાત્ જીવનના છૂટા છૂટા છેડાઓ છે. એ બન્ને છેડાઓ ગોઠવાય તો જ ફળસાધક બને, અન્યથા નહિ. આ બાબતમાં અંધ-પંગુ ન્યાય પ્રસિદ્ધ છે.

જ્ઞાન ગમે તેટલું મેળવ્યું હોય, પણ સમ્યક્ ચારિત્ર સિવાયનું જ્ઞાન પાંગળું છે. જેમ પાંગળો માણસ ભલે દેખતો હોય, પરંતુ પગ વિના બળતા અગ્નિ પાસેથી તે ઇષ્ટસ્થાને જઈ શકતો નથી; તેમ જ્ઞાનીઓ જ્ઞાનબળે ભલે દેખતાં હોય, પણ તેઓ સર્વ સંવર (ચારિત્ર) ક્રિયારૂપ પગ વગર દાવાનળથી બચી કદી મુક્તિ મુકામે જઈ શકતાં નથી.

શ્રી જૈનશાસનરૂપી રથને નિશ્ચયનય અને વ્યવહારનય-એમ બે ચક્રો છે. જેઓ એ બે ચક્રોમાંથી એક પણ ચક્રનો

ઇન્કાર કરનારા હોય અગર તેમ નહિ તો એકમાં જ રાચતા હોય તેઓ અને એ ઉભયનો યથાસ્થિત સ્વીકાર અને અમલ નહિ કરનારાઓ—બન્નેય રથને ભાંગી નાંખવાનું પાપ કરનારા છે.

જેમ બે નેત્રો વિના વસ્તુનું અવલોકન બરાબર થતું નથી, તેમ બે નય વિના દ્રવ્યોનું અવલોકન યથાર્થ થતું નથી. કેટલાક જીવો વ્યવહારનય વિના કેવળ નિશ્ચયનયથી નાશ પામ્યા છે, જ્યારે કેટલાએક જીવો નિશ્ચયનય વિના એકલા વ્યવહારનયથી માર્ગપતિત થયા છે—એમ શ્રી તીર્થંકરદેવોએ કહ્યું છે.

સિદ્ધાન્તમાં જ્યાં નિશ્ચયધર્મનું વર્ણન છે ત્યાં નિશ્ચયધર્મનો આદર કરવા માટે છે પણ વ્યવહારધર્મના ખંડન માટે નથી, તેમ વ્યવહારધર્મનું વર્ણન છે ત્યાં વ્યવહારધર્મના આદર માટે છે પણ નિશ્ચયધર્મના ખંડન અર્થે નથી. વ્યવહાર અને નિશ્ચયધર્મની ગૌણતા—મૂખ્યતા પ્રત્યેક જીવના અધિકાર પ્રમાણે જાણવી. સાપેક્ષબુદ્ધિએ સર્વ સત્ય છે.

વ્યવહાર અને નિશ્ચય—એ બન્ને નયોને ગૌણ—મૂખ્ય રાખી પ્રવૃત્તિ કરતાં વસ્તુનો યથાર્થ બોધ થાય છે. જે વખતે વ્યવહારની મૂખ્યતા હોય તે વખતે નિશ્ચયની ગૌણતા હોય અને જે વખતે નિશ્ચયની મૂખ્યતા હોય તે વખતે વ્યવહારની ગૌણતા હોય : આમ બન્ને નયદૃષ્ટિઓમાં જ્યારે જેની જરૂરીયાત હોય ત્યારે તેનો ઉપયોગ બીજી દૃષ્ટિનો તિરસ્કાર ન કરતાં સમભાવની દૃષ્ટિએ કરવામાં આવે, તો વસ્તુતત્ત્વનો યથાર્થ અનુભવ થાય છે.

પોતાના શુદ્ધ આત્માને મૂકીને કોઈ સ્થળે, કોઇ કાળે, કોઈ પણ પ્રકારે શુદ્ધ નિશ્ચયનય બીજાનો સ્પર્શ કરતો નથી; છતાં વ્યવહારનું આલંબન લઈ નિશ્ચયમાં પહોંચે છે. આમ વ્યવહારના આલંબનને લઈ નિશ્ચય વર્તતો હોવાથી તે શુદ્ધ આત્મસ્વરૂપની પ્રાપ્તિ કરે છે.

બહારથી જે વસ્તુ આવેલી હોય તે તરફ નજર રાખીને વ્યવહાર બોલે છે, ત્યારે નિશ્ચય અંદરમાં પોતાની જે વસ્તુ છે તે તરફ નજર રાખીને વાતો કરે છે.

નિશ્ચયમાં જ લીન થયેલા મહાત્માઓને જે ક્રિયાઓ અતિ પ્રયોજનવાળી નથી, તે જ ક્રિયાઓ વ્યવહારમાં રહેલાને અતિ ગુણકારી છે. પાંચમા અને છટ્ઠા ગુણસ્થાનકે વ્યવહારની મૂખ્યતા અને નિશ્ચયની ગૌણતા હોય છે, જ્યારે અપ્રમત્ત આદિ ગુણસ્થાનકથી માંડી નિશ્ચયથી મૂખ્યતા હોય છે.

વ્યવહારનયને જાણી આદર્યા વિના નિશ્ચયનય આદરવાની ઇચ્છા કરવી એ અનુપયોગી છે. શુદ્ધ વ્યવહાર વિના નિશ્ચયની પ્રાપ્તિ કદી પણ થતી નથી.

સ્થૂલ મલિનતાવાળાને વ્યવહાર ક્રિયા ઉપયોગી છે. વૃત્તિઓમાં રહેલી સ્થૂલ મલિનતા ઉત્તમ વ્યવહારવાળા દાન, તપ, જપ, વંદન, પૂજન, દયા આદિ ક્રિયાઓથી દૂર કરી શકાય છે, જ્યારે મનમાં રહેલી સૂક્ષ્મ મલિનતા વિવેકદૃષ્ટિવાળા વિચારથી વિશુદ્ધ કરી શકાય છે.

ક્રિયામાર્ગમાં પ્રવેશ કરનાર મનુષ્યે પોતાના મન–વચન–શરીરને વ્રત-તપ-જપાદિ યમ–નિયમોમાં અહર્નિશ પ્રવ-

તીવવા પડે છે અને જ્ઞાનમાર્ગમાં પ્રવેશ કરનાર મનુષ્યે ક્રિયામાર્ગમાં દૃઢતા થયા પછી અહોનિશ આત્મોપયોગમાં તત્પર રહેવું પડે છે.

જે ભૂમિકામાં જે ઘટે નહિ તે જીવ કરે, તો તે ભૂમિકાનો સહેજે ત્યાગ થાય છે.

જ્ઞાનપક્ષી સર્વથી આરાધક છે અને દેશથી વિરાધક છે, જ્યારે ક્રિયાપક્ષી દેશથી આરાધક છે અને સર્વથી વિરાધક છે. જ્ઞાન અને ક્રિયા-બન્નેને માનનાર તથા આચરનાર અનેકાન્તવાદી હોવાથી સર્વથી આરાધક છે.

સર્વ નયનો આશ્રય કરનારા મહાત્માઓ નિશ્ચયમાં ખેંચાતા નથી, વ્યવહારને તજી દેતાં નથી, જ્ઞાનને સર્વોત્કૃષ્ટ માનીને સ્વીકારે છે પણ ક્રિયાનો અનાદર કરતાં નથી, ઉત્સર્ગને આદરે છે પણ અપવાદને ભૂલી જતાં નથી, ભાવમાં તત્પર રહે છે પણ દ્રવ્યનું નિમિત્તપણું યાદ રાખે છે,-એવી રીતિએ સાપેક્ષપણે અહર્નિશ વર્તન કરે છે.

ક્ષયોપશમથી સર્વ મનુષ્યોની ભિન્ન વૃત્તિ હોવાથી પોતાનું અન્યને સર્વ પસંદ ન આવે અને સર્વનું પોતાને સર્વથા પ્રકારે પસંદ ન આવે,-આવી સ્થિતિ સર્વત્ર થોડા-ઘણા અંશે જ્યાં-ત્યાં દેખાય છે; તેમાં જ્ઞાની સાપેક્ષબુદ્ધિ ધારણ કરીને સાપેક્ષભાવે વ્યવહાર અને નિશ્ચયથી મધ્યસ્થવૃત્તિએ આત્મકલ્યાણમાં પ્રવર્તે છે.

સાપેક્ષ એટલે વસ્તુસ્વરૂપની અપેક્ષા રાખીને ઉત્સર્ગ તથા નિશ્ચયને પામવા માટે અપવાદ કે વ્યવહારનું સેવન કરવું તે: અને તેનાથી રહિત એકાંત વ્યવહાર અવિવેકથી

આચરે તે નિરપેક્ષ-જુટ્ઠો વ્યવહાર છે : અને જ્યાં જુટ્ઠો વ્યવહાર છે ત્યાં ધર્મ હોતો નથી.

જે વ્યવહાર નિશ્ચય તરફ લઈ જતો નથી, નિશ્ચયના અનુભવમાં મદદગાર થતો નથી, તે વ્યવહાર શુદ્ધ નથી : અથવા નિશ્ચયના લક્ષ વગરનો વ્યવહાર તે અસદ્ભૂત વ્યવહાર છે.

વ્યવહારહેતુ વ્યવહાર અને પરમાર્થહેતુ વ્યવહાર એટલે વ્યવહારના માટે સેવાતો વ્યવહાર અને પરમાર્થની પ્રાપ્તિ અર્થે સેવાતો વ્યવહાર-એ બેમાં ભેદ છે. ભગવાનની આજ્ઞાને આત્મસાત્ કરી સમ્યગ્દર્શનપૂર્વક આચારમાં મૂકાતો વ્યવહાર એ શુદ્ધ વ્યવહાર હોઈ પરમાર્થનું કારણ છે. પહેલો સાધ્યશૂન્ય હોઈ ત્યાજ્ય છે, જ્યારે બીજો આદરણીય છે.

જેઓ મોક્ષને પામ્યા છે, પામે છે અને પામશે, તે સર્વ પ્રથમ શુદ્ધ વ્યવહારનું આલંબન લઈને પછી નિશ્ચયના આશ્રયવડે પામ્યા છે. શુદ્ધ વ્યવહાર વિના નિશ્ચયની ઉત્પત્તિ હોતી નથી.

વ્યવહારરત્નત્રયથી નિશ્ચયરત્નત્રય પ્રગટ થાય છે. આ રત્નત્રય (જ્ઞાન-દર્શન-ચારિત્ર) વિના કોઇને કોઇ પણ કાળે પોતાના પરમ શુદ્ધ ચિદ્રૂપની પ્રાપ્તિ થતી નથી, એવો જ્ઞાનીઓનો દૃઢ નિશ્ચય છે.

સંયમ-આચરણ ચારિત્ર એ વ્યવહારરૂપ છે અને સ્વરૂપાચરણ ચારિત્ર એ નિશ્ચયરૂપ છે.

સંયમ-આચરણ ચારિત્ર વિના કેવળ સ્વરૂપાચરણ

ચારિત્રથી સિદ્ધિ થતી નથી. સ્વરૂપાચરણ ચારિત્ર કેવળ અપ્રમત્તાદિ ગુણઠાણે જ ઘટે છે.

સંયમ-આચરણ ચારિત્રરૂપ યમ-નિયમાદિ જે સાધનો શાસ્ત્રમાં કહ્યાં છે, તે નિજસ્વરૂપની પ્રાપ્તિ અર્થે છે; કારણ કે-એ સાધનો પણ કારણને અર્થે છે. તે કારણ આ પ્રમાણે છે-આત્મજ્ઞાન રહી શકે એવી પાત્રતા પ્રાપ્ત થવા તથા તેમાં સ્થિતિ થાય તેવી યોગ્યતા થવા, આવા એ કારણો ઉપદેશ્યા છે. તત્ત્વજ્ઞાનીએ એથી એવા હેતુથી આ સાધનો કહ્યાં છે, પણ જીવની સમજણમાં સામટો ફેર હોવાથી તે સાધનોમાં જ અટકી રહ્યો અથવા તે સાધન પણ અભિનિવેશ-પરિણામે ગ્રહ્યા. આંગળીથી જેમ બાળકને ચંદ્ર દેખાડવામાં આવે છે, તેમ તત્ત્વજ્ઞાનીઓએ એ તત્ત્વનું તત્ત્વ કહ્યું છે.

જ્ઞાનીએ જેટલી ધર્મક્રિયાઓ-આચરણાઓ બતાવી છે, તે સર્વ એક આત્મસ્વરૂપની પ્રાપ્તિ અર્થે જ બતાવી છે; છતાં અધિકારભેદે સાધનાઓ પણ ભિન્ન ભિન્ન હોય છે.

આત્મા અમુક હેતુથી શુદ્ધ થાય અને અમુક હેતુથી શુદ્ધ ન થાય, એ કદાગ્રહ છે. શ્રી જિનેશ્વર ભગવાને આત્માને વિશુદ્ધ થવાના અસંખ્ય માર્ગો પોતાના જ્ઞાનમાં દેખ્યાં છે-બતાવ્યાં છે, તેમાંથી તમારા દર્દને જે દવા (ઉપાય) લાગુ પડે તે પાડો.

જ્ઞાનીની આજ્ઞા પ્રમાણે-જ્ઞાનીએ બતાવ્યા પ્રમાણે ગમે તે ક્રિયામાં વર્તે, તો પણ તે મોક્ષમાર્ગમાં જ છે.

જ્ઞાનીની આજ્ઞાએ ચાલતાં જ્ઞાની ગુરૂએ ક્રિયાઓની

યોગ્યતાનુસાર કોઇને એક રીતે બતાવ્યું હોય અને કોઇને બીજી રીતે બતાવ્યું હોય, તેથી મોક્ષનો માર્ગ અટકતો નથી.

જીવની જ્યાં સુધી એકાન્ત વ્યવહારિક દૃષ્ટિ હોય, ત્યાં સુધી પારમાર્થિક ખ્યાલ આવવો બહુ દુષ્કર છે.

જ્યાં સુધી વ્યવહારને પરમાર્થ માન્યો હોય અને સાધનને સાધ્ય માન્યું હોય અથવા સાધનને સાધ્ય માની તેમાં જ અટકી રહ્યો હોય, ત્યાં સુધી તેવા જીવનું કલ્યાણ થવું દુષ્કર છે.

નિશ્ચય તત્ત્વોને સમજનાર જીવ કારણમાં કાર્યને માની લેવાની ભૂલ કરવાથી બચી જાય છે અને કાર્યસિદ્ધિના ખરાં કારણો સમજી અસત્ વ્યવહારથી દૂર રહેવા પ્રયત્ન કરી શકે છે, જેથી વ્યવહાર સાથે નિશ્ચયતત્ત્વને પણ સમજવું જરૂરી છે.

નિજકલ્પનાએ જ્ઞાન-દર્શન-ચારિત્રાદિનું સ્વરૂપ ગમે તેમ સમજીને અથવા નિશ્ચયાત્મક બોલો શીખી લઇને સદ્વ્યવહાર લોપવામાં જે પ્રવર્તે, તેથી આત્માનું કલ્યાણ થવું સંભવતું નથી: અથવા કલ્પિત વ્યવહારના દુરાગ્રહમાં રોકાઇ રહીને પ્રવર્તતા પણ જીવને કલ્યાણ થવું સંભવતું નથી.

બાહ્ય સાધનો મનને સ્થિર કરવાને માટે અવલંબનરૂપ છે-એ વાત પાછળથી ભૂલી જવાય છે અને બાહ્ય સાધનમાં જ સર્વસ્વ મનાઈ જવાય છે. સાધનોનો ઉદ્દેશ એ જ કે-મનને સ્થિર કરી ક્રમે વૃત્તિશૂન્ય કરવું.

બાહ્ય ક્રિયા એ સદાચાર નથી, પણ સદાચાર ઉત્પન્ન

થવાનું સાધન છે. સાધ્ય સિદ્ધ થતું હોય તો તેમાં સાધનનો સમાવેશ થઈ જાય છે, પણ સાધન હોય ત્યાં સાધ્ય હોય જ એમ બનતું નથી.

સાધ્યને લક્ષ્યમાં રાખી સાધ્યની સિદ્ધિ થાય, તેવી સ્થિતિપૂર્વક સાધનનું સેવન થાય તો સાધન સાર્થક છે.

જે કારણ કાર્યને પહોંચાડે તે જ કારણ કહેવાય છે. કાર્ય તરફ લક્ષ રાખી નિરાગ્રહરૂપે કારણ સેવે તો કાર્યની સિદ્ધિ થાય છે, પરંતુ કારણમાં જ–સાધનમાં જ આગ્રહ રાખી તેને કાર્યભાવે માની કારણને સેવે તો તે કારણાભાસ થાય છે.

સાધ્યને લક્ષમાં નહિ લીધેલા ધનૂર્ધરની બાણ ફેંકવાની ચેષ્ટા જેમ નિષ્ફળ જાય છે, તેમ સાધ્યને સ્થિર કર્યા વગર કરાતી ક્રિયાઓ નિરર્થક જાય છે.

લક્ષ વિનાનું બાણ ફેંકવું તે જેમ નકામું છે, તેમ આત્મનિર્ણય કર્યા વિના તેને બંધનમુક્ત કરવા ક્રિયા કરવી તે પણ નિરૂપયોગી નિવડે છે.

સાધ્યની સિદ્ધિ પણ પ્રતિકૂળ સાધનથી થઈ શકતી નથી. સાધ્યને અનુકૂળ સાધન હોય તો જ સાધ્યસિદ્ધિ થઈ શકે છે. આત્માને દોષમુક્ત કરવા નિર્દોષ સાધનોની આવશ્યકતા છે.

સાધ્ય તે મોક્ષ, સાધન તે સમિતિગુપ્તિ અને સાધક તે આત્મા જાણવો; એટલે સમિતિગુપ્તિરૂપ સાધનવડે સાધ્ય જે મોક્ષ તેની સિદ્ધિ થાય છે. સમિતિગુપ્તિમાં સર્વ કાંઇ ચરણકરણ–સિત્તરી આવી જાય છે.

સઘળા ધાર્મિક અનુષ્ઠાનોનો ઉદ્દેશ આત્માને વિકાસમાં મૂકવો એ છે. આત્મસ્વરૂપની જાગૃતિ-બીજા શબ્દોમાં આત્મદૃષ્ટિનો પ્રકાશ એ જ છે.

સમ્યગ્દર્શનાદિ ગુણોની પ્રાપ્તિ અને પ્રાપ્ત થએલા એ આત્મગુણોની નિર્મળતા-આ ઉદ્દેશ આંખ સામે રહેવો જોઈએ. એ ઉદ્દેશને સાર્થક કરવા માટે જ દરેક ધર્મક્રિયાનો હેતુ હોવો જોઈએ.

કર્મના યોગથી અનાદિકાળથી જકડાયેલા આત્માને પોતાનું નિર્મળ સ્વરૂપ પ્રગટાવવામાં જે વસ્તુ અગર જે સદ્ગુરૂ આદિ વ્યક્તિ સહાયક થવાની લાયકાત ધરાવતી હોય, તે તે સાધનો સેવવા યોગ્ય છે: અર્થાત્-જે જે સાધનો આત્માના સમ્યગ્દર્શનાદિ ગુણો પેદા કરવામાં સહાયક બનવાની લાયકાત ધરાવે છે, તે તે સેવવાને યોગ્ય છે.

આત્મજ્ઞાન પ્રાપ્ત કરવાને ઈચ્છતા જિજ્ઞાસુઓએ સાધનાદિ કર્મો કરવા, પણ તેના ફળાફળમાં લેશ માત્ર આસક્તિ રાખવી નહિ. મતલબ કે-ક્રિયાનુષ્ઠાન આદિ સાધનો સાધકે ચિત્તશુદ્ધિ માટે બહુ જરૂરના છે. જો ક્રિયાનુષ્ઠાનના ફળરૂપે આત્મદર્શન થતું હોત, તો કર્મોના ફળનો ત્યાગ કરવા માટે શાસ્ત્રો કદાપિ ઉપદેશ કરત નહિ.

ભગવાનની સેવાનું ફળ નિર્વાણ અથવા મુક્તતા પ્રાપ્ત થવારૂપ હોવું જોઇએ. જો ચિત્તશુદ્ધિ કરવા માટે અથવા મનનો અને ઇન્દ્રિયોનો નિરોધ કરવા માટે ક્રિયા થતી હોય તો તેથી વિપરીત પરિણામ આવતું નથી, પણ માત્ર ક્રિયાકાંડમાં જ અટકનારને મુક્તતા પ્રાપ્ત થતી નથી.

દ્રવ્યપૂજા એ મનના અશુદ્ધ વાતાવરણને હઠાવવાનું સાધન છે. એ જ કારણથી ગૃહસ્થોને માટે તે ભાવપૂજાનું સાધન માનવામાં આવ્યું છે. પરંતુ યાદ રાખવું કે–સાધનને સાધ્ય માની લેવાની ગંભીર ભૂલથી સાવચેત રહેવું. સાધનની ભૂમિકા ઉચિત રીતે બાંધ્યા પછી સાધ્યવસ્તુમાં (ભાવપૂજામાં) અધિક ઉદ્યમ રાખવો.

ક્રિયા એ મનને નિયમિત કરનાર સાધન છે, પણ ધર્મ નથી: ઉપચારથી તેને ધર્મ કહેવાય છે.

ક્રિયા કરવામાં પોતાનું કે બીજાનું જ્ઞાન જો કે માર્ગદર્શક બને છે, પરંતુ ક્રિયાત્મક ફાયદો મેળવવા માટે ક્રિયા તો પોતે જ કરવી પડે છે.

જૈનધર્મમાં જે આટલા બધા પર્વો તથા ઉત્સવો કહ્યાં છે, તેનો હેતુ માત્ર એ જ કે–ધર્મની મહાન્ ભાવનાઓ લોકો સમજી શકે અને તેને ક્રિયામાં મૂકી ક્રમે ક્રમે નિજસ્વરૂપની પ્રાપ્તિ કરી શકે.

અનેક લોકો ધર્મની યથાર્થ ભાવનાને નહિ સમજી શકવાથી તેને સ્થૂલ રીતે વળગી રહે છે અને ઉત્સવ–આમોદ પૂરો થયો એટલે ભાવનાઓ ભૂલી જાય છે. એટલા જ માટે ધર્મનું બાહ્ય આવરણ યથાર્થ ધર્મને તથા આત્મજ્ઞાનને ઢાંકી દે છે–એમ જે કહેવાય છે, તે એક અપેક્ષાએ ખરું પડે છે.

દુર્લભ એવું સમ્યક્ત્વ રાગ–દ્વેષની ગ્રંથિનો ભેદ થવાથી પ્રાપ્ત થાય છે. તે રાગ–દ્વેષની ગ્રંથિનો ભેદ અમુક હદ સુધી કર્મમળનો હ્રાસ થયે અપૂર્વ અધ્યવસાય દ્વારા પ્રાપ્ત થાય છે.

જેમ કોઇ જળાશયમાં કોઈ કાચબો તદાસક્ત થઈને રહેતો હોય છે અને જળાશયનું જળ સેવાળ તથા કમળના પત્રોથી છવાયેલું હોવાથી પેલા કાચબાને પાણી ઉપર આવવાનું છિદ્ર મળી શકવું ઘણું મુશ્કેલ હોય છે, તેમ સંસારરૂપી જળાશયમાં જીવરૂપી કાચબાને સમ્યક્‌ત્વરૂપ છિદ્ર હાથ લાગવું એટલું જ મુશ્કેલ છે.

જેમ કલિકાલમાં બોધિબીજ (સમકિત)ની પ્રાપ્તિ થવી, તેમ મરૂદેશમાં કલ્પવૃક્ષની ઉત્પત્તિ, નિર્ધન સ્થિતિમાં નિધાન અને દુષ્કાળમાં દુધપાકનું ભોજન સમજવું.

'तमेव सच्चं निस्संकं जं जिणेहिं पवेइयं'–'શ્રી જિનેશ્વરદેવે કહ્યું તે જ સાચું અને શંકા વિનાનું છે.' આત્માના આવા પરિણામનું નામ સમ્યક્‌ત્વ કહેવાય છે. આ ગુણ અનંતાનુબંધી કષાય વિગેરે સાત પ્રકૃતિઓના ક્ષયોપશમ, ઉપશમ અથવા ક્ષયથી પ્રગટ થાય છે. એમ થયા વિના વસ્તુતઃ આ ગુણ પ્રગટતો નથી.

સાત પદાર્થો ઉપર શ્રદ્ધારૂપ આત્મપરિણતિની વ્યાપ્તિ તે 'તત્ત્વાર્થશ્રદ્ધાન.' તે જ્યારે સમ્યક્‌ત્વ હોય ત્યારે જ પ્રગટે છે, જેથી વસ્તુતઃ શ્રદ્ધાન એ સમ્યક્‌ત્વનું કાર્ય છે, તો પણ તેને સમ્યક્‌ત્વરૂપ કારણનો ઉપચાર કરીને સમ્યક્‌ત્વ કહેવામાં આવ્યું છે.

સમ્યગ્‌દર્શનના લક્ષણમાં મૂકાયેલ 'તત્ત્વ' શબ્દથી કેવળ અર્થથી '**अर्थश्रद्धान**' એ સમ્યગ્‌દર્શનની વ્યાખ્યા નથી, પરંતુ '**तत्त्वार्थ श्रद्धान**' તત્ત્વરૂપ અર્થોની–પદાર્થોની શ્રદ્ધા: એટલે જે જે પદાર્થો તત્ત્વરૂપ છે, વાસ્તવિક રીતે

પોતાના સ્વરૂપમાં રહેલ છે, તે તે જીવ, અજીવ, પુણ્ય, પાપ વિગેરે અર્થોને સ્વીકારવારૂપ શ્રદ્ધા. આ સમ્યગ્દર્શનનું ફલ-દર્શક લક્ષણ છે, એટલે કે–સમ્યગ્દર્શનના ફળને દેખાડવા-વાળું–પમાડવાવાળું આ લક્ષણ છે.

તત્ત્વરૂપ અર્થોની શ્રદ્ધા એ પણ સ્વયં સમ્યગ્દર્શનરૂપ નથી કે સમ્યગ્દર્શનનું સ્વતંત્ર સ્વરૂપ નથી, કિન્તુ અનાદિ-કાળથી જે સુષુપ્ત આત્મસ્વરૂપ પરિણામ, મિથ્યાત્વમોહનીય કર્મના ક્ષય, ક્ષયોપશમ યા ઉપશમથી તેવા પ્રકારની જાગૃ-તિને પામે છે, તેને **'સમ્યગ્દર્શન'** કહેવાય છે. તેનું બાહ્ય ચિહ્ન–કાર્યરૂપ લિંગ તત્ત્વાર્થશ્રદ્ધા છે.

માન્યતા અને શ્રદ્ધાનમાં ફરક સમજવાનો છે. માન્યતા એ નીચી કોટિની વસ્તુ છે, જ્યારે શ્રદ્ધાન એ માન્યતાનો પરિપાક હોવાથી ઉંચી કોટિની વસ્તુ છે. માન્યતા એ મનુ-ષ્યના અમુક પ્રકારના મનનો ભાવ જ સૂચવે છે, જ્યારે શ્રદ્ધાન મનુષ્યના આત્મા ઉપર અજવાળું પાડનાર દિવ્ય પ્રકાશ છે. શ્રદ્ધાનનો ઉદય થતાં જીવ અને દેહનું આત્મ-સ્પર્શી વિવેકજ્ઞાન સ્ફુરી ભેદજ્ઞાન થાય છે. એ ભેદજ્ઞાનનું થવું એ જ **'સમ્યગ્દર્શન'** કહેવાય છે.

જેવી આસક્તિપૂર્વકની માન્યતા પોતાના શરીર ઉપર અને માતા, પિતા તથા સાંસારિક વસ્તુઓ ઉપર હોય છે, તેવી અડગ માન્યતા આત્મા અને શરીરની ભિન્નતા ઉપર બંધાય ત્યારે તેને શ્રદ્ધાન થયું કહેવામાં આવે છે. ચતુર્થ ગુણસ્થાનકનું જે ગૌરવ શાસ્ત્રોમાં બતાવ્યું છે, તે આવી શ્રદ્ધાને અવલંબે છે.

જ્યારે તત્ત્વાર્થશ્રદ્ધાનરૂપ સમ્યક્ત્વ ઉપજે, ત્યારે તેને મોક્ષની અભિલાષા—સાચો મુમુક્ષુભાવ હોય છે. ચોથા અને ચૌદમા ગુણસ્થાનકની શ્રદ્ધા એક જ છે. માત્ર તેમાં જ્ઞાન અને વર્તનમાં ફેર છે.

સર્વ કાર્યની પ્રથમ ભૂમિકા વિકટ હોય છે. સાચો મુમુક્ષુભાવ આવવો દુષ્કર છે, તો અનંતકાળથી અનભ્યસ્ત મુમુક્ષુતા માટે તેમ હોય એમાં કાંઈ આશ્ચર્ય નથી.

સમ્યગ્દર્શનના શમ–સંવેગાદિ જે પાંચ લક્ષણોનો નિર્દેશ કરવામાં આવ્યો છે, તે પાંચેય (શમ, સંવેગ, નિર્વેદ, અનુકંપા અને આસ્તિકય) લક્ષણો યદ્યપિ સમકિતવંત આત્મામાં હોવા જ જોઈએ, તથાપિ શમ–સંવેગાદિ પ્રથમના ચાર લક્ષણો કદાચ કોઈ તેવા કર્મોદયજન્ય નિરૂપાયના પ્રસંગોમાં ન્યૂનપણે દૃષ્ટિગોચર થાય, તેટલા માત્રથી સમ્યગ્દર્શનમાં ક્ષતિ માનવાનું સાહસ કરવું ઉચિત નથી.

શમ, સંવેગ, નિર્વેદ અને અનુકંપા–એ ચારેય લક્ષણો પૂર્ણ કોટિએ કોઈ આત્મામાં દૃષ્ટિગોચર થતાં હોય, પરંતુ 'આસ્તિકય' લક્ષણમાં ખામી હોય, તો શમ–સંવેગાદિ ઉચ્ચ કક્ષાના હોવા છતાં તે આત્મામાં સમ્યગ્દર્શનનો પ્રાયઃ અભાવ છે.

જો આસ્તિકય નામના પંચમ લક્ષણમાં એક અક્ષર માત્ર પણ અરૂચિ–અશ્રદ્ધાન થાય, તો તે આત્મા સમ્યગ્દર્શનથી ભ્રષ્ટ થઈ જાય છે. કોઈ અપેક્ષાએ એમ કહેવામાં આવે છે કે—'આસ્તિકય વિનાના શમ–સંવેગાદિ લક્ષણો આત્મિક વિકાસ માટે નિરર્થક છે તો તે કથન અસંગત નથી.'

સદ્ધર્મવિંશિકામાં આસ્તિકયને જ પ્રધાનપણે અપેક્ષી આ પ્રમાણે પ્રતિપાદન કર્યું છે-' शमसंवेगनिर्वेदानुकंपाऽऽस्तिक्य लक्षणानां सम्यक्त्वगुणानां पश्चानुपूर्व्यैव लाभक्रमः प्राधान्य-रूचेत्थमुपन्यास इति ।'

સમ્યગ્દર્શનગુણ જે આત્મામાં પ્રગટ થયો હોય, તે આત્મામાં 'આસ્તિકય' લક્ષણ અવશ્ય હોય છે. સમ્યગ્-દર્શન ને આસ્તિકય-એ બન્નેનો અન્વય વ્યતિરેક સંબંધ છે, એટલે આસ્તિક્ય હોય ત્યાં અવશ્ય સમ્યગ્દર્શન હોય અને જ્યાં આસ્તિકય નથી ત્યાં સમ્યકૃત્વનો અભાવ હોય છે.

આત્મા છે, આત્મા નિત્ય છે, કર્ત્તા છે, ભોક્તા છે, મોક્ષ છે અને મોક્ષનો ઉપાય છે,-આ આસ્તિકયના છ લક્ષણો જ્યારે આત્મપરિણતિપૂર્વક-આત્મસાત્ થયા હોય, ત્યારે જ આસ્તિકયગુણ સાર્થક ગણાય છે.

કેવળ આત્મા-પરલોક વિગેરેનો સ્વીકાર કરનાર આત્મા સમ્યગ્દૃષ્ટિ નથી થઈ શકતો, પણ વાસ્તવિકરીતે તે તે જીવ-અજીવ આદિ તત્ત્વો, કે જે પોતાના સ્વરૂપમાં રહેલા છે, તેને તે તે રીતે સ્વીકારનાર, સદ્દહનાર આત્મા સમ્યગ્દર્શન-ગુણને પામેલો કહી શકાય. તાત્પર્ય એ છે કે-આત્માના અસ્તિત્વને સ્વીકાર્યા પછી આત્માના સ્વરૂપને સંપૂર્ણપણે વફા-દાર રહેનારી કર્ત્તા, ભોક્તા, નિત્યાનિત્યાદિ દરેક પ્રકારની માન્ય-તાઓને સ્વીકારી આત્મસાત્ કરવી જોઇએ-પરિણમવી જોઇએ.

આત્માની અસ્તિતાને સ્વીકારનાર દર્શનકારો એકાન્ત-વાદ સત્યની એક જ બાજુ નિરપેક્ષ દૃષ્ટિથી પકડી લે છે અને બીજી બાજુઓ કે જે સત્યની અંગભૂત છે તેનો

નિશ્ચયાત્મક ઈન્કાર કરવાની ગંભીર ભૂલ કરે છે. આથી સત્ય વાત પણ અસત્યરૂપ બને છે, કારણ કે-જે સત્યનું સંપૂર્ણ સ્વરૂપ નથી, સત્યનો અંશ છે, સત્યની એક બાજુ છે, તેને તે રૂપે એટલે કે-સત્યના એકાદ અંશરૂપ નહિ સ્વીકારતા કોઈ પણ પ્રકારની અપેક્ષા વગર તેને જ્યારે સંપૂર્ણ સત્ય માની લેવાનો દુરાગ્રહ થાય, ત્યારે તે સત્ય સત્ય તરીકે નહિ રહેતાં અસત્ય-મિથ્યારૂપ બને છે.

જૈનદર્શન સ્યાદ્વાદને અનુલક્ષીને પ્રત્યેક પદાર્થને તે જે સ્વરૂપમાં છે, તે જ સ્વરૂપે સ્વીકારવાનો સદાગ્રહ સેવે છે અને ઇતર આસ્તિક દર્શનકારો પોતે સ્વીકારેલ રીતિ મુજબ જગતના પદાર્થોને સ્વીકારવાનો-માનવાનો દુરાગ્રહ ચાલુ રાખે છે. જો કે આસ્તિક તરીકે જૈનદર્શન અને ઈતર સાંખ્યાદિ આસ્તિક દર્શનો સામાન્ય રીતે એક સમાન હોવા છતાંએ, જૈનદર્શનમાં કેવળ સ્યાદ્વાદની દૃષ્ટિ હોવાને અંગે આ બંને (જૈન-અજૈન) દર્શનોની તત્ત્વવ્યવસ્થામાં મેળ રહેવો શકય નથી, માટે જ તત્ત્વને તત્ત્વરૂપે નહિ સ્વીકારનાર અશ્રદ્ધાનરૂપ હોઈ મિથ્યારૂપ બને છે.

વિપરીત તત્ત્વાર્થપ્રતીતિ-આત્મપ્રતીતિ એ જ મિથ્યાત્વ છે. જીવ અનાદિ સંસારદશામાં જગતના સઘળા બનાવો, ભાવો અને પ્રવૃત્તિઓનો નિર્ણય કર્યા કરતો છતો પણ, માત્ર પોતાના વાસ્તવ્ય સ્વરૂપ સંબંધી અનિર્ણય અર્થાત્ વિપરીત શ્રદ્ધાનવડે જ દુઃખી થઈ રહ્યો છે અને એ જ અનંત સંસારદશાનું બીજ છે.

જે મનુષ્ય જડ-ચેતનના વાસ્તવિક સ્વરૂપને સમજ્યો

છે, તે આત્મશ્રદ્ધાના અપૂર્વ બળવડે પોતાની આત્મપરિણતિ અને બાહ્ય શરીરાદિ યોગને અવંચકભાવે પરિણમાવી શકે છે.

સમકિતી જીવ રાગ-દ્વેષથી પરવસ્તુમાં-પૌદ્ગલિક વસ્તુમાં રાચતો-માચતો નથી, અંતરથી ન્યારો વર્તે છે. જેમ જળમાં ઉત્પન્ન થયેલ કમળ જળથી નિર્લેપ રહે છે, તેમ ભવ્યજીવ સમકિતની પ્રાપ્તિ થતાં સંસારમાં પરવસ્તુના સંબંધથી ન્યારો વર્તે છે: સંસારમાં રહ્યા છતાં તે સર્વ સાંસારિક પદાર્થો પરથી મમતા ત્યાગે છે: તે પરવસ્તુમાં થતી ઇષ્ટ-અનિષ્ટ બુદ્ધિનો ત્યાગ કરે છે એટલે પુદ્ગલાનંદી કહેવાતો નથી, પણ ચતુર્થ ગુણસ્થાનકવાળો સમકિતીજીવ જ અંતરાત્મા કહેવાય છે.

સમ્યગ્દૃષ્ટિને સર્વ પ્રકારના ભોગોમાં પ્રત્યક્ષ રોગોની માફક અરૂચિ થાય છે, કારણ કે-જે સમયે સમ્યગ્દૃષ્ટિની ચેતના સમ્યક્ત્વ હોવાને લીધે શુદ્ધ અવસ્થાને પ્રાપ્ત થાય છે, તે સમયે તેની વિષયોમાં અરૂચિ હોવી સ્વાભાવિક છે.

સમ્યગ્દૃષ્ટિ હેયને હેય સમજી છોડી દે છે, પરંતુ હેય પદાર્થના ત્યાગમાં કેવળ સમ્યક્ત્વ જ કારણ નથી, કિન્તુ સમ્યક્ત્વના સદ્ભાવની સાથે ચરિત્રમોહનીય આદિનો ક્ષયોપશમ પણ કારણ છે. અર્થાત્-સમ્યક્ત્વના સદ્ભાવમાં વિષયો પ્રત્યે અરૂચિ થાય છે, પણ વિષયોનો ત્યાગ તો સમ્યક્ત્વ સાથે ચારિત્રમોહનો ક્ષયોપશમ હોયે છતે જ થાય છે.

અવિરતિ સમ્યગ્દૃષ્ટિ પાપસેવનને અનિષ્ટ માનવા છતાં અને બીજાને તેના ત્યાગનો ઉપદેશ આપવા છતાં, પોતે

પરિત્યાગ કરી શકતો નથી તેનું કારણ ચારિત્રાવરણીય કર્મનો ઉદય છે.

ગુણ, દોષ અને તેનાં કારણોને સમ્યગ્ વિવેક થઈ આત્મામાં તથારૂપ દશાપૂર્વક નિશ્ચય વર્તવો એ જ સમ્યગ્દર્શન સહિત સમ્યગ્જ્ઞાન છે તથા દોષના કારણોને છોડી ગુણના કારણોને હેયોપાદેય વિવેકપૂર્વક પરમ આદરભાવે ગ્રહણ કરવા એ જ સમ્યક્ચરિત્ર છે. એ ત્રણેયની ઐકયતારૂપ આત્મદશા વર્તવી તે મોક્ષમાર્ગ છે.

સમ્યગ્દર્શનના સદ્ભાવથી જ ગૃહસ્થધર્મને અથવા મુનિધર્મને ધર્મ કહેવાય છે. એ વિના બન્ને પ્રકારના ધર્મને વસ્તુતઃ ધર્મ કહેવાતો નથી.

જડ તથા ચૈતન્યને ભિન્ન સમજીને જ્યારે આત્માની સન્મુખ વલણ થાય છે, ત્યારે જ જૈનમાર્ગમાં પ્રવેશ કરી શકાય છે અને તેમાં આગળ વધ્યા પછી જ શ્રાવક અને શ્રમણ આદિની ભૂમિકાઓ–અધિકારો શરૂ થાય છે.

આત્મહેતુભૂત એવા સંગ વિના સર્વસંગ મુમુક્ષુ જીવે સંક્ષેપ કરવા ઘટે છે, કેમકે–તે વિના પરમાર્થ આવિર્ભૂત થવો કઠણ છે અને તે કારણે વ્યવહાર-દ્રવ્યસંયમરૂપ સાધુત્વ શ્રી જિને ઉપદેશ્યું છે.

સમ્યક્ત્વગુણ હોય તો જ પરમાર્થથી મનની શુદ્ધિ કહેવાય છે–થાય છે, જ્યારે સમ્યક્ત્વ વિના મનની શુદ્ધિ મોહગર્ભિત હોઈ ઉલટી બંધન કરનારી થાય છે.

સમકિતથી સદ્ગુણની પ્રાપ્તિ થાય છે અને સદ્ગુણની પ્રાપ્તિથી સમદૃષ્ટિપણું પ્રાપ્ત થાય છે.

કીકી વગરનું નેત્ર અને સુગંધ વગરનું પુષ્પ જેમ નકામું છે, તેમ સમ્યક્ત્વ વગરની ધર્મક્રિયા નકામી માની છે.

દાનાદિ ક્રિયાઓ કરવાથી મોક્ષફળ મળે છે, પણ તેમાં સમ્યક્ત્વ જ સહાયક છે.

સમ્યગ્જ્ઞાન કહો કે આત્મજ્ઞાન કહો, તે આત્માનું ખરૂં હિત સાધી શકે છે. જ્યારે એવી સાચી કરણી આત્મા સાથે એક રસ થાય છે, ત્યારે તે જલ્દી જીવને જન્મ-મરણના દુઃખથી મુક્ત કરાવી શકે છે. જેમ જળમાં જળનો રસ સાથે જ મળી રહે છે, તેમ જ્ઞાનમાં સાચી કરણી પણ સાથે જ મળી રહે છે. પૂ. ઉ. મ. કહે છે કે—

"ક્રિયા બિના જ્ઞાન નાહિં કબહુ, જ્ઞાન ક્રિયા બિનુ નાહિ;
ક્રિયા જ્ઞાન દોઉ મિલત રહેતુ હૈં, જ્યૌં જલરસ જલમાંહીં."

મોક્ષાભિમુખ આત્માઓ પોતાના જ્ઞાનનો ઉપયોગ સમભાવની પુષ્ટિમાં કરે છે પણ સાંસારિક વાસનાની પુષ્ટિમાં કરતાં નથી, જેથી તેમનું જ્ઞાન અલ્પ હોય તો પણ સમ્યગ્-દર્શનપૂર્વકનું હોવાથી સત્ય જ્ઞાન છે: તેથી ઉલટું સંસારા-ભિમુખ આત્માનું જ્ઞાન ગમે તેટલું વિશાળ અને સ્પષ્ટ હોવા છતાં સાંસારિક વાસનાનું પોષણ કરનાર હોવાથી મિથ્યાજ્ઞાન-અજ્ઞાન કહેવાય છે.

ચૌદ પૂર્વનું જ્ઞાન, મુનિપણું, હજારો જાતિના સદાચરણ, તપશ્ચર્યા આદિ જે જે સાધનો-જે જે મહેનતો-જે જે પુરૂષાર્થ કહ્યાં છે, તે એક આત્માને ઓળખવા માટે-શોધી કાઢવા માટે આત્માને અર્થે થાય તો સફળ છે, નહિ તો

નિષ્ફળ છે. જો કે તેથી બાહ્ય ફળ થાય, પણ ચાર ગતિનો છેદ થાય નહિ.

સમ્યગ્દૃષ્ટિ અથવા તથાપ્રકારની દૃષ્ટિભેદનો ત્યાગી જો અન્યદર્શનીયના વેદાંતાદિ કોઇ પણ ગ્રંથોને વાંચે તો સમ્યક્‌રૂપે પરિણમે છે, કારણ કે–તેવો પુરૂષ તે તે ગ્રંથોમાંથી હેય, જ્ઞેય ને ઉપાદેયના વિભાગસ્વરૂપને સમજે છે : અને શ્રી જિનેશ્વરના અથવા ગમે તેના ગ્રંથો કુદૃષ્ટિથી વાંચે તો મિથ્યારૂપે પરિણમે છે.

દૃષ્ટિવિષ ગયા પછી ગમે તે શાસ્ત્ર, ગમે તે અક્ષર, ગમે તે કથન તથા ગમે તે વચન પ્રાયઃ અહિતનું કારણ થતું નથી.

આત્મશ્રદ્ધાને સ્થિર રાખનાર દ્રવ્યાનુયોગ અર્થાત્ તત્ત્વજ્ઞાન–તત્ત્વબોધ જ છે. અનેક ઉપયોગી વિષયો ચર્ચવા ઉપરાંત શ્રદ્ધાને સ્થિર રાખનાર દ્રવ્યાનુયોગ ઉપયોગી છે.

દ્રવ્યાનુયોગમાં બાહ્ય વસ્તુ અને આત્મિક વસ્તુઓનો અરસપરસ સંબંધ, એકબીજા ઉપર થતી તેની અસર અને તેઓનું વાસ્તવિક સ્વરૂપ બતાવવામાં આવેલું હોય છે.

આત્મશ્રદ્ધા સુદૃઢ થવાને સહેલો અને સર્વોત્તમ ઉપાય આત્મજ્ઞાની–સદ્‌ગુરૂમુખે સમ્યગ્જ્ઞાનના ભંડાર સમા શ્રી જિનાગમોનું શ્રવણ કરવું એ જ છે. આ જ કારણે બુદ્ધિના આઠ ગુણો પૈકી શુશ્રૂષાગુણને વધુ વજન આપવામાં આવ્યું છે.

શ્રદ્ધાની સાથે જો શુશ્રૂષાદિ બુદ્ધિના ગુણો ભળે તો જ શ્રદ્ધાની સ્થિરતા અને દૃઢતા રહે છે, પરંતુ એકલી બુદ્ધિ

કાર્યકર નિવડતી નથી. શ્રદ્ધાની મૂખ્યતા અને બુદ્ધિની ગૌણુતા સમજવી.

જ્યાં સુધી ભગવાન શ્રી જિનેશ્વરદેવની આજ્ઞા માનવામાં ન આવે, ત્યાં સુધી સમકિતની પ્રાપ્તિ થતી નથી. પ્રભુ અત્યારે વિદ્યમાન નથી, પરંતુ તેમના ભાખેલાં સૂત્રો મોજુદ છે. તે સૂત્રોમાં પ્રભુએ કહ્યું છે, તે મુજબ જો આપણે માનીએ-શ્રદ્ધિએ તો જ પ્રભુની આજ્ઞા માની કહેવાય અને તો જ સમકિતપ્રાપ્તિને યોગ્ય બની શકાય.

માનવું અને પાળવું-એ બે વસ્તુ એક નથી. માનવું એટલે પાળવાની હાર્દિક ભાવના અને પાળવું એટલે અસ્ખલિત જીવન ગાળવું. આ ભાવના ત્યારે જ ટકી શકે કે-જ્યારે શ્રદ્ધાભાવિત હૃદય હોય.

દુનિયાના તમામ ધર્મશાસ્ત્રોમાં પારદર્શિતા મેળવવામાં આવે, પણ જો પોતાના કર્ત્તવ્યો સમજવામાં ન આવે, પોતાનું ખરૂં ધ્યેય ધ્યાનમાં લેવામાં ન આવે, પોતાની દૃષ્ટિ આત્મસ્વરૂપને અભિમુખ કરવામાં ન આવે, તો તે ગમે તેટલી વિદ્વત્તા-ગમે તેટલી શાસ્ત્રપારદર્શિતા પણ ફોગટ છે.

જ્યારે એક વિદ્વાન્ ગણાતા મનુષ્યને અશુદ્ધ વ્યવહારમાં પ્રવર્તતો દેખવામાં આવે, ત્યારે સમજવું કે-તેનું જ્ઞાન હજુ પ્રથમ પંક્તિ ઉપર જ છે. પ્રવૃત્તિમાં આત્માને લાભ-અલાભનો સદ્‌ભાવ જ્યાં સુધી તેના જ્ઞાનનો વિષય થાય નહિ, ત્યાં સુધી જ્ઞાન આડંબર માત્ર રહે છે અને તેવા જ્ઞાનને શાસ્ત્રકાર અનેક પ્રસંગે અજ્ઞાન જ કહે છે.

પદાર્થોનું જ્ઞાન સારામાં સારું હોય, પુસ્તકોનો અભ્યાસ વિશાળ હોય, પણ જ્યાં સુધી તત્ત્વને તત્ત્વ તરીકે સ્વીકારવા જેટલી ઋજુતા જેઓના અંતરમાં જન્મી નથી, ત્યાં સુધી તેઓનું જ્ઞાન જ્ઞાન તરીકે જગતના વ્યવહારોમાં સંબોધાવા છતાં વાસ્તવિક રીતિએ એ જ્ઞાન અજ્ઞાન બની રહે છે; એટલે કે–વસ્તુપરિચ્છેદક બની શકતું નથી.

જે વાંચવાથી, જે સમજવાથી તથા જે વિચારવાથી આત્મા વિભાવથી, વિભાવના કાર્યોથી અને વિભાવના પરિણામથી ઉદાસ ન થયો, વિભાવનો ત્યાગી ન થયો, વિભાવના કાર્યોનો અને વિભાવના ફળનો ત્યાગ ન થયો; તે વાંચવું, તે વિચારવું અને તે સમજવું અજ્ઞાન છે. વિચારવૃત્તિ સાથે ત્યાગવૃત્તિ ઉત્પન્ન કરે તે જ વિચાર સફળ છે.

જે વિદ્યાથી જીવ કર્મ બાંધે છે, તે જ વિદ્યાથી જીવ કર્મ છોડે છે. તે જ વિદ્યા સંસારી હેતુના પ્રયોગે વિચાર કરવાથી કર્મબંધ કરે છે અને તે જ વિદ્યા દ્રવ્યનું સ્વરૂપ સમજવાના પ્રયોગથી વિચાર કરે તો કર્મ છોડે છે.

ગમે તેવી વિશાળ બુદ્ધિ હોય પણ જો આત્મતત્ત્વની શ્રદ્ધા ન હોય, તો તેવી લુખ્ખી બુદ્ધિથી સત્ય સુખ પ્રાપ્ત થતું નથી.

મન જો આત્માભિમુખ ન થયું તો ભણવું–ગણવું સર્વ વ્યર્થ છે. આત્મા સાથે પ્રીતિ થયા વિના પરથી–પુદ્ગલભાવથી પ્રીતિ છૂટતી નથી, અર્થાત્ આત્મધર્મમાં રૂચિ થયા વિના પુદ્ગલ ઉપર થતી મમતા ત્યાગી શકાતી નથી.

પોતાના આત્માની સ્થિતિ આ જગતમાં કેવી છે તેનું પહેલી તકે જ્ઞાન મેળવવાની જરૂર છે.

વૈરાગ્યપૂર્વક કરવામાં આવેલો વિચાર જ સફળ થાય છે, પણ રાગવાળાએ કરેલો વિચાર સફળ થતો નથી. જે સુબુદ્ધિવાળા પુરૂષને દિવસે દિવસે સંસારના સુખોની લાલસા પાતળી થતી હોય, તે પુરૂષનો વિચાર ફળદાયક થાય છે.

જ્યાં સુધી વૈરાગ્યવાસિત ચિત્ત કરવાનો વારંવાર અભ્યાસ પાડવામાં આવતો નથી, ત્યાં સુધી તે અસ્થિર અવસ્થામાં રહી આધ્યાત્મિક માર્ગ તરફ વલણ પકડતું નથી અને તેથી જીવ બહિરાત્મભાવમાં વર્ત્યા કરે છે.

વૈરાગ્ય અને અભ્યાસથી ચિત્તવૃત્તિનો નિરોધ થઇ શકે છે. વિષયમાં આસક્તિ નહિ રાખવી તેનું નામ '**વૈરાગ્ય**' અને વિષય તરફ જતાં મનને વારંવાર રોકવું તેનું નામ **અભ્યાસ**.

તત્ત્વબોધનો વિકલ્પ થવામાં હેતુભૂત એવી ચિંતા કરવાનો જેનામાં સ્વભાવ નથી, તે ગતાનુગતિક પામર પ્રાણીને પ્રશસ્ત વૈરાગ્ય પ્રાપ્ત થઈ શકતો નથી અને એથી જ મોક્ષના સાધનભૂત માર્ગમાં પ્રવેશ થઇ શકતો નથી.

વૈરાગ્યવિષયનો મૂખ્ય ઉદ્દેશ સ્વવસ્તુ ઓળખાવવાનો, તેના ઉપર પ્રેમ ઉત્પન્ન કરાવવાનો અને પરવસ્તુ કયી છે તેને શોધી તેની સાથેનો સંબંધ ઓછો કરાવી ધીમે ધીમે તે તોડી નાંખવાનો હોય છે.

વૈરાગ્ય વિનાનું જ્ઞાન આત્માની પરમાત્મદશા પ્રગટાવી

શકતું નથી. પ્રથમ સાધનદશામાં વૈરાગ્યથી ભેદજ્ઞાનની પુષ્ટિ થાય છે અને ભેદજ્ઞાનથી સ્વ-પરનો ભેદ ભાસે છે અને તેથી આત્મા સંવરભાવમાં રમે છે.

વિવેક તથા વૈરાગ્ય આદિ સાધનોથી તિક્ષ્ણ કરેલી અને સુખ-દુઃખાદિક સહન કરવામાં ધીરજવાળી બુદ્ધિથી આત્માના તત્ત્વનો સારી પેઠે વિચાર કરનાર પુરૂષ નિજસ્વરૂપને પ્રાપ્ત કરે છે.

પર્યાયદૃષ્ટિ વિરક્તભાવ ઉત્પન્ન કરવાને ઉપયોગી છે, જ્યારે દ્રવ્યદૃષ્ટિ સ્વસ્વરૂપમાં સ્થિરતા કરવાને અદ્વિતીય કારણ છે.

અધ્યાત્મશાસ્ત્ર પોતે કોણ છે?, તેનું સ્વરૂપ શું?, તેનો વિષય-કષાયાદિ સાથે સંબંધ કેવો છે?, શા કારણથી છે?, કેટલા વખત સુધીનો છે?, આત્માનું સાધ્ય શું છે?, તે કેમ અને ક્યારે પ્રાપ્ત થાય?, વિગેરે વિષયો ચર્ચે છે. અધ્યાત્મશાસ્ત્રનો ઉદ્દેશ વૈરાગ્ય ઉત્પન્ન કરાવવાનો જ છે, જેથી એની જિજ્ઞાસાવૃત્તિ સર્વ મુમુક્ષુઓને હોવી જોઈએ.

જે પુસ્તકો-ગ્રંથો આપણને સૌથી વિશેષ ઉત્સાહ આપે, જે આત્માને ઉન્નત થવાને સૌથી વિશેષ નિશ્ચયવાળા બનાવે તથા જેમાં પારમાર્થિક ચિંતન અને આચરણમાં જોડવાને પ્રેરક હોય, તે જ ઉત્તમ ગ્રંથો છે.

જો તમારા જ્ઞાન અને ચારિત્ર્યનો વિકાસ કરવો હોય તો જ્ઞાનવર્ધક ગ્રંથો અને ઉત્તમ ચરિત્રો ધ્યાનપૂર્વક વાંચો તથા તેમાંથી નીતિ અને આધ્યાત્મિકતાને વર્તનમાં ઉતારી જીવનમાં મેળવી લેતાં શીખો.

જો વાંચનપરિચય, નિદિધ્યાસન હોય, તો તેમાંથ કાંઈ ને કાંઇ સમજવાનું વિચારવાનું, આદરવાનું અને મન કરવાનું જરૂર મળી આવે છે.

જ્યારે મનનની ટેવ પડે છે, ત્યારે જ વસ્તુરહસ્ય સમ જાય છે. મનન કર્યા વગર વસ્તુસ્થિતિ સમજાતી નથી, આત્મ જાગૃતિ સ્ફુરાયમાન થતી નથી અને વાંચેલો વિષય અંત રંગમાં જરા પણ અસર કર્યા વગર ઉપર ઉપરથી ચાલ્યો જાય છે. એક અંગ્રેજ વિદ્વાને ખરૂં કહ્યું છે કે–'પાંચ મીનીટ વાંચો અને તેના ઉપર પંદર મીનીટ વિચાર કરો.' આવ રીતે જ્યારે મનન કરવાની ટેવ પડશે, ત્યારે જ ખરેખર સાર શોધી શકાશે.

પોતાની રૂચિવડે પોતાની બુદ્ધિથી જ વિચાર કરીને જ્યાં સુધી જાણવાયોગ્ય વસ્તુ જાણી ન હોય, ત્યાં સુધી તે વસ્તુ સમજાતી નથી.

કોઈ પણ ધર્મની મહત્ત્વતા સમજવા માટે તેના દ્રવ્યાનુયોગની મહત્ત્વતા સમજવાની જરૂર પડે છે અને કિંમત પણ તેનાથી જ થાય છે.

ભાષા ગમે તે હોય, પરંતુ જેમાં અધ્યાત્મનિરૂપણનો વિષય હોય અને અનુભવનો રસ ભરેલો હોય, તો તેને સંસ્કૃત કરતાં પણ ગંભીર સમજવી જોઇએ.

જેમ ભોજનની એક જ વસ્તુ ભિન્ન ભિન્ન પાત્રોમાં મૂકવાથી તેના સ્વાદમાં ફરક પડતો નથી, તેમ ભાષાના ભેદ હોવા છતાં તેથી કરીને અર્થમાં કશો ફરક પડતો નથી.

પોતે સમજવા કરતાં બીજાને સમજાવવામાં વાણીનો વિશેષ ક્રમ ગોઠવવો પડે છે. જો દૃષ્ટાંતના એકાદ અંશથી સાદૃશ્યને લઈને જે સમજવાનું હોય ને સમજાતું હોય, તો તે દૃષ્ટાંતનો સ્વીકાર કરી શાસ્ત્રોના મહા વાકયોના અર્થનો નિશ્ચય કરવો; પણ કુતાર્કિકપણું રાખીને જેઓથી અનુભવનું ખંડન જ થાય એવાં અપવિત્ર વિચારથી પરમ પુરૂષાર્થને ધક્કો પહોંચાડવો નહિ.

એકી વખતે લખવા કે બોલવામાં બધી બાજુઓની પૂર્ણ હકીકતો આવી શકતી નથી. એક લખાતી કે બોલાતી બાબતમાં બીજું કહેવાની કે લખવાની બાબતો ઘણી રહી જાય છે, પણ મૂખ્ય-ગૌણપણે જ્યારે જે પ્રસંગ ચાલતો હોય, કે જે અધિકારોને ઉદ્દેશી વાત ચાલતી હોય, તે જ રીતે બોલાય છે. આથી તેના હૃદયમાં બીજી બાબતો કહેવાની નહોતી કે આ જ કહેવાની હતી અને બીજી નિષેધવાની હતી, એવું ધોરણ કદી નક્કી કરી ન નાંખવું. સમ્યગ્દૃષ્ટિ આત્માઓ અપેક્ષાને સમજી ગૌણ-મૂખ્ય અને અધિકારી-અનધિકારી બાબતનું માધ્યસ્થ દૃષ્ટિએ સમજનારા હોય છે.

આત્માર્થ સિવાય શાસ્ત્રની જે જે પ્રકારે જીવે સ્વેચ્છાએ માન્યતા કરી છે, તે સર્વ શાસ્ત્રીય અભિનિવેશ છે.

જેઓ શાસ્ત્રકારોએ ગોઠવેલા અનુક્રમે નહિ ચાલતાં ગમે તે રીતે સ્વચ્છંદે વર્તવા માંડે છે, તે જરૂર નિષ્ફળ અને ઉભયભ્રષ્ટ થાય છે.

એક માણસના હાથમાં ચિંતામણી આવ્યો હોય, પણ

જો તેની ઓળખાણ ન પડે તો નિષ્ફળ છે અને જો ઓળખાણ પડે તો સફળ છે, તેમ જીવને ખરા જ્ઞાનીની ઓળખાણ પડે તો સફળ છે.

જીવે અજ્ઞાન ગ્રહ્યું છે તેથી ઉપદેશ પરિણમે નહિ, કારણ કે-તેના આવરણને લીધે પરિણમવાનો રસ્તો નથી. જ્યાં સુધી લોકના અભિનિવેશની કલ્પના કર્યા કરો, ત્યાં સુધી આત્મા ઉંચો આવે નહિ અને ત્યાં સુધી કલ્યાણ પણ થાય નહિ. ઘણા પુરૂષો જ્ઞાનીઓનો બોધ સાંભળે છે પણ વિચારવાનો યોગ બનતો નથી.

જો જીવ લૌકિક ભયથી ભય પામ્યો તો તેનાથી કોઈ પરમાર્થ થવો સંભવતો નથી. લોક ગમે તેમ બોલે તેની દરકાર ન કરતાં, આત્મહિત જેનાથી થાય તેવા સદાચરણ સેવવાં જોઇએ.

જ્યાં સુધી જીવ લૌકિક દૃષ્ટિને વમે નહિ તથા તેમાંથી અંતર્વૃત્તિ છૂટી ન પડે, ત્યાં સુધી જ્ઞાનીની દૃષ્ટિનું વાસ્તવિક માહાત્મ્ય લક્ષગત ન થાય એમાં સંશય નથી. લોકો જ્ઞાનીને લોકદૃષ્ટિએ દેખે તો ઓળખે નહિ.

લૌકિક દૃષ્ટિ અને જ્ઞાનીની દૃષ્ટિમાં મહદ્ અંતર છે. જીવને અનાદિકાળથી પ્રમાદમાં રતિ હોવાથી જ્ઞાનીની દૃષ્ટિ લોકને (જીવને) રૂચિકર થતી નથી.

આ ક્ષણભંગુર દુનિયામાં જ્ઞાની–સત્પુરૂષોનો સમાગમ થવો એ જ અમૂલ્ય અને અનુપમ લાભ છે.

જો જ્ઞાનીની અને જ્ઞાનીના વચનોની પરીક્ષા સર્વ જીવોને સુલભ હોત, તો નિર્વાણ પણ સુલભ જ હોત.

શાસ્ત્રમાં કહેલી આજ્ઞાઓ પરોક્ષ છે અને તે જીવને અધિકારી થવા માટે કહી છે. મોક્ષ પ્રાપ્ત કરવા માટે પ્રત્યક્ષ જ્ઞાનીની આજ્ઞા આરાધવી જોઇએ.

જ્ઞાનીની વાણી પૂર્વાપર અવિરોધ, આત્માર્થ ઉપદેશક, અપૂર્વ અર્થનું નિરૂપણ કરનાર હોય છે અને અનુભવસહિતપણું હોવાથી આત્માને સતત્ જાગૃત કરનાર હોય છે.

જ્યાં સુધી બને ત્યાં સુધી જ્ઞાનીપુરૂષના વચનને લૌકિક આશયમાં ન ઉતારવા અથવા લોકોત્તર દૃષ્ટિએ વિચારવા યોગ્ય છે અને જ્યાં સુધી બને ત્યાં સુધી લૌકિક પ્રશ્નોત્તરમાં પણ વિશેષ ઉપકાર વિના પડવું ન ઘટે. તેવા પ્રસંગોથી કેટલીક વાર પરમાર્થદૃષ્ટિને ક્ષોભ પમાડવા જેવું પરિણામ આવે છે.

આત્માનો ઉન્નતિક્રમ હૃદયની ઉચ્ચ વૃત્તિઓના પ્રવર્તનવડે જ સાધી શકાય છે.

અધ્યવસાયની વિશુદ્ધિથી અને પૌદ્ગલિક દશાના ત્યાગથી જીવ ઉચ્ચ સ્થાનમાં ચઢી શકે છે.

ઇષ્ટ વસ્તુમાં મનાતું સુખ જેમ ક્ષણિક છે, તેમ અનિષ્ટ સંયોગોથી થયેલું દુઃખ પણ ક્ષણિક છે.

કોઈ પણ પદાર્થને વિષે ઇચ્છાની પ્રવૃત્તિ અને કોઈ પણ પરપદાર્થના વિયોગની ચિંતા, તેને શ્રી જિનદેવ આર્ત્તધ્યાન કહે છે.

બાહ્ય સંયોગોના નિમિત્તે જીવોની વૃત્તિ જ્યાં જેવા સંયોગો મળે છે, ત્યાં તેવા પ્રકારની થઈ જાય છે.

વસ્તુતઃ જોઇએ તો બહિર્મુખવૃત્તિ એ જ સંસાર છે. બહિર્મુખવૃત્તિમાં રાગ અને દ્વેષનો રસ હોય છે, તેથી આત્માને કર્મ પણ ચીકણા બંધાય છે.

જ્યાં સુધી સંસારમાં આસક્તિ હોય છે, ત્યાં સુધી બહિર્મુખવૃતિનું વિશેષ પ્રાબલ્ય હોય છે. આત્મજ્ઞાન-સમ્યગ્-દૃષ્ટિની પ્રાપ્તિ થતાં આત્મા પોતાના શુદ્ધ સ્વરૂપને ઓળખે છે અને તેથી અંતર્મુખવૃત્તિની સાથે રમણુતા કરે છે.

જ્યાં સુધી બહિર્મુખવૃત્તિ હોય છે ત્યાં સુધી સર્વ પ્રકારની વિદ્યાનો અભ્યાસ પણ પરિભ્રમણહેતુ છે, કારણ કે-તત્ત્વને તત્ત્વસ્વરૂપે જાણ્યા સિવાય સંસારનો પાર આવતો નથી.

અંતર્મુખવૃત્તિને સાધવા માટે જે જે નિમિત્તકારણોને અવલંબવા પડે અને જે જે વ્રતો-બાહ્ય ક્રિયાઓ કરવી પડે, તેને વ્યવહારથી અંતર્મુખવૃત્તિ કહેવાય છે.

રાગ-દ્વેષના પરિણામની મંદતા અને આત્મામાં મનની સ્થિરતાવડે જે જે અંશે આત્મરમણુતા થાય અને મનની અમુક સાધનોવડે એકાગ્રતા થાય, તેને અંતર્મુખવૃત્તિ કહેવાય છે. આત્માભિમુખવૃત્તિને અંતર્મુખવૃત્તિ કહેવામાં આવે છે.

સંયમના બાહ્ય હેતુઓનું અવલંબન પણ અંતર્મુખવૃત્તિ માટે જ છે. પ્રભુપૂજા-ભક્તિ, ગુરૂનું અવલંબન, પ્રતિક્રમણ, પ્રતિલેખના, તીર્થયાત્રા વિગેરેનો મૂખ્ય ઉદ્દેશ અંતર્મુખ-વૃત્તિ પ્રાપ્ત કરવાનો છે. ધાર્મિક ક્રિયાના રહસ્યોને અવ-બોધ્યા વિના અંતર્મુખવૃત્તિનો પ્રયત્ન સિદ્ધ થતો નથી.

સાધુઓને અગર શ્રાવકોને સદા અંતર્મુખવૃત્તિ રહેવી

દુર્લભ છે, કિન્તુ સતત્ અભ્યાસબળથી અંતર્મુખવૃત્તિને અમુક કાળાવચ્છેદેન પ્રાપ્ત કરી શકાય છે. ધૈર્ય ગુણને ખીલવ્યા વિના અંતર્મુખવૃત્તિના સાધક બની શકાતું નથી.

શાસ્ત્રોનું વાંચન અને મનન જેમ જેમ વિશેષ કરવામાં આવે, તેમ તેમ અંતર્મુખવૃત્તિ વિશેષ પ્રકારે ખીલતી જાય છે.

બહિર્મુખવૃત્તિથી બાહ્ય સાધનોમાં પડેલા ભેદોની લડાઈઓ અને તેનાં વિવાદોમાં જેઓ સમય વ્યતીત કરે છે, તેઓ અંતર્મુખવૃત્તિનો સ્પર્શ પણ કરી શકતા નથી.

ગચ્છાદિ ભેદને નિર્વહવા–નાના પ્રકારના વિકલ્પો સિદ્ધ કરવા, તે આત્માને આવરણ કરવા બરાબર છે.

સાધનધર્મોમાં તકરાર કરવી, એ મૂળ મુદ્દાને ક્ષતિ કરનાર છે. સાધ્યની સ્પષ્ટતા હોય તો, જેને જે સાધન યોગ્ય લાગે તે દ્વારા પોતાની મુક્તિ સાધે. આ દૃષ્ટિ સહિષ્ણુભાવ, વિશાળ શાસ્ત્રજ્ઞાન અને ઉંડા રહસ્યની આલોચના વગર આવે નહિ.

જૈનદર્શનમાં અનંતજ્ઞાની પરમાત્માએ આત્માને તરવાના અનેક સાધનો બતાવ્યાં છે. તેમાંનાં જે સાધનથી સાધ્યનું સામીપ્ય થાય, સાધ્યનું દર્શન થાય અને સ્વ–અધિકાર મુજબ સમ્યક્નિર્વહન થઈ શકે, તે સાધન સાધકને ઉપકારક છે.

ઉપાયો કેટલાક વિધિરૂપે તો કેટલાક નિષેધરૂપે–એમ બે પ્રકારના હોય છે, પરંતુ ઉદ્દેશને એક બાજુ મૂકી દઈ કેવળ ઉપાયો સંબંધી ઝગડા કરવાથી કાંઈ કલ્યાણ થઈ શકતું નથી.

જેઓના હૃદય ઉપર મોહની અસર થઇ હોય-મંદતા પામી ન હોય, તેઓનું શાસ્ત્રજ્ઞાન વાદવિવાદને માટે થઈ પડે છે: અને મોહ વિનાના વિદ્વાનોએ સંપાદન કરેલ શાસ્ત્રજ્ઞાન તેના આત્માના ઉદ્ધારને માટે થાય છે.

જ્ઞાની પુરૂષોએ તિથિઓની મર્યાદા આત્માર્થે કરી છે. જો ચોક્કસ દિવસ નિશ્ચિત ન કર્યો હોત તો આવશ્યક વિધિઓનો નિયમ રહેત નહિ; માટે આત્માર્થે તિથિની મર્યાદાનો લાભ લેવો. બાકી રાગ-દ્વેષની કલ્પના કરી ભંગજાળમાં પડતા આત્માને તો તે આવરણરૂપ થાય છે.

પૂર્વાચાર્યોએ જીવોનો સ્વભાવ પ્રમાદી જાણીને બબ્બે દિવસને આંતરે નિયમ પાળવાની આજ્ઞા કરી છે. તિથિને માટે ઉપવાસ નથી, પણ આત્માને અર્થે ઉપવાસ છે. હિતકારી શું તે સમજવું જોઈએ. આઠમ વિગેરે તિથિની તકરાર તિથિ અર્થે કરવી નહિ, પણ લીલોતરી આદિના રક્ષણ અર્થે કરવી.

અધ્યાત્મની વ્યાખ્યા જણાવતાં શાસ્ત્રકારે કહ્યું છે કે- '**आत्मानमधिकृत्यपंचाचार चारिमा**' આત્માને ઉદ્દેશીને જે પાંચેય આચારની સાધના કરવી તેનું નામ અધ્યાત્મ કહેવાય છે. આ વ્યાખ્યા જ જણાવે છે કે-ભાવચારિત્ર ટકાવવાને દ્રવ્યચારિત્રની જરૂરીયાત છે, માટે દ્રવ્યને ભાવનું કારણ માનીને ઉત્તમ નિમિત્તોને સેવવાપૂર્વક પાંચેય આચારને પાળે, તે બધા અધ્યાત્મી કહેવા યોગ્ય છે.

જે આત્મા જેવો છે તેવો પ્રકાશે એટલે પોતે જાણે,

અનુભવે અને લોકોને સમજાવે, તે જ માત્ર ખરા અધ્યાત્મી છે.

બાહ્ય અને અભ્યંતર એકસરખી પ્રવૃત્તિ હોય તથા સ્વરૂપની મૂખ્યતા સહિત ક્રિયામાં જેની પ્રવૃત્તિ હોય (જેમાં આત્માની અધિકતા સિવાય બીજું કાંઇ ન હોય), તેને અધ્યાત્મ કહેવાય છે.

અધ્યાત્મરૂપી રથ શુદ્ધ જ્ઞાન અને શુભ ક્રિયારૂપી બે પૈડાથી ચાલે છે. શુદ્ધજ્ઞાન અને શુદ્ધક્રિયા-એ બે અંશો સિવાય અધ્યાત્મનો નિર્વાહ થઈ શકતો નથી.

ક્રિયા ઉપર સંપૂર્ણ અભિલાષ અને અધ્યાત્મભાવના-વડે ઉજ્વળ એવી મનોવૃત્તિને યોગ્ય હિતકારી કાર્ય, એ બે આત્માને શુદ્ધિ કરનારા ઉપાયો છે.

આત્મસ્વરૂપ જાણ્યા વિના અને શુભ ક્રિયા કર્યા વિના 'અધ્યાત્મ-અધ્યાત્મ' પોકારવાથી કાંઇ લાભ મળતો નથી, પણ યોગ્યતા મુજબ શ્રી જિનેશ્વરદેવે કહેલ શ્રાદ્ધધર્મ અને યતિધર્મને અનુસરીને શુદ્ધ વ્યવહારમાર્ગમાં વર્તવાથી આત્મસ્વરૂપ પામવાને યોગ્ય બની શકાય છે. શુદ્ધ વ્યવ-હારદ્વારા જ નિશ્ચયમાં પહોંચી શકાય છે. તે બન્નેય અર-સપરસ સંબંધયુક્ત છે.

ધ્યાન, મૌન, તપ અને અનુષ્ઠાન–એ બધું અધ્યાત્મ-માર્ગની સન્મુખ હોવું જોઈએ. જો એમ ન હોય તો કલ્યાણના સાધક થઈ શકાય નહિ. હંમેશાં દરેક પ્રવૃત્તિમાં લક્ષ બાંધ-વાની જરૂર છે. જો લક્ષને-સાધ્યને સ્થિર કરી તદનુકૂળ પ્રવૃત્તિ કરવામાં આવે, તો જ પ્રવૃત્તિ સફળ થઈ શકે છે.

જ્યાં-ત્યાં ભટકતી ચિત્તની વૃત્તિઓને આત્માના સ્વ-રૂપમાં જોડી રાખવી, એને 'યોગ'-બીજા શબ્દમાં 'અધ્યાત્મ' કહેવામાં આવે છે: એટલું જ નહિ પરંતુ એવી હદ ઉપર આવવાના જે સાધનભૂત વ્યાપારો છે, તેને પણ યોગના બીજા શબ્દમાં અધ્યાત્મના કારણ હોવાથી ઉપચારથી યોગ યા અધ્યાત્મ કહેવાય છે.

સમ્યગ્જ્ઞાન-આત્મજ્ઞાન થવાથી આત્મા જ પ્રિય લાગે છે અને તેનું જ્યાં સુધી જ્ઞાન થયું નથી, ત્યાં સુધી જડ-પૌદ્ગલિક વસ્તુ પ્રિય લાગે છે.

મોહદૃષ્ટિના ત્યાગથી અને અંતરદૃષ્ટિના પ્રગટીકરણથી આત્માનું યથાર્થ સ્વરૂપ ભાસે છે.

શરીરથી આત્મા ભિન્ન છે-એમ વદવા છતાં, જ્યાં સુધી આત્માને દેહથી ભિન્નરૂપે જાણતો-અનુભવતો નથી, ત્યાં સુધી મોક્ષ પમાતો નથી.

આત્માની જ્ઞાનાદિક ઋદ્ધિનો જે તિરોભાવ અનાદિ-કાળથી છે, તેનો આવિર્ભાવ થવો તે જ પરમાત્મપદ છે.

પરમાત્મદશા સાધ્ય છે, અંતરાત્મા સાધક છે અને બહિરાત્મભાવ ત્યાગ કરવા યોગ્ય છે.

બહિરાત્મપણું ટળી અંતરાત્મપણું પ્રાપ્ત થવું, તે ખરે-ખરૂં કઠણ છે. જે પ્રાણી શરીરથી આત્મા ભિન્ન માને છે અને એમ માનીને નિશ્ચયપૂર્વક પોતાને શરીરની ક્રિયાનો સાક્ષીરૂપ માને છે, તેને અંતરાત્મા જાણવો.

જ્યારે અંતરાત્મા થાય છે, ત્યારે જ શરીર ઉપરથી

મમત્વબુદ્ધિ દૂર થાય છે. એવી બુદ્ધિ થયા બાદ સમ્યગ્દષ્ટિ-જ્ઞાની જીવ અંતરથી ભિન્નપણે વર્તે છે. અજ્ઞાની જીવ શરીરના ધર્મને જ પોતાના કલ્પે છે, તે ઉપરાંત દુનિયાના પદાર્થોમાં મમત્વબુદ્ધિ કલ્પી શ્લેષ્મમાં માખીની જેમ સંસારમાં લપટાય છે.

મિથ્યાત્વનો નાશ થાય છે, ત્યારે સમ્યક્ત્વ પ્રાપ્ત થાય છે, સમ્યક્ત્વની પ્રાપ્તિ થવાથી આત્માની શુદ્ધિ થાય છે અને આત્માની શુદ્ધિથી યોગ સિદ્ધ થાય છે.

સમ્યક્ત્વની પ્રાપ્તિ થયા પછી શુદ્ધ એવી જ્ઞાનધારા હોય છે, જે પ્રાપ્ત થયા પછી યોગની ધારા પ્રવર્તે છે.

યોગની ઈચ્છા રાખનારાને આવશ્યકાદિક ક્રિયા યોગના કારણરૂપ થાય છે.

સત્પુરૂષોએ જિજ્ઞાસા રાખવી એ ન્યાય છે. જે પુરૂષ યોગનો જ્ઞાતા ન હોય પરંતુ યોગની જિજ્ઞાસાવાળો હોય, તો પણ કાળાંતરે આત્મજ્ઞાનને પામે છે.

જ્યાં સુધી આત્મજ્ઞાન ન થયું હોય ત્યાં સુધી સંન્યાસ–ત્યાગ કહેવાતો નથી, કારણ કે–આત્મજ્ઞાન વિના વસ્તુતઃ તેનું સ્વરૂપ સાવદ્ય છે.

આત્મજ્ઞાન ન થયું હોય, પરંતુ જો આત્મજ્ઞાન પામવાની સન્મુખતાપૂર્વક આત્મજ્ઞાનને પામવાના સાધનો સેવાતાં હોય, તો ઉપચારથી સંન્યાસ–ત્યાગ કહી શકાય છે.

આત્મા અને પરમાત્મા વિષે જે વિવાદ છે, તે ભેદબુદ્ધિથી કરેલો છે. જ્ઞાની ધ્યાનરૂપી સંધીથી એ વિવાદને

દૂર કરી આત્મા અને પરમાત્માનો મેળ કરી બતાવે છે.

ઐક્યતા અને ભિન્નતાથી (નિશ્ચય અને વ્યવહારથી) આત્માનું ધ્યાન હિતકારી છે અને તેથી જૂદી રીતે આગ્રહ રાખનારા પુરૂષોની જે બુદ્ધિ તે વૃથા વિડંબનારૂપ છે.

આત્મસ્વરૂપનો અનુભવ નિશ્ચયનયથી થાય છે અને વ્યવહારનય ભેદદ્વારા આત્માથી પર એવા શરીર વિગેરેનો અનુભવ કરાવે છે.

વિશ્વમાં જે બધો જીવસમૂહ જૂદા જૂદા સ્વરૂપે છે, તે નામકર્મની પ્રકૃતિથી થયેલો છે. આત્માનો એ સ્વભાવ નથી.

આત્માને અજ્ઞાન અને વિષયો બંધન આપે છે અને સમ્યગ્જ્ઞાન મુક્તિ આપે છે. જ્ઞાન વિના જો કેવળ શાસ્ત્રનો અભ્યાસ કરે તો તે શાસ્ત્રના પુદ્ગલોથી મુક્તિ થતી નથી.

સઘળા સત્શાસ્ત્રો આત્માનો અનુભવ થવામાં કારણ છે અને શુદ્ધ અનુભવજ્ઞાન કાર્ય છે.

આ જગતમાં જીવને બંધન કરનાર વિષયો અને દુઃખો છે, જે ચાર કષાયોમાંથી ઉત્પન્ન થાય છે. ધ્યાની પુરૂષ તેવા વિષયોથી અને દુઃખોથી બંધાતો નથી, કારણ કે-તેને આત્માને વિષે જ પ્રીતિ-લીનતા છે.

જેમ કુવાના જળની સિદ્ધિ આવકના ઝરણાં ઉપર રહેલી છે, તેમ કર્મોના ફળની સિદ્ધિ ઉંચા પ્રકારના ધ્યાનમાં રહેલી છે. એવું ધ્યાન જ પરમાર્થનું કારણ છે.

જ્ઞાન, દર્શન, ચારિત્ર અને વૈરાગ્ય-એ ચાર ભાવનાથી પુરૂષ ધ્યાનની યોગ્યતાને પ્રાપ્ત કરે છે.

ભગવંતની આજ્ઞા પ્રમાણે ધ્યાનનો શુદ્ધ ક્રમ માની, જે પુરૂષ તેનો અભ્યાસ કરે છે તે આત્માને જાણનારો થાય છે—આત્મજ્ઞાનને પામે છે.

હંમેશાં ધ્યાન કરવાનો અભ્યાસ હોય તો મનનો નિગ્રહ થઈ શકે છે.

અનંતી વાર ચારિત્ર પ્રાપ્ત કરવાથી જે નિર્જરા થઈ છે તે ઉપલકભાવે થઈ છે, કે જે ભાવ અબંધક નથી. વળી કર્મક્ષય થાય તેવી નિર્જરા થઈ નથી. જો તેવી થઈ હોત, તો આ પ્રમાણે સંસારમાં પરિભ્રમણ કરવાનું બનત નહિ.

જ્ઞાનની સાથે ઐક્ય પામેલ તપ આત્માને નિર્જરા કરાવે છે. તે સિવાયનો તપ વસ્તુતઃ ક્યારે પણ નિર્જરા કરતો નથી.

જેમ જેમ ચિત્તનું શુદ્ધિપણું અને સ્થિરત્વ હોય છે, તેમ તેમ જ્ઞાનીના વચનોનો વિચાર યથાયોગ્ય થઈ શકે છે. સર્વ જ્ઞાનનું ફળ પણ આત્મસ્થિરતા થવી એ જ છે.

જો હૃદયમાં મમતા જાગૃત હોય તો વિષયોનો ત્યાગ નકામો છે, કારણ કે—જ્યાં સુધી મમતા હોય ત્યાં સુધી વિષયોનો ત્યાગ સ્થિર રહી શકતો નથી.

જ્યાં મમતા હોય છે ત્યાં અવિદ્યા (અજ્ઞાન) રહેલ છે, જેથી જીવ મમતાની સહચારિ અવિદ્યાના બળથી અનેક જાતની અશુભ ચેષ્ટા કરે છે.

જેણે યોગને ધારણ કર્યો નથી, મમતા હણી નથી, સમતાનો આદર કર્યો નથી અને તત્ત્વ જાણવાની ઇચ્છા કરી નથી, તે પુરૂષનો જન્મ શાસ્ત્રકાર નિરર્થક કહે છે.

સમતાનો સામાન્ય અર્થ એ જ કે-ગમે તેવા અનુકૂળ-પ્રતિકૂળ સંજોગો પ્રાપ્ત થાય, તો પણ મનને એકસરખી રીતે પ્રવર્તાવવું અને સર્વ જીવ-અજીવ વસ્તુઓ તરફ રાગ-દ્વેષનો અભાવ હોવો તે.

જિજ્ઞાસા અને તાત્ત્વિક વિવેક-એ બન્ને મમતાનો નાશ કરનારા છે.

પ્રિય અને અપ્રિય લાગવાનો આધાર પોતાની બુદ્ધિ ઉપર છે.

વસ્તુતઃ જોઈએ તો મમતાના વશથી જ અષ્ટાદશ પાપ સેવવામાં આવે છે.

કોઈ પણ વસ્તુમાં જો અહંત્વની સૂક્ષ્મ કલ્પના પણ ન ઉઠે, તો ખરેખર આત્મા સમતાને પરિપૂર્ણ ધારણ કરી શકે.

મનમાંથી પરવસ્તુઓ પ્રત્યે મમતાની વાસનાઓ દૂર કર્યા વિના બાહ્ય પદાર્થો સાથેનો સંબંધ છૂટતો નથી. બહિર્મુખવૃત્તિનો જે જે અંશે નાશ થાય છે, તે તે અંશે અંતર્મુખવૃત્તિ પ્રગટ થતી જાય છે. દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ અને પોતાના અધિકાર પ્રમાણે અંતર્મુખવૃત્તિનો આદર કરવો જોઈએ.

દેશમમત્વ, કુળ-જાતિમમત્વ, કુળધર્મમમત્વ, ગચ્છ-મમત્વ, શિષ્યમમત્વ, પુત્રમમત્વ, વસ્ત્રમમત્વ, સ્થાનમમત્વ અને ભક્તમમત્વ, ઈત્યાદિ મમત્વોમાં બંધાયેલો જીવ કર્મ-પાશથી છૂટી શકતો નથી.

'હું ત્યાગી છું'–એવું અહંભાવરૂપ મમત્વ પણ જ્યાં સુધી આત્મામાં આરોપવામાં આવે છે, ત્યાં સુધી ખરેખરૂં ત્યાગીપણું પ્રગટતું નથી. વ્રતાદિમાં પણ મમત્વભાવ રાખવાથી નિશ્ચયથી આત્મા છૂટી શકતો નથી. વેષાદિકમાં પણ મમત્વભાવ રાખવાથી આત્મા પરિગ્રહના બંધનમાંથી છૂટી શકતો નથી.

'હું અને મારૂં'–એવો અધ્યાસ જ્યાં સુધી છે, ત્યાં સુધી મનની સ્થિરતા થતી નથી. બાહ્ય પદાર્થોની વાસના જ્યાં સુધી છે, ત્યાં સુધી મનમાં સંકલ્પ-વિકલ્પ થયા જ કરે છે.

પ્રાણીઓના મનરૂપી ગાઢા વનમાં શુભ તથા અશુભરૂપી મોટા કાંઠાઓવાળી વાસનારૂપી નદી સર્વદા પ્રબળ વેગથી ચાલી જાય છે.

વાસનાથી ઘેરાયેલું ચિત્ત સંસારમાં રહેલું છે અને તે જ જો વાસનાઓથી રહિત થાય, તો જીવનમુક્ત કહેવાય છે.

જે દેહાભિમાનરૂપી અહંકાર છે, તે જ અનંત જન્મોરૂપી વૃક્ષોનો કાંટો છે, કે જે વૃક્ષોની 'આ મારૂં–આ મારૂં' એવા પ્રકારની મમતાઓરૂપ હજારો શાખાઓ ફેલાયેલી છે.

આત્માના બંધનરૂપ આ સંસારરુપી વૃક્ષ, કે જે આશાઓરુપી માંજરોવાળું છે, દારૂણ દુઃખાદિરુપી ફળોવાળું છે, ભોગરુપી પલ્લવોવાળું છે, જરારુપી પુષ્પોવાળું છે અને તૃષ્ણારુપી લતાઓથી શોભી રહ્યું છે, તેને જ્ઞાનીપુરૂષો વિવેકરુપી ખડ્ગથી કાપી નાંખે છે.

અનંત વિષયોમાં અનંત સંકલ્પોની કલ્પનાને કર-

નારી અવિદ્યાને લીધે જ્યાં સુધી આ જગતરૂપ મોટી ઈન્દ્રજાળને વિસ્તીર્ણ કરતાં મૂઢ જીવો પોતાના સ્વરૂપને જોતા નથી, ત્યાં સુધી પાણીમાં ચકરીઓની પેઠે સંસારમાં ભમ્યા કરે છે.

આ સંસારનો આડંબર માત્ર દેખવામાં જ રમણીય છે. તે મિથ્યા છતાં ગ્રહણ કરવામાં આવે છે અને આશા-રૂપી નાગણીઓના રાફડારૂપ છે, એમ જાણીને તત્ત્વજ્ઞાની પુરૂષ એમાં લેપાતાં નથી.

જ્યાં સુધી આત્માનું અવલોકન કરવાની ઈચ્છાનો ઉદય થયો નથી, ત્યાં સુધી દુઃખરૂપી કાંટાથી યુક્ત સંસારરૂપી પર્વતના ભાગમાં દેહાભિમાની અહંકાર ને ભોગ તથા આશાના રૂપને પામેલી અવિદ્યા ભમાવ્યા કરે છે.

નિરંતર સંસારરુપ પ્રવાહમાં પડેલો તથા અવિદ્યા-રુપી નદીમાં તણાતો માણસ શાસ્ત્ર તથા સજ્જનના સમાગમ વિના તરવાને સમર્થ થઈ શકતો નથી. સત્સંગ અને શાસ્ત્રના સમાગમથી વિવેકને લીધે 'અમુક વસ્તુનો ત્યાગ કરવો જોઈએ તથા અમુક વસ્તુનું ગ્રહણ કરવું જોઈએ'–એવો પુરૂષને વિવેક થાય છે.

મનુષ્યોને સંતોષ, સાધુઓનો સંગ, સદ્‌વિચાર અને શમ–એ જ સંસારરૂપી સમુદ્રમાંથી તરવાના ઉપાયો છે. સંતોષ પરમ લાભરૂપ છે, સત્સંગ પરમ ગતિરૂપ છે, સદ્-વિચાર પરમ જ્ઞાનરૂપ છે અને શમ પરમ સુખરૂપ છે. સંસારને ભેદવાના એ ચાર ઉપાયોનો જેઓએ અભ્યાસ

કર્યો હોય, તેઓ મોહરૂપી જળવાળા સંસારરૂપી સમુદ્રમાંથી તરી ગયા સમજવા.

જેના મનમાં સંવેગ થયો હોય છે, તે અનાસક્તિથી કર્ત્તવ્ય કર્મોને કરતો છતાં નિર્લેપ રહી શકે છે. સંવેગ થયા વિના દેહાધ્યાસ ટળતો નથી તથા નામરૂપમાંથી અહંતામમતાધ્યાસ ટળતો નથી: અને તેમ સંવેગ પ્રાપ્ત થયા વિના આત્મિક સુખનો નિશ્ચય થતો નથી.

સંવેગ એ કાંઇ બજારમાં મળતી ચીજ નથી, પણ આત્મપરિણામ વિશેષ જ છે. સંસાર ઉપર નિર્વેદ (સાચો કંટાળો) થવો અને મોક્ષ ઉપર ખરેખર અનુરાગ થવો તે જ સંવેગ છે.

આત્મજીવનમાં જોડાયેલો આત્મા થોડા યા ઘણા ભવે સંપૂર્ણ આત્મજીવન મેળવ્યા વગર રહેતો નથી.

જ્ઞાન વિના મોક્ષ નથી, વૈરાગ્ય વિના જ્ઞાન નથી, વિચાર (આત્મવિચાર) વિના વૈરાગ્ય નથી અને સ્થિરતા વિના વિચાર નથી.

જીવને જ્યાં સુધી મોહનો આવેશ હોય છે, ત્યાં સુધી આત્મવિચાર આવતો નથી.

જ્યાં સુધી જીવને વૈરાગ્ય સ્ફુરતો નથી, ત્યાં સુધી તેને તત્ત્વજ્ઞાન પ્રાપ્ત થતું નથી. સિદ્ધાન્તબોધનું શ્રવણ, વાંચન કે પઠન તે જીવ કરે, પણ તેના અંતરમાં પ્રવેશ પામી શકતાં નથી.

બોધ બે પ્રકારથી જ્ઞાનીપુરૂષોએ કર્યો છે. એક તો

સિદ્ધાંતબોધ અને બીજો તે સિદ્ધાંતબોધ થવાને કારણભૂત એવો ઉપદેશબોધ. જો ઉપદેશબોધ જીવને અંતઃકરણમાં સ્થિતિમાન થયો ન હોય, તો સિદ્ધાંતબોધનું માત્ર શ્રવણ થાય તે ભલે, પણ પરિણામ થઈ શકે નહિ. સિદ્ધાંતબોધ એટલે પદાર્થનું જે સિદ્ધ થયેલું સ્વરૂપ છે અને જ્ઞાનીપુરૂષોએ નિષ્કર્ષ કરી જે પ્રકારે છેવટે પદાર્થ જાણ્યો છે, તે જે પ્રકારથી વાણીદ્વારાએ જણાવાય તેમ જણાવ્યો છે, એવો જે બોધ તે '**સિદ્ધાંતબોધ**' છે: પણ પદાર્થના નિર્ણયને પામવા જીવને અંતરાયરૂપ તેની અનાદિ વિપર્યાસભાવને પામેલી એવી બુદ્ધિ, કે જે વ્યક્તપણે કે અવ્યક્તપણે, વિપર્યાસપણે પદાર્થસ્વરૂપ નિર્ધારી લે છે, તે વિપર્યાસ બુદ્ધિનું બળ ઘટવા યથાવત્ વસ્તુસ્વરૂપ જાણવાને વિષે પ્રવેશ થવા જીવને '**વૈરાગ્ય**' અને '**ઉપશમ**' સાધન કહ્યા છે: અને એવા જે જે સાધનો જીવને સંસારભય દૃઢ કરાવે છે, તે તે સાધનો સંબંધી જે ઉપદેશ કહ્યો તે '**ઉપદેશબોધ**' છે.

સંસારના સર્વ પાપો કેવળ અજ્ઞાનતાથી પ્રગટે છે. એ અજ્ઞાનતા–એ અંધકાર આત્માના અવિકાસની અવસ્થા છે. જ્યાં સુધી અજ્ઞાનતાના પાપનું દમન કરવામાં નહિ આવે, ત્યાં સુધી આત્મિક આનંદની પ્રાપ્તિ કોઈ વખત નહિ જ થાય.

પાત્રતા વિના જ્ઞાન પ્રાપ્ત થતું નથી, પરિણામ આપતું નથી. તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિ માટે જીવને વૈરાગ્ય પાત્રતા આપે છે. આમ આ સંસારથી છૂટવા ઈચ્છતા જીવોને–મુમુક્ષુઓને વૈરાગ્ય પરમ સાધન છે.

જેના ચિત્તમાં લેશ માત્ર ત્યાગ-વૈરાગ્ય નથી તેને તત્ત્વજ્ઞાન ન થાય, એમ સત્પુરૂષો કહે છે તે કેવળ સત્ય છે. આ કાળ એના પ્રત્યક્ષ પૂરાવારૂપે છે. આ કાળને પરમ જ્ઞાનીઓએ દુઃષમ કહ્યો છે તે વાસ્તવિક છે. જે કાળમાં જીવોને આત્મહિતના સાધનો દુષ્કર થઈ પડ્યા હોય, તત્ત્વજ્ઞાન-આત્મજ્ઞાનની પ્રાપ્તિ પરમ દુર્લભ હોય, તે કાળ કેવળ દુઃષમ-વિષમ કહેવા યોગ્ય છે.

આ સંસારરૂપી રણભૂમિકામાં (દુઃષમકાળમાં) કાળરૂપી ગ્રીષ્મ ઉદયને ન વેદે, એવી સ્થિતિનો તો કોઇક જ જીવ હશે.

સંસારસ્વરૂપનું જ્ઞાન અને સંસાર ઉપર દ્વેષ-એ બન્ને કારણોથી વૈરાગ્ય ઉત્પન્ન થાય છે.

સમકિતવંત જ્ઞાતાપુરૂષો સંસારની નિર્ગુણતા નિશ્ચે જૂએ છે, એટલે તેને વૈરાગ્યની પ્રાપ્તિ સહેજે થાય છે.

જ્યાં હૃદય વિષયાસક્ત હોય ત્યાં વૈરાગ્ય ટકી શક્તો નથી.

જ્યારે અજ્ઞાનનો નાશ થાય, ત્યારે વિષયોનું સાચું સ્વરૂપ તથા લોકનું સ્વરૂપ સમજવામાં આવે છે.

સંસારના ભોગો પૌદ્‌ગલિક છે, પરવસ્તુ છે અને વિરક્તભાવે રહેવું એ સ્વવસ્તુ છે, એવા સતત્ વિચારથી ભેદજ્ઞાન થતાં આત્મસ્વરૂપ ઓળખાય છે.

જ્ઞાનનું ફળ ઉદાસીનતા છે. એટલે જ્યારે જ્ઞાન પ્રાપ્ત થાય છે, ત્યારે મનુષ્યને સંસારથી ઉદાસીનભાવ વર્તે છે.

વસ્તુને વસ્તુગતે જોઈને આત્મભાવે રહેવાની સમવૃત્તિને ઔદાસીન્યભાવ કહેવાય છે.

જેમને પામવા યોગ્ય આત્મસ્વરૂપ પ્રાપ્ત થયું છે, એટલે જગત્‌ના અન્ય પદાર્થો પરથી જેમની આસક્તિ નષ્ટ થઈ છે, તેથી હાનાદાન–ત્યાગવાનું અને ગ્રહણ કરવાનું કાંઇ રહેતું નથી. આવી રીતે ઇષ્ટ–અનિષ્ટ વસ્તુના અભાવે મહાત્મા મુનિઓને ઉદાસીનતા હોય છે.

સમ્યક્‌ત્વને ઓળખવાથી, સ્યાદ્‌વાદ મતને માનવાથી, મોક્ષના ઉપાયને ચિંતવવાથી અને તત્ત્વદર્શન થવાથી,–આ ચાર પ્રકારે ઉત્પન્ન થયેલા જ્ઞાનદ્વારા ઉત્તમ પ્રકારનો જ્ઞાનગર્ભિત વૈરાગ્ય ઉદ્‌ભવે છે.

જ્યારે પોતાના અને પારકા સિદ્ધાંતોમાં બુદ્ધિ પ્રવર્તે, એટલે બન્ને સિદ્ધાંતનું સ્વરૂપ યથાર્થ જાણવામાં આવે: અને જ્યારે સર્વ નય ઉપર માધ્યસ્થભાવ હોય, ત્યારે જ જ્ઞાનગર્ભિત વૈરાગ્ય પ્રાપ્ત થાય છે.

જ્ઞાનગર્ભિત વૈરાગ્ય પરમ દુર્લભ છે. જ્ઞાનગર્ભિત વૈરાગ્યવાળા નિર્ગ્રંથની નિશ્રામાં વસતા મુનિઓ પણ જ્ઞાનગર્ભિત વૈરાગ્યવાળા કહેવા યોગ્ય છે.

જ્ઞાનગર્ભિત વૈરાગ્યવાન્ પુરૂષની સૂક્ષ્મ દૃષ્ટિ હોય છે. તે સર્વમાં મધ્યસ્થભાવે વર્તે છે, તે સર્વત્ર હિતનું ચિંતવન કરે છે, તેને સત્‌ક્રિયા ઉપર મહાન્ આદર હોય છે અને તે લોકોને ધર્મમાં જોડે છે.

**'धर्मज्ञो धर्मकर्ता च, सदा धर्मपरायणः सत्त्वेभ्यो धर्म-**

शास्त्रार्थदेशको गुरुरुच्यते ।' અર્થાત્–'જેને આત્મસ્વભાવરૂપ નૈશ્ચયિક ધર્મ તથા તેને પ્રગટ કરવાના સાધનભૂત અનેક પ્રકારના અનુષ્ઠાનોરુપ વ્યવહારધર્મની જાણ હોય, જે વ્યવહાર અને નિશ્ચય–બન્ને પ્રકારના ધર્મને સેવનાર હોય, જે ધર્મમાં સદા તત્પર હોય અને હંમેશાં પ્રાણીઓને ધર્મ-તત્ત્વનો ઉપદેશ કરનાર હોય,–આ સદ્ગુરુનું લક્ષણ છે.'

શ્રી જિનેશ્વર ભગવાને કહેલા શાસ્ત્રોને જાણનાર, શુદ્ધ દેવ–ગુરૂ–ધર્મની શ્રદ્ધાવાળા, જેમની ક્રિયા કેવળ નવાં કર્મોનાં બંધને રોકવારૂપ છે તેવા, ગુરૂપરંપરા પ્રમાણે પ્રાપ્ત થયેલી શુદ્ધ પ્રવૃત્તિ પ્રમાણે પ્રવર્તનાર, હંમેશાં બીજાને ન ઠગનાર, સ્વસંવેદન જ્ઞાનને ધારણ કરનાર, ગીતાર્થ–આગમધર ને સમ્યક્ત્વવાન્ ગુરૂ હોય, તે જ સંસારસમુદ્રથી તારનાર સદ્ગુરુ છે.

આગમધર અને સમ્યક્ત્વવાન્ ગુરૂનું લક્ષણ એ છે કે–તેમની સઘળી ક્રિયાઓ ઉદાસીનભાવે હોય, તેમજ તે સિદ્ધાંતને સત્ય માની પ્રવૃત્તિ કરનાર હોય. તેને મત–મમત્વનો સ્વપ્ને પણ ખ્યાલ ન હોય. તેવા શુદ્ધ ગુરૂનો મેળાપ થવો તે અતિ કઠણ છે. મહાસમુદ્રને તરવાને જેમ વહાણ સમર્થ છે અને તેને આશ્રયે રહેનારને તારે છે, તેમ આગમધર અને આત્મજ્ઞાની–સમ્યક્ત્વવાન્ ગુરૂ પોતે તરી પોતાનો આશ્રય કરનાર શિષ્યવર્ગને પણ તારનાર હોય છે.

વિષયોમાં રાગ વગરના, જેઓના સંદેહ કપાઈ ગયા હોય એવા અને દેહાદિકના અધ્યાસથી રહિત એવા જ સાધુપુરૂષનો સત્સંગ સંસારરૂપી સમુદ્રમાં તરવાના સાધનરૂપ છે.

પ્રવ્રજ્યા માત્ર ગ્રહણ કરવાથી જ સંતોષ માની બેઠેલા, બેડો પાર થઇ ગયો તેવું સમજી બેઠેલા, યોગ્ય કરણીથી પરાઙ્મુખ બનેલા, શિથિલાચારી થઇ ગયેલા, વિવિધ કથા કે છાપાં વાંચવામાં જ સમયનો દુર્વ્યય કરનારા, કેવળ શારીરિક શુશ્રૂષામાં જ લયલીન, આવશ્યક ક્રિયામાં પણ શિથિલ બનનારા, ભવ્ય જીવોને ઉપદેશવા છતાંય આત્માની સામે દૃષ્ટિપાત નહિ કરનારા અને જિનાજ્ઞાથી વિરૂદ્ધ આચારને સેવનારા વાસ્તવિક સાધુ તરીકે ગણી શકાતાં નથી.

સાધુ તરીકે તે જ ગણી શકાય, કે જે યથાશક્ય દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવાનુસારે પાંચેય આચારપાલનમાં તત્પર, પાંચેય સમિતિથી સમિત, જેમની ઈંદ્રિયો વિષયજન્ય વિકારથી મુક્ત છે, જેમણે થોડો પણ મનોનિગ્રહ કર્યો છે, જે સ્વાધ્યાયાદિ-આત્મચિંતનમાં તત્પર છે, જે લોકેષણા. લોકહેરી અને લોકસંજ્ઞાથી મુક્ત છે અને જે સદ્ગુરૂની આજ્ઞાને આધીન છે, તે જ સાધુ તરીકે ગણી શકાય છે.

મુનિમાર્ગ મહા કષ્ટકારી છે, વેળુના કોળીયાં ચાવવા જેવો છે અને તલવારની ધાર પર ચાલવા જેવો છે—એ શંકા વિનાની વાત છે: પરંતુ એક વખત એ માર્ગની ફરજો માથે લીધા પછી તેને અનુસારે વર્તન કરવાને આ જીવ પ્રતિજ્ઞાથી બંધાય છે, એટલું જ નહિ પણ તે ધોરણથી જો જરા પણ પાછો પડે તો મહા કર્મબંધ કરે છે.

આત્માના આ ભવ ને પરભવના સુખ માટે વેષ અને વર્તનની ઐક્યતા કરવાની ખાસ જરૂર છે.

જે પુરૂષો અનાચારાદિક પોતાના દોષોને આત્મપ્રશંસાદિ સ્વાર્થના રક્ષણ માટે અપલાપ કરનારા પોતાના મનમાં એમ ધારે છે કે–'દંભવડે તેને ઢાંકવાથી મારી ગુણી તરીકે ખ્યાતિ થશે અને ભક્તજનો પાત્ર–આહારાદિકે કરીને મારો સત્કાર કરશે, કેમકે–લોકો ગુણવાનની પૂજા–સત્કાર કરે છે તેથી મારૂં પણ લોકોમાં ગૌરવ થશે અથવા મહાપુરૂષોની પંક્તિમાં મારી પ્રતિષ્ઠા થશે.' આટલા જ માત્ર લાભથી સંતુષ્ટ થયેલા તેઓ દંભવડે પોતાના આત્માને ઉલટી વિડંબના પમાડે છે.

જેમ અસતી (કુલટા) સ્ત્રીઓનું શીલ અશીલની જ વૃદ્ધિને માટે થાય છે, તેમ દાંભિક જનોને અવ્રતની જ વૃદ્ધિને માટે થાય છે.

એ જ કારણ માટે જે સાધુ મૂલોત્તર ગુણોને ધારણ કરવા સમર્થ ન હોય તેને સત્ શ્રાવકપણું જ યુક્ત છે, પણ દંભવડે જીવવું યુક્ત નથી. અર્થાત્–ભ્રષ્ટપણે ચારિત્ર પાળવા કરતાં શ્રાવકધર્મ શ્રેષ્ઠ છે.

મૂલ અને ઉત્તર ગુણ સંબંધી દૂષણો સેવવાની દિન પર દિન વૃદ્ધિ થતાં, જો કોઈ પણ પ્રકારની સાધ્યદૃષ્ટિ ન રહે ને તેથી વિરૂદ્ધ આચરણ થાય, તો સર્વથા મનુષ્યભવને એળે ગુમાવવા કરતાં શાસ્ત્રોક્ત પ્રકારે વેષ છોડી દઇ, ઉત્તમ શ્રાવકપણું અંગીકાર કરી લઇ જન્મનું સાફલ્ય કરવું હિતકારી છે–એમ શાસ્ત્રકારો સ્પષ્ટ કહે છે.

દોષયુક્ત ઉંચી પદવી કરતાં નીચી પદવી શ્રેષ્ઠ છે, પણ

દોષયુક્ત થઇ સર્વોત્કૃષ્ટ પદને મલિન કરવું યોગ્ય નથી. સાધુ નામ ધરાવી–આકાર ફેર કરી એના એ જ આરંભ–પરિગ્રહાદિકમાં ફસાયા હોય, ત્યાગને નામે ઈંદ્રિયાર્થ, માનાર્થ અને સંસારાર્થ સાધી રહ્યા હોય, તો એ સર્વોત્કૃષ્ટ પદને મલિન કરે છે. તેના કરતાં મર્યાદારૂપ–આજ્ઞાના સાપેક્ષપણા યુક્ત નીચી પદવી શ્રેષ્ઠ છે.

શ્રી જિનશાસનને વિષે અત્યંત રાગવાળો મુનિ જો લિંગ (વેષ)નો ત્યાગ ન કરી શકે, તો તેણે દંભરહિત સદ્‌ગુરૂ–સુસાધુનો સેવક થઈ સંવિજ્ઞપાક્ષિક થવું યુક્ત છે.

જો વેષ છોડવાથી આત્માનું બગડી જશે તેમ લાગે અગર વેષનો આગ્રહ છૂટે નહિ, તો સંવેગપક્ષ ધારણ કરીને પણ આત્મહિતની દૃષ્ટિ ચૂકવી નહિ અને નિઃશૂક કે અતિ પ્રમાદી થઇ સાધ્યદૃષ્ટિરહિતપણે અનંતો સંસાર ઉપાર્જન કરવો નહિ.

જેઓ પંચ મહાવ્રતોનું દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવને અનુસારે અતિચાર રહિત પાલન કરવામાં પોતાના અસમર્થપણાને જે કોઇ પુરૂષો પ્રગટપણે જાણતાં છતાં પણ દંભ–માયાનો આશ્રય કરીને પોતામાં મુનિપણું કહે છે, એટલે–'અમે સાધુઓ જ છીએ'–એમ કહે છે, તે દંભીઓનું નામ પણ પાપને માટે થાય છે; તો પછી તેમને વંદના, સ્તુતિ કે સેવા કરવાથી પાપ થાય તેમાં શું કહેવું?

જે સાધુ–વેષધારી દાંભિકો સારી અને પાંચમા આરાને ઉચિત–યોગ્ય એવી સંયમક્રિયાને એટલે વ્રતના રક્ષણને કરતાં નથી, તે અહો! મોટું આશ્ચર્ય છે. આ રાજા વિનાનું રાજ્ય

જૂઓ, કે જેથી તે દાંભિકો માત્ર સાધુના નામે કરીને જ આ જગતના ભવ્ય જીવોની વંચના કરે છે, એટલે કે-તેઓને છેતરીને અન્ન, વસ્ત્ર, પાત્ર, દ્રવ્યાદિકનું હરણ કરી લૂંટે છે.

શ્રી જિન ભગવાને કોઇ પણ અહિંસાદિક કાર્યની સર્વ પ્રકારે એકાંતપણે 'અમુક કાર્ય જ કરવું'-એમ અનુજ્ઞા આપી નથી: અથવા કોઈ પણ આધાકર્માદિક કાર્યનો એકાંત-પણે નિષેધ પણ કર્યો નથી: એટલે કે-'અમુક સર્વથા ન જ કરવું'-એમ કહ્યું નથી: પરંતુ કાર્ય પ્રાપ્ત થયે છતે નિષેધ અથવા અનુમતિ આપેલું કાર્ય કરતી વખતે દંભરહિત થવું, એ પ્રમાણે ભગવાન શ્રી જિનેશ્વરદેવની આગમવાણી છે.

સમકિત, દેશવિરતિ કે સર્વવિરતિના ગુણો પોતાને દિન પર દિન વિશેષ લાવવા માટે સર્વ ભવ્યજીવોએ તે સર્વ ગુણોનો ઉત્સર્ગમાર્ગ જોઈ વિચાર કરવો જોઇએ. ઉત્સર્ગ-માર્ગમાં ઘણા ભાગે પોતાના હૃદયની સ્થિતિ કેવી છે એ જ વિચાર હોય છે અને બીજા જીવો સમકિતવંત, દેશ-વિરતિવંત, સર્વવિરતિવંત કે ચારિત્રવંત છે કે નહિ, તેની પરીક્ષા તેના બાહ્ય આચરણ ઉપરથી કરવાની હોય છે.

જો એમ ન થાય તો અલ્પ જ્ઞાનદશાને લીધે પોતાના માટે અપવાદમાર્ગે વિચાર કરતાં સર્વ પોતાના આત્માને ગુણનિષ્પન્ન માની લે અને બીજાને માટે ઉત્સર્ગમાર્ગે પરીક્ષા કરવા જતાં બીજાઓનું હૃદય વિશિષ્ટ જ્ઞાન સિવાય છદ્મસ્થોને ગમ્ય ન હોવાને લીધે કોઈ પણ બીજો ગુણ માલુમ પડે નહિ.

પોતામાં યોગ્યતા છે કે નહિ, એના વિચારમાં આત્મા

રહે એ યોગ્ય જ છે. ધર્મ પામેલાએ ધર્મ આપવાની ઈચ્છા હોવી જ જોઈએ, એમાં વિવાદ જ નથી. 'પોતામાં જેટલું હોય એટલું જ આપવાનું છે'–આ ખ્યાલ જો રહે અને એવો જ પ્રયત્ન થાય, તો દંભને આવવાનો અવકાશ ઓછો રહે છે.

ભગવાન શ્રી જિનેશ્વરદેવનો ધર્મ ચાલે છે એ બરાબર છે, એમાં શંકા જ નથી. માત્ર જ્ઞાનમાર્ગને દૂર કરી કોરી ધામધુમ જ્યાં-જ્યાં ચાલતી હોય તેના વિનાશ માટે શક્ય કર્યા કરવું અને પ્રભુમાર્ગનું સત્ય શક્તિના પ્રમાણમાં જાહેર કરવું.

જો ધર્મપ્રદાનનો સમય આવી જ લાગે, તો આપણી અને લેનારની લાયકાત આદિ શાસ્ત્રાજ્ઞાઓ સામે રાખી કેવળ અનુગ્રહબુદ્ધિથી વર્તવું. એથી સ્વ–પરના અહિતની સંભાવના નહિ રહે.

રોગનો ઉપચાર જેમ મનુષ્ય મનુષ્ય પ્રત્યે જૂદી જૂદી રીતે હોય છે, તેમ ધર્મની યોગ્યતા પણ મનુષ્ય મનુષ્યની જૂદી જૂદી હોય છે.

શ્રી જિનેશ્વરદેવે કહેલા સર્વ પદાર્થના ભાવો એક આત્મા પ્રગટ કરવા અર્થે જ છે અને મોક્ષમાર્ગમાં પ્રવૃત્તિ બેની જ ઘટે છે. એક આત્મજ્ઞાનીની અને બીજી આત્મજ્ઞાનીના આશ્રયવાળાની.

લોકૈષણા, લોકહેરી ને લોકસંજ્ઞામાં રક્ત સાધુ પરમાર્થને સ્વપ્ને પણ વિચારી શકતો નથી, વિચારવાના અવકાશને પામતો નથી અને તેને સાધી શકતો નથી.

ચિત્તની જ્યાં સુધી વ્યાક્ષિપ્ત સ્થિતિ રહે છે, ત્યાં સુધી એક પણ કાર્ય એની પરમ સાધ્યદૃષ્ટિએ સિદ્ધ થઈ શકતું નથી.

વસ્તુસ્વરૂપ કેટલાક સ્થાનકે આજ્ઞાએ કરી અને કેટલાક સ્થાનકે સદ્‌વિચારપૂર્વક પ્રતિષ્ઠિત છે, પરંતુ દુઃષમકાળનું પ્રબળપણું એટલું બધું છે કે-હવે પછીના ક્ષણે વિચારપૂર્વક પ્રતિષ્ઠિતને માટે તે કેમ પ્રવર્તશે તે જાણવાની આ કાળને વિષે શક્તિ જણાતી નથી, માટે ત્યાં આગળ જ્ઞાનીની આજ્ઞાપૂર્વકની પ્રવૃત્તિમાં રહેવું એ જ યોગ્ય છે.

જૈનશાસ્ત્ર મુમુક્ષુઓને આત્મચિંતન સિવાય અન્ય કાર્યોમાં પ્રવૃત્તિ કરવાની સંમતિ જ નથી આપતું અને ન છૂટકે પ્રવૃત્તિ કરવાની આવશ્યકતા હોય તો તે માત્ર નિવૃત્તિમય પ્રવૃત્તિ કરવાનું કહેલ છે. એ જ નિવૃત્તિમય પ્રવૃત્તિનું બીજું નામ '**અષ્ટ પ્રવચન માતા**' છે.

સિદ્ધાંતનો અભ્યાસ તેમજ સ્વાધ્યાય વિગેરેનો અધિકાર આઠ પ્રવચન માતા વિષે અનુપયુક્ત મુનિને નિષેધ્યો છે, કારણ કે-સિદ્ધાંતના અભ્યાસથી જે કલ્યાણ સધાવું જોઈએ, તે કલ્યાણ અનુપયુક્ત મુનિ સિદ્ધાંતનો અભ્યાસ કરવા છતાં પણ સાધવા અસમર્થ બને છે.

સાપવાદ પ્રવૃત્તિ તેને જ કહેવાય, કે જેનાથી ચારિત્રના-આત્મકલ્યાણના માર્ગમાં સ્ખલના ન થાય અને ઉત્સર્ગમાર્ગની એકાન્તતઃ પુષ્ટિ જ કરે તો જ સાચો અપવાદ છે.

નિમિત્તાવલંબી સેવા તે 'અપવાદ સેવા' અને તે સેવા કરતાં સાધ્ય નિપજાવવું તે 'ઉત્સર્ગ સેવા' કહેવાય છે.

સંયમના નિર્વાહ માટે કામ લાગતાં વસ્ત્ર-પાત્રાદિકને 'ઉપકરણ' કહેવામાં આવે છે: અને જે નકામા મમતાબુદ્ધિથી એકઠાં કરેલાં હોય તેવા ઉપકરણો 'અધિકરણ' કહેવાય છે. ગુણનિષ્પન્નગીતાર્થ અધિપતિ સિવાય અન્ય વ્યક્તિએ શાસ્ત્રમાં ગણાવેલા ઉપકરણથી અધિક રાખવા એ પણ પરિગ્રહ જ છે.

શાસ્ત્રનો આદેશ દૂર કરી ઉત્સર્ગ-અપવાદના નિમિત્ત વગર વધારે વસ્ત્ર-પાત્રાદિ રાખવા, એ પણ સંસાર વધારનાર જ છે.

જ્યાં સુધી કોઈ પણ વસ્તુ ઉપર ધર્મને નામે પણ હૃદયમાં મારાપણાની બુદ્ધિનો ત્યાગ થશે નહિ, ત્યાં સુધી તમે પરિગ્રહથી મુક્ત છો એમ કહી શકાશે નહિ.

ધર્મને નિમિત્તે કરવામાં આવતો પરિગ્રહ તો જરા પણ ખોટો છે-એમ કેટલીક વાર વિચાર કર્યા વગર સમજવામાં પણ આવતું નથી, છતાં પણ યતિજીવનરુપ વહાણમાં એ બહારથી સુંદર દેખાતાં પરિગ્રહરૂપ સુવર્ણનો જો અતિ ભાર ભરવામાં આવે તો ચારિત્રનૌકા સંસારસમુદ્રમાં નાશ પામે છે અને એનો આશ્રય કરનાર મૂઢ જીવ પણ ડૂબે છે.

નિવૃત્તિનું ખરૂં સ્વરૂપ જો ધ્યાનમાં હોય તો જ ચિંતવનમાં પણ કરવું, કરાવવું, અનુમોદવું નહિ-એ સાવદ્યનો ત્યાગ થઈ શકે છે.

મમત્વ અને મહત્ત્વને અંગે સંઘ માટે પણ થતું સાવદ્ય ચિંતવન આત્મરૂપ ઉદરમાં નાંખવાથી સંયમપ્રાણને હરી લે છે.

જો શાસ્ત્રના દરેક વચન સુપરિણામે-અનેકાન્તપણે પરિણમવામાં ન આવે, તો તે શાસ્ત્ર શસ્ત્રરુપે પરિણામ

પામીને, પ્રાણીને પોતામાં ગુણીપણું મનાવી અને બીજા ગુણીઓમાં અવગુણીપણું મનાવી, તેઓની અવજ્ઞા અને પોતાના ઉત્કર્ષદ્વારા અનંત કાળચક્ર સુધી સંસારમાં રઝળાવે છે.

સ્વગચ્છ કે પરગચ્છમાં જે સંવિજ્ઞ એટલે તીવ્ર વૈરાગ્યવાન ભવભીરુ બહુશ્રુત ગીતાર્થ મુનિજનો હોય, તેમનો ગુણાનુરાગ કરવા મત્સર કે ગચ્છ મમત્વભાવથી તું ચૂકીશ નહિ.

ગુણાનુરાગીને 'આ મારા ગુરૂ અને મારા ગચ્છના' એ વિચાર હોય નહિ. વેષ માન્ય છે. જ્યાં સુધી અવગુણો ન માલુમ પડે ત્યાં સુધી તેમને દૂરથી સામાન્ય રીતે નમન કરવા યોગ્ય છે. પૂજા તો ગુણની જ છે અને અંતર-રાગ પણ તે પર જ હોવો જોઇએ અને ગુરૂ થવા યોગ્ય સાધુને તો 'આ મારા શ્રાવક છે' એવી વૃત્તિ સ્વાર્થ સાધવાની બુદ્ધિએ ન જ હોવી જોઇએ.

ગુણપૂજા છે તે યથાર્થ વિવેકમાર્ગ છે, પણ વ્યક્તિપૂજા તે માર્ગ નથી-યથાર્થ વિવેક નથી. જ્યાં યથાર્થ ગુણ દેખાય ત્યાં આદર કરવા યોગ્ય છે. અમુક જ વ્યક્તિને માનવી તે પક્ષપાત છે, એવું જૈનદર્શનમાં છે જ નહિ. જૈનદર્શનમાં ગુણપૂજા છે પણ વ્યક્તિપૂજા છે નહિ.

અમુક જ્ઞાન, ગુણ, પદ કે સ્થિતિને ધારણ કરનારા સાધુઓને વંદન અને નમન કરનારા, પોતે કલ્પેલા જ્ઞાનાદિ ગુણોનું અંશે આરાધન કરવા છતાં, સાધુતાના બીજા ગુણોનું વિરાધન કરનારા થઈ જાય છે.

સર્વ ગુણોનો આદર, એક ગુણીનો અનાદર કે અવજ્ઞા

થતાં નાશ પામે છે. સર્વ ગુણો અને ત્રેવીશ તીર્થંકરોને માનનારો ગોશાળો એક જ ગુણી ભગવાન શ્રી મહાવીર-દેવની વિરાધના કરવાથી અનંત સંસાર ઉપાર્જન કરનારો થયો.

ગુણની આરાધના કબૂલ કરે, પણ ગુણવાનોની આરાધનાથી વિમુખ રહે કે ગુણવાળા એકની પણ વિરાધના કરે, તો પણ તે સંસારચક્રમાં રખડી પડે.

કારણ એ જ કે–ગુણવાનોની આરાધના એટલે જ્ઞાન–દર્શન–ચારિત્ર (રત્નત્રયી)ની આરાધના અને એ રત્નત્રયીરૂપ ગુણવાનોની જે વિરાધના કરે, તે સંસારચક્રમાં રખડી પડે તેમાં નવાઇ નથી.

વીસ સ્થાનકાદિ તપ શક્તિના અભાવે નહિ કરવાથી અતિચાર લાગે નહિ. આત્મજ્ઞાનપ્રાપ્ત ગુણાધિકની પ્રશંસા ફરજીયાત હોવાથી તે નહિ કરનારને અવશ્ય અતિચાર લાગે.

વૈયાવચ્ચ આદિ જેમ પદસ્થોના કરવાના છે, તેમ સામાન્ય સાધુઓના પણ કરવાના છે. ભરત, બાહુબલીજી અને વસુદેવજી વિગેરેનું પૂર્વભવનું વૈયાવચ્ચ–વિશ્રામણા–સેવા સાધુ માત્રના અંગે હતું. નાના, મોટા, પદસ્થ, અપદસ્થ, કુટુંબી, અકુટુંબી વિગેરે ભેદ સિવાય વિનય–વૈયાવચ્ચ કરવા જોઇએ.

સાધુને માટે માંદાની માવજત જેમ ફરજીયાત છે, તેમ રત્નત્રય માટેની સહાય તથા પ્રવૃત્તિ પણ ફરજીયાત છે.

એક સાધુ અન્ય સાધુની સહાયની દરકાર ન કરે, પણ અન્ય સાધુએ તે સાધુને સહાય કરવા તત્પર રહેવું જોઇએ.

સમિતિ-ગુપ્તિએ ગુપ્ત અને આચારમાં રહેલા સદાચારી મુનિવરો જગત્પૂજ્ય છે. પછી ચાહે તે ગચ્છ-સમુદાયના હોય અને તેવા જ સાધુ સાધુ તરીકે વૈયાવચ્ચાદિ સર્વમાં અપેક્ષિત છે.

અંગોપાંગની સુંદરતા એ જ અંગની સુંદરતાની જડ છે, એ વાતને સમજનારો મૂળ ગુણના પાલનની માફક જ ઉત્તર ગુણના પાલનમાં કટિબદ્ધ થાય. ઉત્તર ગુણોનું દુર્લક્ષ્ય મૂળ ગુણના દુર્લક્ષ્યમાંથી જ જન્મે છે અથવા ઉત્તર ગુણોનું દુર્લક્ષ્ય મૂળ ગુણના દુર્લક્ષ્યમાં પરિણમે છે. અન્ય બીજા પણ નાના ગુણોની વિરાધનાના પરંપરાએ મોટા પાપ, તેના પ્રસંગો અને પારાયણો ગણાવ્યા છે, તે આ દૃષ્ટિએ વાસ્તવિક છે. એક અંગ્રેજ વિદ્વાને ખરૂં જ કહ્યું છે કે–' જે માણસ નાની વસ્તુઓને ધિક્કારે છે તે ધીમે ધીમે પતિત જ થશે.'

યથાર્થ બ્રહ્મચારી બનવા માટે સૌ પહેલાં સંયમ સંબંધી કઠોર વ્રતનિયમો પાળતાં શીખવું જોઇએ, સ્ત્રીઓના નામ અને ગંધથી તો દૂર રહેવું જ જોઇએ; એટલું જ નહિ પણ સ્ત્રીઓની સાથે સંસર્ગ રાખનારા ગૃહસ્થોના સહવાસથી પણ ત્યાગી-બ્રહ્મચારીઓએ દૂર રહેવું જોઈએ.

અનંતજ્ઞાનીઓએ નિયત કરેલા વેષની સાથે સમ્યગ્-દર્શનાદિ ગુણો પણ જોઈએ. તે સિવાયનો સાધુ એ તાત્ત્વિક દૃષ્ટિએ સાધુ નથી, માટે કેવળ વેષધારીને જોઈને પણ મુંઝાવાનું નથી.

જેમ જગત્માં-વ્યવહારમાં શુદ્ધ ચાંદી અને મહોર

સાચી હોય તો તે નાણું ચાલે, અન્યથા નહિ; તેમ શ્રી જિનશાસનના વ્યવહારમાં જો ગુણ અને વેષ એ ઉભય હોય તો તે વંદનીય-પૂજનીય માન્યો છે.

ગુણ પૂજનીય છે, પણ વેષ નહિ-એમ માની વેષને ઉડાવનારા અગર તો ભગવાન શ્રી મહાવીરદેવનો વેષ પૂજ્ય છે-એમ માની કેવળ વેષમાં જ મુંઝાઈ જનારા શ્રી જૈન-શાસનના મર્મને સમજ્યા નથી. ગુણની પરીક્ષા બુધજનો જ કરી શકે છે.

બાલ-અજ્ઞાની જીવ લિંગ (વેષ) જૂએ છે, મધ્યમ બુદ્ધિવાળો જીવ આચરણાનો વિચાર કરે છે અને બુધજીવ સર્વ પ્રયત્નવડે આગમતત્ત્વની પરીક્ષા કરે છે.

ઉત્તમ પુરૂષ જે પ્રમાણે આચરણ કરે છે તે પ્રમાણે જ બીજા પ્રાકૃત જનો પણ વર્તે છે અને તે સાધુપુરૂષ જે વસ્તુને પ્રમાણ માને છે તેને જ સામાન્ય લોકો અનુસરે છે, જેથી ધર્માધિકારી ઉત્તમ પુરૂષોએ પોતાના આચારમાં જરા પણ ક્ષતિ ન આવવા દેવી જોઇએ.

'दृढ प्रतिज्ञः' દઢ પ્રતિજ્ઞા વગરના આત્માઓ ધર્મને માટે લાયક ગણ્યા નથી. આ ઉપરથી ચોક્કસ ઠરે છે કે-ધર્મદાતા ગુરૂઓએ ધર્મચિંતામણિ દેતાં, લેનાર યોગ્ય છે કે નહિ-એ શાસ્ત્રવિધિ મુજબ જોવાની અનિવાર્ય ફરજ છે.

ઉત્તમ ભોજન કરવું તે શ્રેષ્ઠ છે, પણ તેના અભાવે તદ્દન ભૂખે મરવું-તેના કરતાં સામાન્ય ભોજનથી પણ પેટ ભરવું તે યોગ્ય છે. આ ન્યાયે જ્યાં સુધી નિવૃત્તિના કે પરમ

શાંતિના ઉત્તમ માર્ગમાં આવવાને પોતાની યોગ્યતા ન થાય, ત્યાં સુધી ગૃહસ્થધર્મ અંગીકાર કરવો તે પણ શ્રેષ્ઠ છે–યોગ્યતા વધારવાનું તે પરમ કારણ છે. યોગ્યતા સિવાય ઉચ્ચ પદારોહણ કર્યા પછી ગુણોની વૃદ્ધિ કરવી એ મુશ્કેલીભર્યું કામ છે. તેવાઓને તે પદથી પાછું પડવું પડે છે, માટે યોગ્યતા ન હોય તો તે પદ સંપાદન કરવાની યોગ્યતા જ્યાં સુધી ન મેળવી શકાય, ત્યાં સુધી થોડી પણ યોગ્યતાવાળો કે પોતાની લાયક યોગ્યતાવાળો ગૃહસ્થધર્મ સ્વીકાર કરવો યોગ્ય છે.

સિદ્ધાંત જાણીને પણ, જેઓ તે સિદ્ધાંતની વિરૂદ્ધ અર્થ કહેનારા છે, તેઓ ઈષ્ટ કરતાં હોય તો પણ તેમનું ઈષ્ટ થવું દુષ્કર છે.

વિધિનું કથન, વિધિ ઉપર રાગ, વિધિમાર્ગનું સ્થાપન, વિધિની ઈચ્છા અને અવિધિનો નિષેધ–એ શાસ્ત્રની ભક્તિ અને ઉત્કૃષ્ટ સિદ્ધાંત છે.

સૂત્રશૈલીએ રહિત, ગતાનુગતિકપણે, ઓઘસંજ્ઞાથી અથવા લોકસંજ્ઞાથી જે અનુષ્ઠાન કરવામાં આવે, તે અનનુષ્ઠાન (અનુષ્ઠાન નહિ) કહેવાય છે, જે ત્યાગ કરવા યોગ્ય છે.

પરમાર્થશૂન્ય ધર્મશાસ્ત્રથી અવિરોધ નહિ પામતી અને સામાન્ય જનોએ શાસ્ત્રની અપેક્ષારહિત લોકરૂઢિએ કરેલ અનુષ્ઠાન-પ્રવૃત્તિ, એ લોકસંજ્ઞાનું લક્ષણ છે.

કોઈ જીવ એમ સમજે કે–હું ક્રિયા કરૂં છું એથી મોક્ષ મળશે. તે માણસ ક્રિયા કરે છે એ સારી વાત છે, પણ જો લોકસંજ્ઞાએ કરે તો તેનું ફળ તુચ્છ મળે છે.

જૈનશાસ્ત્રમાં ભાવની અભિલાષી એવી દ્રવ્યક્રિયા જ પ્રશસ્ત કહી છે અને એ જ પાંચ અનુષ્ઠાન પૈકી ચોથા તદ્‌હેતુ અનુષ્ઠાનમાં આવી શકે છે. એ સિવાય બીજા અનુષ્ઠાનો દ્વારા કરાતી ક્રિયા તુચ્છ હોઈ ત્યાજ્યમાં ગણી છે.

ઉત્તમોત્તમ જન્મનો લાભ થયા છતાં પણ પાછું હલકી યોનિમાં આવવું પડે છે, માટે ઉત્તમ લોકની (દેવલોકાદિકની) આશા તજવી જોઈએ, અર્થાત્ માત્ર મોક્ષની ઈચ્છા રાખવી એ જ ઉત્તમ છે. જૈનદર્શનમાં ઉત્તમ લોકાદિની આશાએ કરવામાં આવતાં અનુષ્ઠાનને ગરલાનુષ્ઠાન કહે છે, જે ત્યાજ્ય માન્યું છે.

દાનાદિ ધર્મોથી વિરુદ્ધ વસ્તુ આચરવાના ભાવને શાસ્ત્રકારોએ કદી પણ ભાવ કહ્યો નથી, પરંતુ દાનાદિ ધર્મોને અનુકૂળ પ્રવૃત્તિ આચરવાના ભાવને જ શાસ્ત્રકારોએ શુભ ભાવ તરીકે પ્રતિપાદિત કરેલ છે.

ભગવાનની આજ્ઞાનું ઉલ્લંઘન કરીને થતી ભક્તિ એ ભક્તિ જ કહેવાતી નથી. ભગવાનની આજ્ઞાને લક્ષ્યમાં રાખી કાળાનુસાર દોષોના પરિહારપૂર્વક થતી ભક્તિ એ જ સાચી ભક્તિ કહેવાય છે.

સંયમની રક્ષા કરતાં રહીને જીવનયાત્રા નિર્વહવી. સ્વાધ્યાય, પૂજન, દાનાદિક ક્રિયામાં પણ એ જ હેતુ રહેલો છે. જો સંયમની રક્ષા થતી ન હોય-સંયમ ન જ જળવાતું હોય અને બાકીના ક્રિયાકાંડો ચાલતાં હોય, તો એ બધું એકડા વિનાના મીંડા જેવું છે.

જડ પદાર્થને લેવા-મૂકવામાં ઉન્માદથી વર્તે, તો તેને

અસંયમ કહ્યો છે. તેનું કારણ એ છે કે-ઉતાવળથી લેવા-મૂકવામાં આત્માનો ઉપયોગ ચૂકી જઈ તાદાત્મ્યપણું ન થાય. આ હેતુથી ઉપયોગ ચૂકી જવો તેને અસંયમ કહ્યો છે.

વસ્તુતઃ ઉપયોગ ચૂકી જવો એ જ ચિત્તની ક્લિષ્ટતા છે અને એનાથી કર્મબંધ થાય છે.

જીવને સંયોગી ભાવમાં તાદાત્મ્યપણું હોવાથી તે જન્મ-મરણાદિ દુઃખોને અનુભવે છે.

વિવેકગુણને લઈને આત્મા સર્વ પ્રકારના સંયોગથી ભિન્ન છે એમ માને છે અને વ્યુત્સર્ગ-ત્યાગના ગુણને લઈને દેહ તથા સર્વ ઉપકરણમાં આસક્તિ વગરનો રહે છે.

સ્વાધ્યાય એટલે સ્વનો અધ્યાય-આત્માના સ્વરૂપનું ચિંતવન. 'હું કોણ છું ?, મારૂં સ્વરૂપ શું ?, મારૂં કર્તવ્ય શું ?, મારૂં સાધ્ય શું ?'-આવા વિચારો કરવા કે આત્માના સ્વરૂપને લગતું વાંચન કરવું, તે સ્વાધ્યાય છે.

પોતાના જ્ઞાન અને શક્તિ બહાર હોય તેવા અનુષ્ઠાનમાં પ્રવૃત્ત થવું, તે ખરેખર પોતાના અધિકારથી ભ્રષ્ટ થવા બરોબર છે.

એટલા જ માટે પૂર્વાચાર્ય ભગવંતો કહે છે કે-શક્ય કાર્યનો આરંભ કરવો અને શુદ્ધ પક્ષનો સ્વીકાર કરવો. તેનાથી ઉલટો અશક્ય કાર્યનો આરંભ અને અશુદ્ધ પક્ષનો સ્વીકાર કરવો,-એ આત્મવિડંબનારૂપ હોઈ અહિતકર છે.

જે કાર્ય કરવું શક્ય ન હોય અથવા તો તે કરવા પૂરતું આપણું વીર્ય-ઉત્થાન કહો કે સામર્થ્ય પણ ન હોય,

તો તેનો આરંભ જ ન કરવો એ બુદ્ધિનું પ્રથમ લક્ષણ છે અને આરંભેલા કાર્યનો નિર્વાહ કરવો એ બુદ્ધિનું બીજું લક્ષણ છે.

જેઓ ચુનાના કણીઆની પેઠે પારકાને રંગવાની યોગ્યતા ધરાવે છે અર્થાત્ સ્વયં આત્મધર્મવિમુખ હોઇ અન્યને ધર્મી બનાવવાનો ડોળ કરે છે, તેવા કુગુરૂની કક્ષામાં ગણાય છે.

સ્વ–આત્મામાં પ્રત્યેક ધર્મસ્થાનો પ્રાપ્ત થયા પહેલાં, યોગ્યતા આવ્યા પહેલાં, બરાબર પરિણમવા પૂર્વે વિધિજ્ઞાન અને સ્વરૂપ સમજ્યા વિના અન્યને ઉપદેશવા પ્રયત્ન કરવો, એ વિના રસવતીએ ભોજનનો આગ્રહ કરવા બરોબર છે.

જ્યાં મનુષ્યના હૃદયમાં અધિકારની પ્રભુતા આવી જાય છે, ત્યાં ન્યાયની ઇચ્છા રાખવી તે વેળુમાંથી તેલ કાઢવા બરાબર છે.

જેઓ આત્મભોગ આપવાની તૈયારી બતાવ્યા સિવાય અને અધિકારની પ્રાપ્તિ વગર અધિપતિપણાનું પદ ધારણ કરે છે, તે પોતાની જાતને મહા નુકશાન કરે છે.

પક્ષપાતયુક્ત બુદ્ધિવાળો માણસ અંધશ્રદ્ધાથી વસ્તુ-તત્ત્વનો યથાસ્થિત વિચાર કરી શકતો નથી, તો પછી ગુણનો આદર ને દોષનો ત્યાગ તો શી રીતે જ કરી શકે?

પક્ષપાત વિનાનો જે વિશેષજ્ઞ હોય તે જ વિશેષજ્ઞ જાણવો. પક્ષપાતી વસ્તુની બરાબર પરીક્ષા કરી શક્તો નથી અને પોતે જે વાત માની લીધી હોય તેનું જ સમર્થન કરે છે.

જેમ જેમ રાગ-દ્વેષનો ઉપશમભાવ થાય છે, તેમ તેમ ન્યાયપ્રિયતા ખીલતી જાય છે. ન્યાયપ્રિય મનુષ્ય સત્ય ધર્મને ગ્રહી શકે છે અને અસત્યનો ત્યાગ કરી શકે છે. જે મનુષ્ય ન્યાયપ્રિય હોતો નથી તે રાગ-દ્વેષના પક્ષપાતમાં પડે છે.

સત્યની ખાતર સત્ય છે, નહિ કે મને પ્રિય છે અથવા મારૂં છે માટે સત્ય છે. એ અમોઘ ચાવી જો ધ્યાનમાં હોય, તો દૃષ્ટિરાગ, લોકૈષણા, ગાડરીઓ પ્રવાહ, દર્શનમોહ-એ બધાં ઝપાટામાં દૂર થઈ આત્મા પોતાના સનાતન-અનાદિ-નિધન સત્ ભણી સહેજે વળે.

જ્યાં સુધી સાચી વાત કહેવાની તથા સાચી રીતે વર્તવાની આપણામાં હિંમત આવી નથી, ત્યાં સુધી આપણો ઉત્કર્ષ થવો કદી પણ સંભવિત નથી. શુદ્ધ આશયથી સ્વ-પર-હિતની યોગ્ય તુલના કરતાં જે લાગે તે કહેવામાં તથા કરવામાં જ પુરુષાર્થ છે.

વિચક્ષણ બુદ્ધિશાળીઓ માણસના વચનથી તેના ગુણ-અવગુણનો તોલ નિઃસંશય કરી શકે છે. અમુક વચનો કૃત્રિમ છે અને અમુક તેના શુદ્ધ અંતઃકરણના સત્ય છે, એ તારવણી-એ પારખું તેઓ પોતાની બુદ્ધિવડે કરી શકે છે.

મહંતતાના અભિમાની એવા વાચાળ મનુષ્યો અને ઘટાટોપ વાદળ ફેલાવતો પણ ખાલી ગર્જના કરતો એવો મેઘ તો ઠામ ઠામ છે, પરંતુ જેનું હૃદય કેવળ ધર્મબુદ્ધિથી ભીંજાયું છે, આત્મજ્ઞાને કરી સહિત છે તથા સંસારપરિ-ણામી આત્માઓને સંસારદુઃખથી મુક્ત કરવાની સાચી ઇચ્છા

માત્ર છે; એવા ઉત્તમ મનુષ્યો અને વર્ષા કરવાવાળો મેઘ– એ બે જગત્‌માં બહુ દુર્લભ છે.

જે લોકો માત્ર શબ્દગૌરવપૂર્વક બીજાઓને બોધ દેવામાં કુશલ હોય છે, પણ પોતે પોતાને એ ઉપદેશથી વિના-કારણ જ મુક્ત સમજે છે, એવા લોકોનો ઉપદેશ નિરર્થક સિદ્ધ થાય છે અને તેનાથી વસ્તુતઃ કાંઇ લાભ થતો નથી. આજના મોટા ભાગના ઉપદેશકો, શિક્ષકો, અધિકારીઓ અને નેતાઓમાં આ દોષ સાંભળવામાં આવે છે, તેથી જ તેઓ પોતાના ઉપદેશદ્વારા સુધારો કરવામાં જનતાને કુમા-ર્ગથી હઠાવી સન્માર્ગ પર લાવવામાં નિષ્ફળ નિવડે છે.

મૂખ્યત્વે કરીને ઉપદેષ્ટાના અંતરમાં સમતા રમી રહી હોય, માધ્યસ્થભાવ જાગૃત હોય, મત–મમત્વના પક્ષ-વર્તૂલનો ત્યાગ કર્યો હોય, તો જરુર મધુર વચનોથી શ્રોતાના મન ઉપર તેવી જ સારી અસર કરી શકે છે; પરંતુ જો તેના મનમાં જ કોઈ બીજી વાત વસી હોય તો ગર્ભિત કે અગ-ર્ભિત, સીધી કે આડકતરી ટીકાઓ કરી ઉભયના હિતને નુકશાન કરે છે : માટે જ વક્તાએ માધ્યસ્થતા, પક્ષત્યાગ, વિનય અને વચનશુદ્ધિ રાખવાની આવશ્યકતા માની છે.

તત્ત્વજ્ઞાની મહાત્માઓએ આપેલો ઉપદેશ જો વારંવાર વિચારવામાં આવે, તો જ ઉત્તમ ફળ આપે છે. જે પુરૂષ અનાદરથી ઉપદેશના અર્થને ધારે નહિ, તેને તે ઉપદેશ કાંઇ પણ ફળ આપતો નથી.

ખાનપાન, રહેઠાણ વિગેરેમાં જેમ માણસોની રુચિ

ભિન્ન ભિન્ન હોય છે, તેમ વાંચન કે જ્ઞાનના સંબંધમાં પણ માણસોની રુચિ અલગ અલગ જોવામાં આવે છે.

કોઈ પણ વસ્તુ વાંચી અને સાંભળી એટલે જ્ઞાની બની જવાતું નથી. તે તે વસ્તુઓના સ્વરૂપનો અનુભવ કરવાથી જ જ્ઞાની થવાય છે.

આત્માની વાતો કરી કંઠ બેસાડવામાં આવે, પણ જ્યાં સુધી આત્માના સમ્યગ્દર્શનાદિ ગુણોને પ્રાપ્ત કરવા યથાશક્તિ માર્ગ પકડવામાં ન આવે, ત્યાં સુધી શુષ્ક જ્ઞાનીપણું છે.

મધ્યસ્થ દૃષ્ટિ રાખી મહાત્માઓનો સત્સંગ કરતાં, તેમણે આપેલા દિવ્ય વિચારરૂપ જ્ઞાનચક્ષુથી ભગવાનનો માર્ગ જોનાર જ ખરેખરો માર્ગ પામી શકે છે: બાકી જાતિ, કુળ, વેષ વિગેરે પર મમત્વ રાખનાર કદી પણ ભગવાનનો માર્ગ જાણવાને સમર્થ થઈ શકતો નથી.

રાગ-દ્વેષથી જેમનાં ચિત્ત દૂષિત છે અને મતના આગ્રહરૂપ ગ્રાહથી ગ્રસાયલા છે, તેમની પાસેથી શાસ્ત્રશ્રવણ કરી ભગવાનનો માર્ગ પામવો તે સર્પની પાસેથી-અમૃત અને મર્કટની પાસેથી શાન્તતા મેળવવા જેવું છે.

એક તરફ મત અથવા ગચ્છનો મમત્વ અને બીજી તરફ નિર્મળ આત્મતત્ત્વની વાત કરવી, એ બનતું નથી. જ્યાં મતનો મમત્વ હોય, ત્યાં આત્મતત્ત્વનું જાણપણું હોતું નથી.

જેમ વૃક્ષના મૂળમાં અગ્નિ બળતો છતાં વૃક્ષ લીલું રહે તે સંભવિત નથી, તેમ મમત્વ અને તત્ત્વની વાત તેને વિસંવાદ છે. એટલે મમત્વીઓ યથાર્થ તત્ત્વ જાણે અને કહે તે ઉપર કહેલા વૃક્ષના દૃષ્ટાંત જેવું છે.

જે એકાંતપક્ષી, ગમે તો દયાપક્ષી, ભક્તિપક્ષી વા ક્રિયાપક્ષી હોય, તો પણ નિરપેક્ષ વચન બોલનાર ચારેય ગતિઓમાં ભ્રમણ કરે છે.

જે મતવાદી અથવા ગચ્છવાદી હોય તેનાથી પ્રાયઃ તમામ વચનો સાપેક્ષ બોલાય જ નહિ, કારણ કે–મતના આગ્રહને લઈ તેવા મમતને કારણે નિરપેક્ષ વચન બોલે અને તેથી ગમે તેવી ક્રિયા કરતો હોય પણ તેનું ફળ સંસારની વૃદ્ધિ જ છે; માટે નિરપેક્ષ વચનવાળો વ્યવહાર જુટ્ઠો કહ્યો છે.

જે પરમાર્થનો સાધક થાય તે જ સદ્‌વ્યવહાર છે અને જે પરમાર્થનો બાધક થાય તે અસદ્‌વ્યવહાર છે. સમસ્ત જિનવાણી પણ પરમાર્થસાધક વ્યવહારના વિવરણ-રૂપ છે. એટલે પરમાર્થમૂળ જિનવચન સાપેક્ષ જે વ્યવહાર છે તે સાચો વ્યવહાર છે, બાકી બધો વચનનિરપેક્ષ વ્યવહાર જુટ્ઠો વ્યવહાર છે.

જ્યારે કોઈ પણ વાતનો પક્ષ થાય છે, ત્યારે તે પક્ષને મજબૂત કરવા વચન બોલવું પડે છે. આવા પક્ષગ્રહણ કરેલા-ઓથી ખરેખરૂં બોલાતું નથી, તેથી જે પક્ષમાં પોતે હોય તે પક્ષની પરંપરામાં જે દેવ, ગુરુ અને ધર્મનું સ્વરૂપ કહ્યું હોય તે જ તે કહે છે અને તેમ ન કરનાર અથવા ન માનનાર ઉપર આક્ષેપ પણ કરે છે. આવા પક્ષપાતીના વચ-નથી ખરેખરા દેવ, ગુરુ અને ધર્મની ઓળખાણ થતી નથી અને સદેવ, સદ્‌ગુરુ અને સદ્ધર્મની શુદ્ધતા ન થઇ એટલે શુદ્ધ શ્રદ્ધા પણ રહેતી નથી.

જ્યારે શુદ્ધ શ્રદ્ધા ન રહી ત્યારે સમ્યક્‌ત્વ ન રહ્યું

અને સમકિત વિનાની સર્વ ક્રિયા ધૂળ ઉપર લીંપણ કરવા સમાન નિષ્ફળ માની છે.

દેવતત્ત્વ, ગુરુતત્ત્વ અને ધર્મતત્ત્વને યથાર્થ નિર્ધારી જ્યારે તે શુદ્ધ દેવ, ગુરુ અને ધર્મ ઉપર **આત્મપરિણતિ**-પૂર્વકની શ્રદ્ધા હોય, ત્યારે જ સમકિત થાય છે. દેવાદિ ત્રણેય તત્ત્વો નવતત્ત્વમાં જ અંતર્ગત છે.

જીવાદિ પદાર્થોના યથાર્થ-આત્મપરિણતિપૂર્વક નિશ્ચય વિના જગત્‌ના સ્થાવર-જંગમાદિ સર્વ ચર-અચર પદાર્થો ઈષ્ટ-અનિષ્ટરુપ ભાસ્યા કરે છે. પર-પદાર્થો પ્રત્યેની ઈષ્ટાનિષ્ટ ભાવના એ જ રાગ-દ્વેષ છે. તે વાસ્તવિક પદાર્થશ્રદ્ધાન વિના ટળતું નથી.

શરીર અને જીવ-એ બન્નેમાં જ્યાં સુધી ભેદબુદ્ધિ થઈને શરીરથી આત્મા ભિન્ન યથાવત્ આત્મસ્વરૂપ પ્રતીતિમાં ન આવે, ત્યાં સુધી જ્ઞાન અજ્ઞાનરૂપ છે. એક ક્ષેત્રાવગાહપણે પરિણમેલા અનાદિ સંબંધવાળા એ બન્ને પદાર્થોનો ભેદ ભાસવો, એ જ જ્ઞાનનો મહિમા છે.

ભેદજ્ઞાન થયા પછી જીવને અને પુદ્‌ગલને કર્ત્તા-કર્મ-ભાવ છે એવી બુદ્ધિ રહેતી નથી; કારણ કે-જ્યાં સુધી ભેદજ્ઞાન થતું નથી, ત્યાં સુધી અજ્ઞાનથી કર્ત્તા-કર્મભાવની બુદ્ધિ થાય છે.

જ્યારે આ આત્મા, આત્મા અને આશ્રવોનો ભેદ જાણે છે ત્યારે કષાયાદિ આશ્રવોથી નિવૃત્ત થાય છે, કારણ કે-તેનાથી જે નિવર્તતો ન હોય તેને આત્મા અને આશ્રવોના પારમાર્થિક (સાચા) ભેદજ્ઞાનની સિદ્ધિ જ થઈ નથી.

સત્ પ્રત્યેની અરુચિ એ અનંતાનુબંધી કષાય સમાન છે.

અનાદિકાળના પરિભ્રમણમાં જીવને અનંત વાર શાસ્ત્રશ્રવણ, અનંત વાર વિદ્યાભ્યાસ, અનંત વાર જિનદીક્ષા અને અનંત વાર આચાર્યપણું પ્રાપ્ત થયું; માત્ર સત્ શુણ્યું નથી અને સત્ શ્રદ્ધયું નથી. એ મળ્યે, એ શુણ્યે અને એ શ્રદ્ધયે જ છૂટવાની વાર્તાનો આત્માથી ભણકાર થશે.

પરમાર્થે જીવ-પુદ્‌ગલની પ્રવૃત્તિ ભિન્ન હોવા છતાં, જ્યાં સુધી ભેદજ્ઞાન ન હોય-થાય, ત્યાં સુધી બહારથી તેમની પ્રવૃત્તિ એક જેવી દેખાય છે. અજ્ઞાનીને જીવ-પુદ્‌ગલનું, જડ-ચેતનનું ભેદજ્ઞાન નહિ હોવાથી ઉપલક દૃષ્ટિએ જેવું દેખાય તેવું માની લે છે.

બે દ્રવ્યોની ક્રિયા ભિન્ન જ છે. જડની ક્રિયા ચેતન કરતું નથી અને ચેતનની ક્રિયા જડ કરતું નથી. જે પુરુષ એક દ્રવ્યને બે ક્રિયા કરતું માને તે અજ્ઞાની છે, કારણ કે-બે દ્રવ્યની ક્રિયા એક દ્રવ્ય કરે છે એમ માનવું, તે શ્રી જિનનો મત નથી.

આત્મા પોતાના જ પરિણામને કરે છે, પુદ્‌ગલપરિણામને કદી કરતો નથી. આત્માની અને પુદ્‌ગલની-બન્નેયની ક્રિયા એક આત્મા જ કરે છે-એમ માનનારા અજ્ઞાની છે. જો જડ-ચેતનની એક ક્રિયા હોય, તો સર્વ દ્રવ્યો પલટી જવાથી સર્વનો લોપ થઈ જાય-એ મોટો દોષ ઉપજે. સમ્યગ્દૃષ્ટિ આત્માને ભેદજ્ઞાન હોઈ જડ-પુદ્‌ગલને આત્માથી ભિન્ન દૃષ્ટિએ નિહાળે છે અર્થાત્ એક જ્ઞાતા તરીકે જ રહે છે.

"હું કર્ત્તા પરભાવનો, ઈમ જિમ જિમ જાણે,
તિમ તિમ અજ્ઞાની પડે, નિજ કર્મને ઘાણે."

ઉત્પત્તિ, સ્થિતિ અને વ્યય એ પદાર્થોનું સામાન્ય લક્ષણ છે. સર્વ પદાર્થ અંતર્ગત જીવ પણ એક દ્રવ્ય વા તત્ત્વ છે. તેનો સામાન્ય સ્વભાવ ઉપયોગલક્ષણ એ જ છે. વળી દયા, દાન, ત્યાગ એ સર્વ કલ્યાણાર્થી જીવો સાધી રહ્યા છે, એ પણ એક સામાન્ય પ્રવૃત્તિ છે; પરંતુ એ સર્વથી નિરાળી ઓળખ જીવતત્ત્વ–આત્મતત્ત્વની જો જીવને થાય, તો વાસ્તવિક એકનિષ્ઠપણે સમ્યક્ પ્રકારે પ્રવર્તી શકે.

સંસારનું મૂળ કારણ આત્મ–અજ્ઞાન છે અને તે સંસારી જીવને અનાદિકાળથી વર્તી રહ્યું છે: તેથી જ વર્તમાન દેહમાં આત્મબુદ્ધિ કરી નવા નવા શરીર ધારણ કરી રહ્યો છે.

જીવ અને દેહની ભેદબુદ્ધિરૂપ સુપ્રતીતિ કોઇ તથા–રુપદશાવાન્ મહત્પુરૂષના જોગ અને સંગ વિના તથા જડથી ઓસરી કંઈક જીવ સન્મુખ દૃષ્ટિ થયા વિના આવતી નથી.

મનુષ્યજન્મની સાર્થકતા બે વસ્તુઓ ઉપર આધાર રાખે છે, તે બુદ્ધિ અને કર્ત્તવ્યપાલન છે. બુદ્ધિથી કર્ત્તવ્યોની શોધ કરવામાં આવે છે. બુદ્ધિના અજમાવ્યા વગર કર્ત્તવ્યો પર પ્રકાશ પડતો નથી અને કર્ત્તવ્યો સમજ્યા વગર કર્ત્તવ્યપાલન બની શકતું નથી.

પોતામાં ગમે તેટલી મહાન્ શક્તિ, બુદ્ધિ અને ઉત્તમ શિક્ષણ હોય, છતાં આત્મશ્રદ્ધાના પ્રમાણમાં જ મનુષ્ય કાર્ય કરી શકે છે.

અનંત જન્મથી કર્મકલેશવાળા ગાઢ થયેલા આ આત્માનો તે કર્મકલેશથી જે રીતે છૂટકારો થાય, તેવા પ્રકારનો પ્રયત્ન તે પરમાર્થ અર્થાત્ તે જ સ્વાર્થ-આત્માર્થ છે.

અનાદિકાળના અજ્ઞાનને લીધે જેટલો કાળ ગયો તેટલો કાળ મોક્ષ પ્રાપ્ત કરવા માટે જોઈએ નહિ, કારણ કે-પુરુષાર્થનું બળ કર્મના પ્રાબલ્ય કરતાં વધુ છે. કેટલાક જીવો બે ઘડીમાં કલ્યાણ કરી ગયા છે. સમ્યગ્દૃષ્ટિ જીવ ગમે તે રીતે આત્માને ઉંચો લાવે અર્થાત્ સમ્યક્ત્વ પ્રાપ્ત થયે જીવની દૃષ્ટિ ફરી જાય છે.

અનાદિકાળથી આપણી દૃષ્ટિ અશુભ નિમિત્તોની પ્રબળતાને લઇને પરાધીનતા તરફ ધસી રહી છે. પર-પદાર્થોના નિમિત્તપણાને લીધે ઇષ્ટાનિષ્ટ કલ્પનાઓ આપણા ઉપર સ્વારી કરીને બેસી જાય છે. તેનો નાશ કરવો અને તેવા નિમિત્તોને દૂર કરી આત્મદ્રવ્યની શુદ્ધ દૃષ્ટિ વિકસાવવી, એ જ સાચો મોક્ષમાર્ગ છે.

આત્માએ આત્માના (પોતાના) સન્મુખ થવું, પોતે પોતાને જાણવો એ જ 'ધર્મનો યૌવનકાળ' છે. જ્યારે છેલ્લા પુદ્‌ગલપરાવર્તનકાળની અંદર જીવ પ્રવેશ કરે છે, ત્યારે જ પુરુષાર્થ ખરેખર વિજયી નિવડે છે. સિવાય દરેક મનુષ્યનો પુરુષાર્થ સફળ થતો નથી.

પુરુષાર્થવડે શુભાશુભ કર્મનો પરાજય કરવા માટે તત્ત્વજ્ઞાન જાણવું જોઈએ. આત્મા અને તેનો વિરોધી પદાર્થ જડભાવ-આ બન્નેનું જ્ઞાન જાણવાથી જ સ્વભાવ તરફ પુરુષાર્થ કરવો સુગમ પડે છે.

મોહનો વિનાશ તત્ત્વચિંતન કરવાથી થાય છે. તત્ત્વચિંતન એ જ કે-સંસારસમુદ્રની નિર્ગુણતા (વિચિત્રતા, નિઃસારતા, દુઃખરૂપતા) અને જગત્ તથા આ સુખ-દુઃખ શું છે?-એ સંબંધી વિચારણા કરવી, તેમજ આત્મા અને જડ-પૌદ્ગલિક પદાર્થોનું પૃથક્કપણું વિચારવું.

આત્મા શી વસ્તુ છે?, આત્માને સુખ-દુઃખનો અનુભવ કેમ થાય છે?, આત્મા પોતે જ સુખ-દુઃખના અનુભવનું કારણ છે કે કોઈ અન્યના સંસર્ગથી આત્માને સુખ-દુઃખનો અનુભવ થાય છે?, કર્મનો સંસર્ગ આત્માને કેમ થઈ શકે છે?, તે સંસર્ગ અનાદિ છે કે આદિમાન?, અનાદિ હોય તો તેનો ઉચ્છેદ કેવી રીતિએ થઈ શકે?, કર્મનું સ્વરૂપ કેવા પ્રકારનું છે?, કર્મના ભેદાનુભેદ કેવી રીતિએ છે?, કર્મનો બંધ, ઉદય અને સત્તા કેવી રીતિએ નિયમબદ્ધ છે?-આ બધી બાબતો અધ્યાત્મરૂપી બગીચામાં વિહરવાના અભિલાષીઓએ જાણવાની હોય છે, તેમજ સંસારની નિર્ગુણતાનું-અસારતાનું અવલોકન કરવાની જરુરીયાત રહે છે.

દુનિયાના જીવો જે જે વસ્તુથી વસ્તુતઃ સુખની પ્રાપ્તિ થવાની જ નથી પણ દુઃખની જ પ્રાપ્તિ થવાની છે, તે તે વસ્તુઓની પ્રાપ્તિ માટેના પ્રયત્નો કરી રહ્યા છે અને એથી મહેનત સુખ માટેની છતાં પરિણામ દુઃખમાં આવે છે.

જો દુઃખને ટાળવું હોય અને સાચા સુખને પ્રાપ્ત કરવું હોય, તો પરવસ્તુને પરવસ્તુ તરીકે યથાસ્થિત સમજી સ્વવસ્તુને આત્મસાત્ કરવી જોઈએ, અર્થાત્ આત્મસ્વભાવ તરફ દૃષ્ટિ કરવી જોઇએ.

શરીર એ પણ પરવસ્તુ છે. પરવસ્તુઓને સાચા સુખની સાધનામાં સહાયક બનાવી શકાય છે.

દેહ જેનો ધર્મોપયોગ માટે છે, તે દેહ રાખવા જે પ્રયત્ન કરે છે તે પણ ધર્મને માટે જ છે.

અનંતવાર દેહને અર્થે આત્મા ગાળ્યો છે. જે દેહ આત્માને અર્થે ગળાશે, તે દેહે આત્મવિચાર પામવા યોગ્ય જાણી-સર્વ દેહાર્થની કલ્પના છોડી દઈ, એક માત્ર આત્માર્થમાં જ તેનો ઉપયોગ, એ મુમુક્ષુ જીવને અવશ્ય નિશ્ચય હોવો જોઇએ.

સાચી મુમુક્ષુતા-સાચો મુમુક્ષુભાવ આવ્યા વગર પરવસ્તુને પરવસ્તુ તરીકે ઓળખી શકાતી નથી અને તેનો ત્યાગ થઈ શકતો નથી.

એક આત્મા સિવાય-આત્માના ગુણો સિવાય જગત્માં જેટલી દૃશ્યમાન વસ્તુઓ છે, તે તે બધી પરવસ્તુઓ છે.

જગત્માં છ ( ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, પુદ્ગલાસ્તિકાય, કાળ અને જીવ ) જ દ્રવ્યો છે. તેમાં એક જીવાસ્તિકાય અર્થાત્ આત્માને જ ઓળખવાની પ્રથમ જરૂર છે. ચેતન-આત્માને ઓળખવા માટે જડના સ્વરુપને પણ જાણવું જોઇએ, કારણ કે-એક વસ્તુથી વિરોધી વસ્તુ જાણ્યા વિના વાસ્તવિક જ્ઞાન થતું નથી.

છ દ્રવ્યોમાં જીવ-આત્મા સિવાય સઘળાં દ્રવ્યો જડ છે અને જે જડ છે તે પરવસ્તુ-પૌદ્ગલિક વસ્તુ છે.

ચેતન ફક્ત આત્મા જ છે, તે સત્સ્વરૂપ આત્માને

ઓળખ્યા વગર, આત્માનું પરિણુતિ જ્ઞાન થયા વગર અને તેને ઓળખવાના સમ્યક્ સાધનો સેવ્યા વિના આત્મામાં આત્માના ગુણો મેળવવા પ્રવૃત્તિ થઈ શકતી નથી.

જીવને જ્યાં સુધી વસ્તુસ્વરુપનો યથાસ્થિત બોધ થતો નથી, ત્યાં સુધી તે અસત્પરિણુતિમાં રહી કાળ નિર્ગમન કરે છે.

જીવ પોતાનું સ્વરુપ જ જાણી શકતો નથી, તો પછી પરનું સ્વરૂપ જાણુવા ઇચ્છે તે તેનાથી શી રીતિએ જાણી-સમજી શકાય ? અને જ્યાં સુધી તે ન સમજવામાં આવે, ત્યાં સુધી ત્યાં રહી ગુંચવાઈ ડોળાયા કરે છે. શ્રેયકારી એવું નિજસ્વરૂપનું જ્ઞાન તેણે જ્યાં સુધી પ્રગટ નથી કર્યું, ત્યાં સુધી પરદ્રવ્યનું ગમે તેટલું જ્ઞાન મેળવે તે કશાય કામનું નથી; માટે ઉત્તમ રસ્તો એ છે કે–બીજી બધી વાતો મૂકી દઈ પોતાના આત્માને ઓળખવા પ્રયત્ન કરવો.

પોતાને શાની જરૂરીયાત છે અને શું મેળવવું છે?–એ જ્યાં સુધી નક્કી ન કર્યું હોય, ત્યાં સુધી નિશાન વિનાના ફેંકેલા બાણોની માફક તેમનો પ્રયાસ સફળ થતો નથી. એટલે પ્રથમ પોતાને મેળવવા યોગ્ય શુદ્ધ આત્માનો બોધ કરવો જોઈએ અને પછી તેને પ્રગટ કરવામાં સહાયક ક્રિયાઓ કરવી જોઈએ. સમ્યગ્દૃષ્ટિ આત્માને શુદ્ધ આત્માનો બોધ હોય છે અને ત્યાર પછી જ ક્રિયા ફળદાયક થાય છે.

પોતાનું શું છે અને શું નથી એ જો સ્પષ્ટ સમજાઈ જાય, તો પોતાનું જે હોય તે પ્રગટ કરવા અને જાળવવા પ્રયાસ થાય. એમ કરતાં સાધ્ય પણ સ્પષ્ટ થાય. પોતાનું અને પારકું સમજવાના જ્ઞાનને જૈન પરિભાષામાં ભેદજ્ઞાન કહેવામાં

આવે છે અને એ ભેદજ્ઞાન થાય ત્યારે સર્વ જડ-પરદ્રવ્ય ઉપરથી વૈરાગ્ય ઉત્પન્ન થાય છે.

અનાદિકાળથી આ જીવ પરભાવમાં-પરવસ્તુઓમાં રમણ કરતો આવ્યો છે. પોતાનું શું છે ?, પોતાનું શ્રેય શું કરવામાં છે ?, પોતાનો આત્મવિકાસ કરવો યુક્ત છે કે નહિ ? અને હોય તો તે કેવી રીતિએ થાય ?-એ સંબંધી એને વિચાર જ આવતો નથી.

અનાદિકાળના અતથ્ય વિચારોએ આત્માને એવો છુંદી નાંખ્યો છે કે-હવે તેને પોતાની તરફ મ્હોં ફેરવવાની શુધબુધ રહી નથી. પરકીય પદાર્થોની પરિણતિમાંથી છૂટા થવું એ જ અંતરતત્ત્વ પ્રાપ્ત કરવા બરાબર છે.

આત્માનું અજ્ઞાન-આત્મભાન ભૂલવું તે જ કૃષ્ણપક્ષ છે, તે જ પુદ્‌ગલપરાવર્તન છે, તે જ દુઃષમકાળ છે, તે જ દુર્ગતિનો માર્ગ છે, અશાંતિની ઉત્પત્તિ પણ તે જ છે અને રાગ-દ્વેષ, વેર-વિરોધ, વિષય-કષાય સર્વ તેમાંથી જ પ્રગટે છે.

ઇન્દ્રિયના નિગ્રહનું ન હોવાપણું, કુલધર્મનો આગ્રહ, માનશ્લાઘાની કામના, અમધ્યસ્થપણું-એ સર્વ કદાગ્રહરૂપ છે. તે કદાગ્રહ જ્યાં સુધી જીવ ન મૂકે, ત્યાં સુધી તેનું કલ્યાણ થાય નહિ. નવ પૂર્વ ભણ્યો તોય રખડ્યો ! ચૌદ રાજલોકનું સ્વરૂપ જાણ્યું પણ દેહમાં રહેલા આત્માને ન ઓળખ્યો !

જ્યાં સુધી જીવનું-આત્માનું સ્વરુપ જાણવામાં ન આવે, ત્યાં સુધી અનંતા જન્મ-મરણ કરવાવડે જીવની શું ભૂલ છે

તે ધ્યાનમાં આવતું નથી. શાસ્ત્રનો સઘળો પ્રપંચ-વિસ્તાર એ જાણવાને માટે જ છે.

સ્વભાવમાં રહેવું અને વિભાવથી મૂકાવું એ જ મૂખ્ય સમજવાનું છે. બાલજીવોને સમજવા માટે સિદ્ધાંતોના મોટા ભાગનું વર્ણન જ્ઞાની પુરૂષોએ ઉપકારદૃષ્ટિથી કર્યું છે.

આત્મવિચારના અભાવે આ જીવ અનેક પ્રકારના સાંસારિક વૃત્તિના વમળમાં અટવાયા કરે છે અને જીવનનો હેતુ શું છે?, સાધ્ય શું છે?-તેનો સ્પષ્ટ ખ્યાલ કર્યા વગર દુર્લભ મનુષ્યભવ પૂર્ણ કરી નાંખે છે.

જેટલો વખત આયુષ્યનો તેટલો જ વખત ઉપાધિનો જીવ રાખે, તો મનુષ્યપણાનું સફળ થવું ક્યારે સંભવે? મનુષ્યત્વના સફળપણા માટે જીવવું એ જ કલ્યાણકારક છે-એવો નિશ્ચય કરવો જોઈએ અને તેના સફળપણા માટે જે જે સાધનોની પ્રાપ્તિ કરવા યોગ્ય હોય તે તે પ્રાપ્ત કરવા નિત્ય પ્રતિ નિવૃત્તિ મેળવવી જોઇએ. નિવૃત્તિના અભ્યાસ વિના જીવની પ્રવૃત્તિ ન જ ટળે.

લૌકિક ભાવ આડે જ્યાં આત્માને નિવૃત્તિ નથી આવતી, ત્યાં હિતવિચારણા બીજી રીતિએ સંભવતી નથી. એકની નિવૃત્તિ તો બીજાનું પરિણામ થવું સંભવે છે. અહિત હેતુ એવો સંસાર સંબંધી પ્રસંગ, લૌકિક ભાવ, લોકચેષ્ટા-એ સૌની સંભાળ જેમ બને તેમ જતી કરીને-સંક્ષેપીને આત્મહિતને અવકાશ આપવામાં આવે, તો જ હિતવિચારણા સંભવે છે.

લોકની દૃષ્ટિને જ્યાં સુધી જીવ વમે નહિ તથા

તેમાંથી અંતર્વૃત્તિ છૂટી જાય નહિ, ત્યાં સુધી જ્ઞાનીની દૃષ્ટિનું વાસ્તવિક મહાત્મ્ય લક્ષગત થઈ શકે નહિ.

આત્માનુભવ મેળવવાના જિજ્ઞાસુ એવા ત્યાગીઓ, પોતાના મનમાં નિરંતર એકાંત સ્થાનમાં જઈ, આત્મા ક્યાં છે ?, તેનું મૂળ સ્વરુપ કેમ પ્રગટ થાય ? એ જ ચિંતા કર્યા કરે છે. તેઓ લોકસંજ્ઞા, લોકહેરી ને લોકૈષણાના ત્યાગી હોય છે અને જરૂર પૂરતો જ ઉપકાર કરવા માટે લોકપરિચય રાખી અવકાશના વખતમાં આત્મા સાથે આત્માની જ—આત્માના હિત સંબંધી જ વાતો કર્યા કરે છે.

જે જ્ઞાની—ધ્યાની આત્મા છે, તે નિરીહપણે બાજીગરની બાજી જેવી દુનિયામાં સ્વાધિકારે કર્મો કરે છે. એવી આત્મદશા પાકયા વિના જ્યાં—ત્યાં પરોપકાર કરવા પ્રવૃત્તિ કરવી તે વસ્તુતઃ બંધન છે, તેથી આત્માની વાસ્તવિક શુદ્ધિ થતી નથી; માટે આત્મોન્નતિનો ઉપયોગ પ્રગટે તેવી દશા પ્રથમ પ્રાપ્ત કરવી એ જ સત્ય કર્ત્તવ્ય છે. પશ્ચાત્ સેવાધર્મથી આત્માની શુદ્ધિ થયા કરે છે.

નિર્ગ્રંથ મહાત્માને વેદનાનો ઉદય પ્રાયઃ પ્રારબ્ધ—નિવૃત્તિરૂપ હોય છે, પણ નવીન કર્મબંધ હેતુરૂપ હોતો નથી. દેહમાં આત્મબુદ્ધિ અને આત્માને વિષે દેહબુદ્ધિ નહિ હોવાથી, તેઓ તીવ્ર રોગના ઉદયકાળે પણ ભય કે ક્ષોભને પામતા નથી.

જેઓ પોતાનો સ્વાર્થ—આત્માર્થ પણ પૂરો સાધી શકતા નથી, તેઓ પારકાનું કલ્યાણ શી રીતિએ કરી શકવાના હતા ?

મન જે જે સ્થિતિઓને વશ વર્તે છે, તે તેના પૂર્વ-

ગામી કારણોને લીધે હોઈ આત્મા તે પ્રકારે વર્તે છે.

જગત્‌માં શરીર અને મન સંબંધી દુઃખો પ્રાપ્ત થવાનું કારણ શરીર અને મન જ છે. મન સ્વતંત્ર નથી, પણ આત્મા સ્વતંત્ર છે.

આપણા બધા વિચારો અને ભાવનાઓ તેના પૂર્વ-ગામી વિચારો અને ભાવનાઓના પરિણામરુપે અને અવલંબનભૂત છે.

પૂર્વજન્મના સંસ્કાર અને આ જન્મના આજુબાજુના સંયોગો–એ બન્નેને લઈને અત્યારની આપણી સ્થિતિનું સ્વરૂપ બનેલું હોય છે.

જેવી જેવી લાગણીથી જે જે કાળે કર્મબંધ કર્યો હોય, તેવા તેવા પ્રબળ કે નિર્બળ, તીવ્ર કે મંદ રસે તે કર્મ ઉદયમાં આવે છે અને તે પ્રમાણે સુખ–દુઃખનો અનુભવ થાય છે.

આ સંસારની સઘળી પ્રવૃત્તિઓ કર્મની પ્રેરણા પ્રમાણે વર્તે છે, એટલે જેવું કર્મ તેવી પ્રવૃત્તિ થાય છે.

હૃદયના શુભાશુભ વિચારમાં પ્રથમ રસ, પછી નિશ્ચય-બળ, પછી પ્રયત્ન અને પછી ફળ–એમ અનુક્રમ ઉદ્‌ભવે છે.

જેમ રસનો ઘાત થાય છે, તેમ સ્થિતિનો પણ ઘાત થાય છે.

વ્યવહારનયથી દરેક જીવ પોતપોતાના શુભાશુભ કર્મનો કર્ત્તા અને તે જ તેનો ભોક્તા છે.

ઈશ્વર આ લોકમાં કોઈના પણ કર્ત્તાપણાને અથવા

કર્મોને સર્જતો નથી, તેમ જ કર્મોનાં ફળોનાં સંયોગને પણ ઉત્પન્ન કરતો નથી. માત્ર મનુષ્યો સ્વભાવ-પ્રકૃતિથી જ શુભાશુભ કર્મો કરે છે અને તેનાં ફળોને ભોગવે છે.

સંસ્કારનું એવું સામર્થ્ય છે કે-પરભવમાં પણ તેવા જ પ્રકારની બુદ્ધિ ઉત્પન્ન થાય છે. અર્થાત્-આ ભવના સંસ્કારો જેવી બુદ્ધિમાં દૃઢ થયેલા હોય છે, તેવા પ્રકારનાં પરભવમાં જન્મ થતાં પ્રગટ થાય છે.

ગત ભવમાં આપણે જે કૃત્યો કર્યાં હશે, તે આજે આ ભવમાં આપણે ભોગવી રહ્યા છીએ અને આવતા ભવ માટેની પણ આજે જ તૈયારી કરી રહ્યા છીએ.

આજનું જીવન એ પૂર્વે બાંધેલા કર્મોની પ્રસાદીરૂપ છે, આજના આપણા સુખ-દુઃખ કે તડકા-છાંયડા-એ બધુંય ભૂતકાળની આપણી કરણીનું જ પરિણામ છે અને ભૂતકાળની કરણી તે જ આજના અનુભવાતાં કર્મો છે.

રાજા, રંક વિગેરેની વિશ્વમાં જે વિચિત્રતા છે, તે જીવે કરેલા કર્મથી થયેલી છે. જો એમ ન હોય તો સુખ-દુઃખ વિગેરેનું વેદન ન થાય.

આ સંસારસમુદ્ર જીવનાં કર્મથી ઉત્પન્ન થયેલો છે, એટલે કર્મ ભોગવવાને જીવને સંસારમાં આવવું પડે છે.

જેમ વાદળાં વિગેરેના ચિહ્નો ઉપરથી વરસાદનું અનુમાન થાય છે, તેમ આ જીવની આ ભવની ચેષ્ટા ઉપરથી તેના પૂર્વ અને પશ્ચાત્ ભવો કેવા હોવા જોઈએ તે પણ થોડે-ઘણે અંશે સમજી શકાય છે.

કોઈ પણ વસ્તુનો સર્વથા નાશ થતો નથી પણ તેના પર્યાયો બદલાય છે. પુદ્‌ગલોની આકૃતિ બદલાય છે પણ તેના પરમાણુ તો જગત્‌માં કાયમ જ રહે છે. આ રૂપાંતર થવું તે જ દરેક વસ્તુનો 'પુનર્જન્મ' સમજવો.

સુખ-દુઃખ એ પૂર્વકર્મને અનુસારે પ્રાપ્ત થાય છે, એ વાત સ્વાનુભવસિદ્ધ છે. તો ગર્ભમાં આવ્યો તે ક્યા કર્મથી? તે કર્મનો કાળ ગર્ભમાં આવ્યા પહેલાંનો માનવો જ પડશે, એટલે ગર્ભમાં આવ્યા પહેલાંનો જન્મ તે જ આત્માનો 'પુનર્જન્મ.'

કાર્ય-કારણનો વિચાર કરતાં કારણ પહેલું સંભવે છે, તો માનવદેહરૂપ કાર્ય તેનું કારણ આ દેહોત્પત્તિની પહેલા જ માનવું પડશે. એ જ પુનર્જન્મની સિદ્ધિ.

દરેક કાર્ય ભૂતકાળમાં થયેલા કારણનું કાર્ય છે અને તે જ કાર્ય ભવિષ્યમાં થવાના કાર્યનું પાછું કારણ થાય છે. આ પ્રમાણે જોતાં દરેક કર્મ એક રીતે કાર્ય છે અને બીજી રીતે જોતાં કારણ છે. આ રીતે કાર્ય માત્રને કાર્ય-કારણ સંબંધ છે.

જો પુનર્જન્મ ન હોય તો આ ભવમાં નીતિના નિયમોને અનુસરવાની કોઈ પણ લાલચ રહેતી નથી. ફક્ત વ્યવહારમાં કમાઈ ખાવા ખાતર નીતિનો દેખાવ કરવાની જરૂર જણાય છે.

જે જીવનભાવનામાં પરલોક સંબંધીની જવાબદારી મૂખ્યપણે હોય અને મનુષ્ય આદિ આત્માનું અનંતપણું સ્વીકારાતું હોય, ત્યાં જ હૃદયપૂર્વકની નીતિ, ન્યાય, સદ્‌વર્તન, પ્રેમ અને ઉત્તમ વ્યવહારની આશા રાખી શકાય.

આ ભવ સિવાય બીજો ભવ છે-એવી નીતિ જે સ્વી-કારતી નથી, તે નીતિવડે પોષાયેલી ભાવનાઓ દેહ અને તેનાં ધર્મો સિવાય ક્યાં નજર જ નાંખી શકે ?

ભવિતવ્યતાથી પ્રેરાએલો જંતુ, પરિણામને અનુસારે પુણ્ય તથા પાપને બાંધતો તે પ્રમાણે વર્તે છે.

રોગની સ્થિતિને અનુસારે જેમ રોગીની પ્રવૃત્તિ હોય છે, તેમ સંસારની સ્થિતિને અનુસારે બંધની પ્રવૃત્તિ વર્ણવી છે.

મનુષ્યો પરિણામ ભણી જૂએ છે, કારણ ભણી જોવાનો પ્રસંગ તત્ત્વજ્ઞો જ મેળવી શકે છે.

દુઃખમાં પ્રસન્નતાનો અનુભવ કરવો અને સુખને સમાન દૃષ્ટિએ-મધ્યસ્થપણે વેદવું,એ જ જ્ઞાનીઓનો પ્રબોધેલો માર્ગ છે.

જ્યાં જ્યાં પરાધીનતા ત્યાં ત્યાં અલ્પજ્ઞતા અને જ્યાં જ્યાં અલ્પજ્ઞતા ત્યાં ત્યાં પરાધીનતા.

જ્યારે ઇચ્છા થાય છે, ત્યારે તે ઇચ્છા પરિપૂર્ણ કરવા માટે પ્રવૃત્તિ પણ થાય છે.

હરેક કાર્યની ઉત્પત્તિ તે તે વસ્તુના કાળ, સ્વભાવ, નિયતિ, ઉદ્યમ અને કર્મ-એ પાંચ કારણોને આભારી છે.

પાંચ કારણો મળે ત્યારે કાર્ય થાય. તે પાંચ કારણોમાં મૂખ્ય પુરુષાર્થ છે. અનંતા ચોથા આરા મળે પણ પોતે જો પુરુષાર્થ કરે, તો જ મુક્તિ પ્રાપ્ત થાય. જીવે અનંતા-કાળથી પુરુષાર્થ કર્યો નથી, પણ બધા ખોટા આલંબનો લઈ આડા વિઘ્નો નાંખ્યા છે. એ પુરુષાર્થ મનુષ્યપર્યાયમાં જ

સાધી શકાય છે. જીવને જ્યારે સાચી કલ્યાણવૃત્તિ જાગે, ત્યારે ભવસ્થિતિ પાકી છે એમ સમજવું.

જગતમાં જીવોની અનંતાનંત રાશિ છે, એમાં મનુષ્ય-સંખ્યા તો અતિ અલ્પ છે. તે નાની હોવા છતાં સર્વ પર્યાયમાં મૂખ્ય છે. આ જ પર્યાયમાં જીવ પોતાની શક્તિનો વિકાસ સાધીને અનાદિ સંસારના બંધનજન્ય-મર્મભેદી દુઃખોનો સમૂળો નાશ કરી અનંત સુખોના આધારરૂપ પરમપદને મેળવી શકે છે. સંયમગુણની પૂર્ણતા પણ આ જ પર્યાયમાં સધાય છે, જે પરમપદના હેતુરૂપ છે.

સંસારરૂપ સમુદ્રને તરવાના ઉપાયરૂપ ચારિત્રરૂપી વહાણ છે, પણ તેમાં કર્મોના આશ્રવરૂપ છિદ્રો ન પડે તેની સતત સાવધાની રાખવી પડે છે.

મજબૂત નાવ અને માહિતગાર નાવિકથી જેમ સાગરનો તરીને પાર પમાય છે, તેમ સંસારસાગર સદ્ધર્મરૂપી નાવ અને સદ્ગુરુરૂપી નાવિકથી પાર પામી શકાય છે.

સોનાના ગ્રાહકો સોનું લીધા પહેલાં ચાર પ્રકારે તેની પરીક્ષા કરે છે. પ્રમથ કસોટી ઉપર ઘસે છે, તેથી નિશ્ચય ન થાય તો તેને કાપ મારે છે, તેથી પણ નિશ્ચય ન થાય તો અગ્નિમાં તપાવે છે અને હથોડીથી ટીપે છે. તેવી રીતે ધર્મના જિજ્ઞાસુઓએ ધર્મની ચાર પ્રકારે પરીક્ષા કરવી જોઇએ.

પ્રથમ ધર્મના ઉપદેશકો કેવા ચારિત્રવાળા છે તે જોવું અને પછી ધર્મના શાસ્ત્રો કેવા સંગત છે અર્થાત્ પૂર્વાપર અવિરોધ છે કે નહિ તે જોવું. એટલેથી જો નિશ્ચય ન થાય તો ધર્મનો સ્યાદ્વાદ સિદ્ધાંત અને આચાર–વર્તન કેવા

પ્રકારનું છે તે જોવું અને તેમાં આત્માનુભવ, શાંતિ–સમાધિનો આવિર્ભાવ કેટલા અંશે છે તે જોવું. આ ચાર બાબતો જેમાં બરાબર હોય, તે જ ધર્મ માનનીય થઇ શકે.

એક–બે પૈસાની હાંડલી લેવી હોય તો પણ ચારેય તરફ ટકોરા મારી તેની પરીક્ષા–તપાસ કરવામાં આવે છે, તો આ લોક–પરલોકના સુખનું અદ્વિતીય સાધન એવા ધર્મની પિછાન માટે પૂરી તપાસ કેમ ન કરવી?

જે વસ્તુ સકલસિદ્ધિ, દિવ્યસિદ્ધિ અને આત્મસિદ્ધિને આપનાર છે, તે ધર્મનું શું સ્વરૂપ છે તેનો વિચાર કરવો જોઈએ. તે વિચાર કોઇ પણ જાતિનો પક્ષપાત રાખીને ઉપલક બુદ્ધિથી કરવાનો હોતો નથી, પણ નિષ્પક્ષપાતપણે–તાત્ત્વિક બુદ્ધિવડે કરવાનો હોય છે.

કોઈ પણ બાબતમાં એકાંત આગ્રહ જો થઈ જાય, તો પ્રશ્ચાત્ ખરા સત્યનો નિશ્ચય કરવાની શક્તિ પ્રાપ્ત થતી નથી. દૃષ્ટિરાગથી વા મૂઢતાથી મનુષ્ય દેવ–ગુરુ–ધર્મની પરીક્ષા કરી શકતો નથી.

ધર્મ, એ ઈહલૌકિક અને પારલૌકિક અથવા વ્યવહારિક અને પારમાર્થિક–એ બન્ને પ્રકારની ઉન્નતિ મેળવવાનું સાધન છે, પરંતુ ધર્મનું યથાર્થ સ્વરૂપ જ્યાં સુધી સમજવામાં આવે નહિ, ત્યાં સુધી ધર્મની આરાધના આરાધનારૂપ થઈ શકતી નથી.

વસ્તુનું ફળ સમજે, પણ જો સ્વરૂપ ન સમજે તો ઇષ્ટની સિદ્ધિ થઇ શકતી નથી: હીરા, મોતી કે પન્નાની કિંમત સમજે, પણ જો સ્વરૂપ ન સમજે તો ઠગાયા વગર રહે નહિ; તેવી જ રીતે ધર્મના સ્વરૂપનું યથાર્થ જ્ઞાન

મેળવવું જોઈએ અને એ મેળવે તો જ યથાર્થ ધર્મની પ્રાપ્તિ થાય, અન્યથા ઠગાવાનું થાય.

નાના પ્રકારનાં દુઃખોને અનુભવતા પ્રાણીને ત્રણેય લોકમાં કોઈ શરણ નથી. ધર્મને શરણ માનીએ તો તે વ્યાજબી છે, પરંતુ એમ માનવા છતાં જો ધર્મની આરાધના કરવામાં ન આવે તો દુઃખને નષ્ટ કરવાનું ક્યાંથી બની શકે?

ધર્મ માનનાર-કરનાર કોઇ આખો સમુદાય મોક્ષે જશે-એવું શાસ્ત્રકારનું કહેવું નથી, પરંતુ જેનો આત્મા ધર્મત્વ ધારણ કરી તત્ત્વાર્થ પામશે તે સિદ્ધિપદ પામશે તેમ કહેવું છે.

આત્મશ્રેયકારી-લોકોત્તર ઉપકારી ધર્મસાધનાને લગતાં કાર્યોની સિદ્ધિ સમ્યક્શ્રદ્ધા-આત્મશ્રદ્ધા વિના થવી અશક્ય છે. એ જ કારણે મુક્તિમાર્ગના વર્ણનમાં જ્ઞાન અને ચારિત્રની પણ પહેલાં દર્શન યા શ્રદ્ધાની જરુરીયાત ઉપર ભાર મૂકયો છે.

કૃષિ ક્રિયાને વિકસાવવામાં મૂખ્ય હેતુ જેમ પાણી છે, તેમ જ્ઞાન, ચારિત્ર કે ધર્મ નિમિત્તક અનુષ્ઠાનોને શોભાવનાર, દીપાવનાર કે વિકસાવનાર મૂખ્ય હેતુ આત્મશ્રદ્ધા છે. શ્રદ્ધા જ્ઞાનને શોભાવે છે, ચારિત્રને દીપાવે છે અને ક્રિયાને વિકસાવે છે અથવા તો તે સર્વની સફળતા માટે આત્મશ્રદ્ધા એ એક અનિવાર્ય વસ્તુ છે.

ધર્મોન્નતિ અને પરિણામે થતી વિશ્વોન્નતિ જો મેળવવી હોય, તો બીજા પ્રયત્નોને ગૌણ બનાવી આત્મશ્રદ્ધા-સમ્યક્શ્રદ્ધાને સુદૃઢ બનાવવાના પ્રયત્નોને જ અગત્ય આપવાની જરૂર છે.

જૈનધર્મ પ્રત્યે સામાન્ય શ્રદ્ધા થયા પછી સમ્યક્શ્રદ્ધા–સાચી શ્રદ્ધા પ્રાપ્ત થવાની જરૂર છે. શ્રદ્ધા એ એક શુકલ આત્મ-પરિણતિ છે. સમ્યગ્દર્શન કહો કે શ્રદ્ધા કહો એ એક જ છે. જૈનધર્મના જીવ–અજીવાદિ તત્ત્વજ્ઞાનના યથાસ્થિત અભ્યાસ–પરિશીલન સિવાય સમ્યક્શ્રદ્ધા થવી અતિ દુષ્કર છે. એ થયા પછી જ ધર્મને લાયક બની શકાય છે.

સંક્ષેપમાં જે વિચારો, જે વચનો અને જે આચરણો આત્માને સ્વભાવ ભણી આકર્ષે અથવા સ્વભાવમાં જોડે, તે ધર્મ.

કેવલજ્ઞાની ભગવાનોના અવિરોધી એવા વચનોના અનુસારે મૈત્રી આદિ સાત્ત્વિક ચાર ભાવનાઓવાળું જે પ્રવર્તન થાય તે ધર્મ છે અને એ વચનોના અનુસારે મૈત્રી આદિ ચાર ભાવનાઓવાળું જીવન જેઓ જીવે તેઓ યથાર્થ ધર્મી છે.

જૈનધર્મની ટૂંકી વ્યાખ્યા એટલી જ, કે જેમાં સ્યાદ્વાદ–અનેકાન્તવાદ રહેલો છે, કોઈનો પણ પક્ષપાત નથી અને સર્વથા અવિરુદ્ધ–અવિસંવાદી છે; તે ધર્મ શ્રી જૈનધર્મ છે.

વેદાદિ અન્ય શાસ્ત્રોમાં જે કેટલાક અવિસંવાદી ઉપદેશો મળી આવે છે, તે શ્રી જિનાગમરુપી મહાસાગરમાંથી ઉછળેલા વચનરૂપી બિન્દુઓ માત્ર છે.

દરેક ધર્મ પોતપોતાના સ્થાને અપેક્ષાએ સાચા છે એમ માનવું, પણ તેથી 'બધા ધર્મો સરખા છે'–એમ સિદ્ધ થતું નથી. બધા ધર્મોના ચઢતા–ઉતરતા દરજ્જા અવશ્ય છે. સાધકે પોતાને આત્મોન્નતિને યોગ્ય ઉચ્ચ કોટિનો ધર્મ

કર્યો?–તેની સ્વયં શોધ કરવી જોઈએ અને મધ્યસ્થદષ્ટિથી–પક્ષપાતરહિતપણે જે શોધાય તે સ્વીકારવા તત્પર રહેવું જોઈએ.

સઘળાં દર્શનકારો શબ્દથી સ્યાદ્વાદને નહિ માનવા છતાં, અર્થથી જૈન સ્યાદ્વાદ ચક્રવર્તિની આજ્ઞાનો સીધી કે આડકતરી રીતે સ્વીકાર કર્યા વિના ચાલતું નથી.

સર્વ નય સાપેક્ષ જ્ઞાન પ્રાપ્ત થવાથી ધર્મશાસ્ત્રોમાં પ્રગટતાં અનેક વિરોધો શમે છે અને મિથ્યાજ્ઞાન તથા રાગ–દ્વેષનો પણ ઉપશમ થાય છે. સદ્ગુરુ સર્વ નયોની અપેક્ષાએ સર્વ ધર્મદર્શનો સમજાવીને શિષ્યને સમર્પે છે, ત્યારે શિષ્યમાં યોગ્યતા પ્રગટે છે.

વિશ્વમાં પ્રવર્તિત સર્વ ધર્મના મૂળ સિદ્ધાંતોનું સ્વરૂપ અનુભવ્યાથી તથા સર્વ ધર્મોની વૃદ્ધિમાં હેતુઓનો અનુભવ કર્યાથી, સર્વધર્મપ્રવર્તક વિચાર–આચરોની કુશલતા પ્રાપ્ત કરી શકાય છે.

સર્વ ધર્મના સિદ્ધાંતોની માન્યતાઓને સાપેક્ષપણે સમજનાર તથા વર્તમાનકાળમાં ધર્મપ્રવર્તક માન્યતાઓને તથા પ્રવૃત્તિઓને સાપેક્ષપણે સમજનાર, ધર્મની અને ધર્મીઓની વૃદ્ધિ કરી શકે છે.

વિશ્વવર્તી સર્વ ધર્મમાં જે સત્ય સાર છે, તે સર્વજ્ઞ–વીરપ્રભુ પ્રતિપાદિત વેદવચનો છે–એમ જાણી, સર્વ ધર્મના સત્ય સારને જે ગ્રહણ કરે છે તે સત્ય જ્ઞાની બની શકે છે. સમ્યગ્દૃષ્ટિ આત્માની આ દૃષ્ટિ હોય છે.

જો સ્યાદ્વાદદૃષ્ટિ યાને અનેકાન્તદૃષ્ટિ પ્રાપ્ત થાય, તો

અનેક નયોની સાપેક્ષતાએ સર્વ ધર્મોમાંથી સત્ય ગ્રહી શકાય છે.

આ વિશ્વમાં જ્યાં-ત્યાં સત્ય ઘણું છે-એમ શ્રી વીતરાગ-સર્વજ્ઞદેવ પ્રરૂપે છે. સત્યના અંશ વિના કોઇ ધર્મ વિશ્વમાં જીવી શકતો નથી. હિંસા, મિથ્યા માન્યતા વિગેરે અસત્ય પણ હોય છે, પરંતુ સમ્યગ્દૃષ્ટિ-જ્ઞાનીપુરુષ હંસની દૃષ્ટિ ધારણ કરી અસત્ય ધર્મને મૂકી સત્યને ગ્રહે છે.

દુનિયામાં જો કોઈ નીતિમાન માણસના ચોપડા શંકાશીલ કે ખોટા છે-એમ કોઈ કહે તો ગુન્હેગાર ગણાય છે, તો સર્વજ્ઞ ભગવાન જેવા પરમ વીતરાગ પરમાત્માના વચનમાં શંકા ધારણ કરનારો, તેને ખોટો કહેનારો ગુન્હેગાર કેમ ન ગણાય?

સ્વયં સત્યવાદી ન બનવું એ જેટલો ગુન્હો છે, એના કરતાં પણ જેઓ સત્યવાદી છે એમના પ્રત્યે અસદ્ભાવ ધારણ કરવો એ મોટો ગુન્હો છે અને એ અસદ્ભાવ થાય એવું પ્રવર્તન કરવું એ તેથી પણ મોટો ગુન્હો છે.

અસત્યવાદી જીવ સત્યવાદી થઈ શકે છે, પણ સત્યવાદી પ્રત્યે અસદ્ભાવ ધારણ કરનારો કદી પણ સત્યવાદી બની શકતો નથી.

જે મનુષ્યો તત્ત્વજ્ઞાનમાં કાંઇ સમજતા નથી-જેઓને શુદ્ધ દેવ, ગુરુ અને ધર્મનું જ્ઞાન નથી, તેઓ પરમાત્માના સાચા સેવક બની શકતા નથી. જેઓને મુક્તિની ઇચ્છા નથી અને જેઓ પરમાત્માની આજ્ઞા યથાર્થ પાળતા નથી, તેઓ પણ પરમાત્માના સેવક બની શકતા નથી.

જૂદા જૂદા મનુષ્યો, જૂદા જૂદા સંપ્રદાયો અને જૂદા જૂદા દાર્શનિક વિચારો ધરાવતા હોય તોય, જો તેઓ સદ્‌-વિચાર અને સદાચરણ, સહિષ્ણુતા, ઉદારતા, સુશીલતા અને સભ્યતા, તેમજ પવિત્ર વર્તન–પ્રવર્તનથી પોતાનો જીવનવિકાસ સાધી રહ્યા હોય, તો તે બધા ભિન્ન ભિન્ન સંપ્રદાયના છતાં ધર્મમાં એક છે.

જેઓએ ઇન્દ્રિયોનો જય કરી ક્રોધનો જય કર્યો છે, ક્રોધનો જય કરી મનનો જય કર્યો છે અને મનનો જય કરી જેમના આશય શુભ થઈ ગયા છે અર્થાત્‌ જેમનાં હૃદય પૂર્ણ પવિત્ર છે, એવા મહાનુભાવ પુરુષો જૂદા જૂદા ધર્મ-માર્ગે પણ પરમાત્મગતિ પ્રાપ્ત કરી શકે છે.

ખરેખર સર્વ મુમુક્ષુઓ પરમેશ્વરરૂપી સેવ્યના સેવકો છે અને કોઈ દૂર અને કોઈ પાસેના સેવકો એવા ભેદો મટાડી શકાતા નથી.

જેઓ પરમાત્માના નામે કરી ગર્વિષ્ટ બની ગયા છે અને જ્ઞાનમાર્ગથી વિમુખ છે, તેઓ ઘુવડો જેમ સૂર્યને જોઈ શકતા નથી તેમ પરમાત્માને જોઈ શકતા નથી.

ધર્મના વિભાગો પડી શકતા નથી, પણ ધર્મના સાધ-નોના વિભાગો પડી શકે છે. પરમાત્મદશામાં કોઇનો પણ મતભેદ નથી, પરંતુ પરમાત્મદશા પ્રાપ્ત કરવાના ધર્મના સાધનોમાં–વ્યાપારોમાં મતભેદ છે.

સર્વ આસ્તિકદર્શન પારિણામિક ભાવે મુક્તિનો ઉપ-દેશ કરે છે એ નિઃસંશય છે, પણ યથાર્થદૃષ્ટિ–સમ્યક્‌દૃષ્ટિ થયા વિના સર્વ દર્શનનું તાત્પર્યજ્ઞાન હૃદયગત થતું નથી.

જૈનધર્મનો આશય, દિગંબર તેમજ શ્વેતાંબર આચાર્યોનો આશય ને દ્વાદશાંગીનો આશય માત્ર સનાતન ધર્મ પમાડવાનો છે અને તે જ સારરૂપ છે. આ વાતમાં કોઈ પ્રકારે જ્ઞાનીઓનો વિકલ્પ નથી અને તે જ ત્રણેય કાળમાં જ્ઞાનીઓનું કહેવું છે, હતું અને હશે.

મૂળ તત્ત્વમાં ક્યાંય ભેદ ન હોય–માત્ર દૃષ્ટિમાં જ ભેદ જણાય, તો આશય સમજી પવિત્ર ધર્મમાં પ્રવૃત્તિ કર !

વર્તમાનકાળ દુઃષમકાળ વર્તે છે. મનુષ્યોના મન પણ દુઃષમ જ જોવામાં આવે છે. ઘણું કરી પરમાર્થથી શુષ્ક અંતઃકરણવાળા પરમાર્થનો દેખાવ કરી સ્વેચ્છાએ વર્તે છે. એવા વખતમાં કોનો સંગ કરવો ?, કોની સાથે કેટલું કામ પાડવું ?, કોની સાથે કેટલું બોલવું ?, કોની સાથે પોતાના કેટલા કાર્ય-વ્યવહારનું સ્વરૂપ વિદિત કરી શકાય ?– એ બધું લક્ષમાં રાખવાનો વખત છે, નહિ તો સદ્‌વૃત્તિવાન્ જીવને એ બધા કારણો હાનિકર્તા થવાનો સંભવ છે.

વાતાવરણ તથા સ્થાનના પરિવર્તનથી મનુષ્યોના મનોભાવ તથા વિચારોનું કેટલેક અંશે પરિવર્તન થઈ જાય છે. જે સ્થલમાં રહેવાથી આત્મા શુભ ભાવમાં ન રહી શકે, તે સ્થલનો તુરત જ ત્યાગ કરવો.

નિમિત્તે કરીને જેને હર્ષ થાય છે, નિમિત્તે કરીને જેને શોક થાય છે, નિમિત્તે કરીને જેને ઇન્દ્રિયજન્ય વિષય પ્રત્યે આકર્ષણ થાય છે, નિમિત્તે કરીને જેને ઇન્દ્રિયને પ્રતિકૂળ એવા પ્રકારોને વિષે દ્વેષ થાય છે, નિમિત્તે કરીને જેને ઉત્કર્ષ આવે છે, નિમિત્તે કરીને જેને કષાય ઉદ્‌ભવે છે;

એવા જીવને બને તેટલા તે તે નિમિત્તવાસી જીવોનો સંગ ત્યાગવો ઘટે છે અને નિત્ય પ્રત્યે સત્સંગ કરવો ઘટે છે. સત્સંગના અયોગે તથાપ્રકારના નિમિત્તથી દૂર રહેવું ઘટે છે.

જો સત્સંગતિ, ધર્મશાસ્ત્રોનું વાંચન અને તત્ત્વમનન—એ ત્રિપુટીનો અહર્નિશ સમાગમ રાખવામાં આવે, તો ગમે તેવા વિષમકાળમાં પણ મનુષ્યો પોતાની જીંદગીને પવિત્ર બનાવી શકે છે.

સાંભળવા યોગ્ય તત્ત્વ સાંભળવાની ઉત્કટ ઈચ્છા, પરિહારને યોગ્યનો પરિહાર, સત્‌શાસ્ત્રનું શ્રવણ અને આત્મધર્મને વિષે સ્થિત એવા સત્પુરુષોને ઓળખી તેમની હૃદયથી પ્રશંસા કરવી—એ ચાર આત્માને પરમ હિતકારી છે.

સત્પુરુષોની પ્રશંસા એ છે કે—ગુણવાન મહાત્માઓની ગુણવાન તરીકેની ઓળખાણપૂર્વક તેમને યથાયોગ્ય પ્રણામ—નમસ્કાર કરવા અને અંતઃકરણમાં પૂજ્યબુદ્ધિ ધારણ કરવી.

દરિદ્ર મનુષ્ય જેમ ધનવાનને ત્યાં રહેલું સુવર્ણ જૂએ તથા સ્પર્શ કરે તો પણ ભાગ્યહિનને તે દ્રવ્યની પ્રાપ્તિ થઈ શકતી નથી, તેમ સચ્ચિદાનંદ સ્વરૂપવાળા આત્માનું શ્રવણ તથા મનન કર્યા છતાં પણ વૈરાગ્યરૂપ ભાગ્ય વિના વિષયી જનોને તે આત્માની પ્રાપ્તિ થઈ શકતી નથી.

શાસ્ત્ર, ગુરૂનો વિનય, ક્રિયા અને આવશ્યક—એ સર્વ વ્યવહારને વિષે નિપુણ પુરુષોએ સંવરના અંગરૂપ એટલે સાધનપણે કહ્યા છે, પણ સંવરરૂપ કહ્યા નથી.

વાણી, શરીર અને મનના પુદ્‌ગલો એટલે પરમાણુ—સમૂહો (સ્કંધો) પ્રાણીના સંબંધમાં સ્વભાવથી વિલક્ષણ હોય

છે. તેઓ એટલે ઉપર કહેલી બાહ્ય ક્રિયામાં પરિણામ પામેલા પુદ્દગલો કર્મનિરોધરૂપ ફળને વહન કરનારા-પ્રાપ્ત કરનારા થતાં નથી, પણ આત્માના સ્વભાવરૂપ જ્ઞાનાદિક-જ્ઞાન, દર્શન, નિવૃત્તિ, ક્ષમા વિગેરે ભાવો એટલે ચેતનના પરિણામો સંવરપણાને અર્થાત્ કર્મના નિરોધમાં કારણપણાને પામે છે.

શિષ્યની જે ખામીઓ હોય છે તે જે ઉપદેશકના ધ્યાનમાં આવતી નથી, તે સાચો ઉપદેશક ન સમજવો. આચાર્યાદિ એવા હોવા જોઈએ કે-શિષ્યના અલ્પ પણ દોષ જાણે અને તેનો યથાસમયે બોધ પણ આપી શકે.

ભૂલને વશ બનેલાનો તિરસ્કાર કરવો યોગ્ય નથી, કેમકે-ત્યાં તેમનો દોષ નથી. પૂર્વનો પ્રબળ સંસ્કાર તેની વેગની દિશામાં ઝડપથી ગતિ કરતો હોવાથી તે સામે ટક્કર ઝીલી ઉભા રહેવું, એ ગમે તેવા પુરૂષાર્થી આત્માને માટે અશક્ય અને અસંભવિત પ્રાયઃ છે.

કોઇના એકાદ સામાન્ય નિર્બળ ભાગને દેખી તેના આખા ચારિત્રનું માપ કાઢવું યોગ્ય નથી.

આપણે બીજાના આશયોની તુલના કરવામાં ઘણી વાર ભૂલ કરીએ છીએ. આપણે અમુક કાર્ય જોઇએ છીએ, પણ તે કાર્ય કરવાનો આશય જોતાં નથી.

જેવી જેની મનોવૃત્તિ હોય, તદનુકૂળ મનોવૃત્તિ પ્રમાણે વર્તવાથી યા પ્રવૃત્તિથી મનમાં આનંદ પ્રગટે છે અને તેવી મનોવૃત્તિથી પ્રતિકૂળ વર્તવાથી યા તેવા આચરણથી મનમાં અરૂચિ ઉત્પન્ન થાય છે.

અસમ્યક્ બાબતમાં સામાને અનુકૂળ થવું, તે અહિત-કારી હોઇ તજવા યોગ્ય છે.

અમુકને ઉપકાર કરીશ તો તેનાથી અમુક જાતિનો મને લાભ થશે–એવી બુદ્ધિ રાખીને જે ઉપકાર કરે છે, તે ઉપકાર નથી પણ એક જાતિનો લેવડ-દેવડનો વ્યાપાર છે.

કેટલીક વાર આપણે બીજાની દાક્ષિણ્યતા રાખવી પડે છે અને તેથી કરીને આપણા મનને અણગમતું કામ કરવાની ફરજ પડે છે. જો ધાર્મિક અને સાંસારિક ઉત્તમ કાર્યમાં પ્રેરણા હોય, તો જ દાક્ષિણ્યતા સાચવવી અને તેનું જ નામ દાક્ષિણ્યતા કહેવાય છે.

માત્સર્યભાવરહિત અને પાપકાર્ય પ્રતિ તિરસ્કારસહિત ગાંભીર્યતા ને ધૈર્યતા–એ બન્ને પવિત્ર આશયયુક્ત જેમાં દાક્ષિણ્યપણું હોય, તો જ તેનું સત્ય દાક્ષિણ્યપણું કહેવાય. અન્યથા, એ બન્ને આશય વિનાનું દાક્ષિણ્યપણું ભદ્રિક આત્માને મારનારૂં કાતિલ શસ્ત્ર જાણવું.

પાણીમાં મીઠું જેમ એક રસ થઈ જાય છે, તેમ આત્મામાં મનનું ઐકય થવું તેનું નામ સમાધિ છે.

કહેવું તે રૂપું અને કરવું તે સોનું, તેમજ તેનો અનુભવ લેવો તે રત્નસમાન છે.

આત્મપ્રસન્નતા 'સત્ત્વગુણ'નું ચિહ્ન છે, પરિતાપ ઉપ-જાવવો એ 'રજોગુણ'નું ચિહ્ન છે અને દીનતા ક્રોધપ્રમુખ 'તમોગુણ'નું ચિહ્ન છે.

અધમાધમ પુરૂષના લક્ષણ આ પ્રમાણે હોય છે. સાચા–સત્પુરૂષને દેખી દ્વેષ ઉત્પન્ન થાય, તેનાં સાચા વચન

સાંભળી નિંદા કરે, સાચી બુદ્ધિવાળાને દેખી રોષ કરે, સરળને મૂર્ખ કહે, વિનય કરનારને ખુશામતીઆ કહે, પાંચ ઇન્દ્રિયો વશ કરી હોય તેને ભાગ્યહીન કહે, સાચા ગુણવાળાને દેખી રોષ-ઈર્ષા કરે, વિષયાસક્તિમાં લયલીન થાય અને નિત્ય વિકથા કરે,-આવા જીવો અશુભ ગતિને પ્રાપ્ત કરે છે.

પાશવીય-૧, ધર્માન્ધ-૨, વિવેકશૂન્ય-૩, શારીરિક-૪, સ્વાર્થ-૫, વૈકારિક-૬, અનાર્ય-૭, ઇન્દ્રજાલ-૮, વિષયપ્રેમ-૯, અવિવેક-૧૦, ચલ-૧૧, વ્યક્તિપ્રેમ-૧૨, સાધ્યશૂન્ય-૧૩, નૈતિક-૧૪, ક્ષયિક-૧૫, નિઃસાર-૧૬, **ધર્મબીજ**-૧૭, **પૂર્વસંસ્કાર**-૧૮, **ગુણપ્રેમ**-૧૯, અને **આત્મિક પ્રેમ**-૨૦. આ વીસ જાતિના પ્રેમ છે. પ્રથમના સોલ સંસારવૃદ્ધિના હેતુ છે, જ્યારે ધર્મબીજ આદિ છેલ્લા ચાર પ્રેમ મુક્તિના ઉત્તરોત્તર કારણરૂપ છે. **ધર્મબીજ** પ્રેમની સામાન્યથી-માર્ગાનુસારીપણાથી શરૂઆત થાય છે અને વિશેષથી સમ્યક્ત્વથી શરૂઆત સમજવી. આ પ્રેમ સિવાય ધર્મની શરૂઆત થતી જ નથી.

મોક્ષ આપણું પરમ સાધ્ય હોવું જોઈએ. આપણે શુભ કાર્યો કરીએ છીએ તેનો તથા દાન, જ્ઞાન, ક્રિયા, ઇન્દ્રિયોનું દમવું વિગેરેનો હેતુ શો? કોઈ કહેશે કે-જનહિત. જનહિત કરવાનો હેતુ શો? આ પ્રમાણે સવાલો પૂછતાં પૂછતાં છેવટે મોક્ષ પ્રાપ્ત કરવાનો હેતુ જ આવશે.

આત્મા સર્વ વ્યવહારિક ઉપાધિઓથી મૂકાઈ સ્થિરતામાં રહે, એ સ્થિતિ પ્રાપ્ત કરવાનું સર્વનું અંતિમ સાધ્ય

છે, અને હંમેશને માટે અવિનાશી એવા મોક્ષસુખને પ્રાપ્ત કરવું એ પરમ સાધ્ય છે, તથા તેને માટે જ પ્રયાસ છે અને હોવા જોઇએ.

જે લોકના વ્યવહારમાં પ્રવર્તે તે જ વ્યવહારયોગ્ય કહેવાય. લોકો ઉપાદેય પદાર્થોમાં પ્રવૃત્તિ અને હેય પદાર્થોથી નિવૃત્તિ શ્રુતજ્ઞાન દ્વારા જ કરે છે, માટે વ્યવહારયોગ્ય શ્રુતજ્ઞાન હોવાથી તે જ અત્યંત લોકોપકારી છે.

શ્રુતજ્ઞાનની ભાવનાથી આત્મજાગૃતિ, વિવેકદૃષ્ટિનો વિકાસ અને બુદ્ધિ સૂક્ષ્મ પદાર્થો સમજવાને લાયક બને છે, ઉત્સર્ગ–અપવાદ સમજાય છે, વસ્તુની બધી દિશાઓ જાણી શકાય છે અને સાપેક્ષવૃત્તિએ વસ્તુતત્ત્વનો વિચાર કરવાનું બળ આવે છે. સ્યાદ્વાદ દૃષ્ટિ તે જ કહેવાય છે. તેને લઈને દરેક વસ્તુ તથા દર્શનના ભેદોનો અપેક્ષાએ સદ્ભાવ સમજી શકાય છે.

સર્વ જિનમતનું ચિહ્ન સ્યાદ્વાદ છે. ‘સ્યાત્’ પદનો અર્થ ‘કથંચિત્’ છે; માટે જે ઉપદેશ હોય તેને સર્વથારૂપ જાણી ન લેવો, પણ ઉપદેશના અર્થને જાણી ત્યાં આટલો વિચાર કરવો કે–આ ઉપદેશ કયા પ્રકારે છે?, કયા પ્રયોજન સહિત છે? અને કયા જીવને કાર્યકારી છે? ઇત્યાદિ વિચાર કરીને અર્થ ગ્રહણ કરવો.

વિવિધ દૃષ્ટિબિન્દુઓદ્વારા નિરીક્ષણ કર્યા વગર કોઇ વસ્તુ સંપૂર્ણસ્વરુપે સમજવામાં આવે નહિ. આ માટે સ્યાદ્વાદ ઉપયોગી અને સાર્થક છે. વસ્તુસ્વરૂપ જેવા પ્રકારનું હોય તેવી રીતિએ તેની વિવેચના કરવી જોઈએ.

જ્યારે કોઈ પણ પ્રકારનો પૂર્વગ્રહ બંધાઈ જાય છે, ત્યારે વિચારક ગણાતા સમર્થ આત્માઓ પણ સ્યાદ્વાદ પ્રધાન જૈનદર્શનની તત્ત્વવ્યવસ્થાને સમજી શકતા નથી અને પરિણામે વિજાતીય ભ્રમણાઓમાં અટવાઈ મિથ્યાત્વના ગાઢ અંધકારમાં ડૂબી જાય છે.

સ્યાદ્વાદ સિદ્ધાંતનો ઉદ્દેશ એ જ કે–કોઈ પણ સમજદાર વ્યક્તિ કોઈ વસ્તુના વિષયમાં સિદ્ધાંત નિશ્ચિત કરતી વખતે પોતાની પ્રમાણસિદ્ધ થતી પ્રામાણિક માન્યતાઓને ન છોડે, પરંતુ અન્યની પ્રામાણિક માન્યતાઓનો પણ આદર કરે.

સ્યાદ્વાદ સિદ્ધાંત હૃદયની ઉદારતા, દૃષ્ટિની વિશાળતા, પ્રામાણિક મતભેદની જિજ્ઞાસા અને વસ્તુના વિવિધપણાના ખ્યાલ પર જ છે.

સ્યાદ્વાદી એટલે 'આ પણ સાચું ને તે પણ સાચું' 'આમેય ખરૂં ને તેમેય ખરૂં'–એમ અવ્યવસ્થિત વિચારવાળા નથી હોતા. સ્યાદ્વાદ તેમ માનવા કે મનાવવા કહેતો પણ નથી, ઉલ્ટું તે તો દૃષ્ટિને સ્થિર કરીને અનેક દૃષ્ટિએ વસ્તુને જોવાનું કહે છે.

ભગવાન મહાવીરનો સ્યાદ્વાદનો પાઠ જગત્‌ની ભિન્ન ભિન્ન જણાતી વિચારસરણીઓને ભિન્ન ભિન્ન અપેક્ષાદૃષ્ટિએ સમન્વયના ધોરણ પર વિચારવાનું શીખવે છે.

અનેકાન્ત એટલે કોઈ પણ એક વસ્તુને પ્રામાણિકપણે અનેક દૃષ્ટિઓનો તપાસપૂર્વકનો અનેક દૃષ્ટિઓનો–અપેક્ષાઓનો

સમુચ્ચય. આ માત્ર વિચારનો જ વિષય નથી, પરંતુ આચરણામાં પણ તેને સ્થાન છે.

સ્યાદ્વાદનું આ શિક્ષણ જગત્ના સાંપ્રદાયિક કલહ-કોલાહલને શમાવવામાં અને રાગ-દ્વેષને ઠારવામાં મહાન્ ઉપયોગી છે.

સ્યાદ્વાદની પાછળ સામ્યવાદનું રહસ્ય છે, અર્થાત્-તેમાં સમભાવપૂર્વકનો વાદ છે. સ્યાદ્વાદના અભ્યાસપાઠમાં 'અપેક્ષા-વાદ' અને 'સમન્વયવાદ' પ્રાધાન્ય ધરાવતાં હોઈ, એ બન્ને સ્યાદ્વાદના જ નામાન્તર થઈ પડ્યા છે.

અનેકાન્તવાદ જનતામાં શાન્ત ભાવનું વાતાવરણ ઉપજાવનાર છે અને એથી જ એ સમભાવનું મૂળ છે. એટલા માટે સત્પુરુષો એને સામ્યવાદ પણ કહે છે.

નયવાદ મનુષ્ય-પ્રજાની દૃષ્ટિને વિશાળ અને હૃદયને ઉદાર બનાવી મૈત્રીભાવનો રસ્તો તેમને સરળ કરી આપે છે. આ રીતે જીવનના કલહો શમાવવામાં અને જીવન-વિકાસનો માર્ગ સરળ કરી આપવામાં નયવાદ સંસ્કારી જીવનનું સમર્થ અંગ છે.

અનેકાન્તવાદનું મૂખ્ય ધ્યેય સંપૂર્ણ દર્શનોને સમાન-ભાવથી ( સરખા ભાવથી નહિ ) દેખી માધ્યસ્થ્યભાવ પ્રાપ્ત કરવાનો છે. આ જ ધર્મવાદ છે અને આ જ શાસ્ત્રનો મર્મ છે. જેવી રીતિએ પિતા પોતાના સર્વ પુત્રો ઉપર સમભાવ રાખે છે, તેવી રીતિએ અનેકાન્તવાદ સંપૂર્ણ નયોને સમાનભાવથી દેખે છે. જેમ સઘળી નદીઓ એક સમુદ્રમાં જઈને મળે છે, તેમ સઘળાં દર્શનોનો અનેકાન્ત દર્શનમાં

સમાવેશ થાય છે. એથી જ જૈનદર્શન સર્વ દર્શનોનો સમન્વય કરે છે.

જેમ અનેકાન્તદૃષ્ટિ એ એકાન્તદૃષ્ટિ ઉપર પ્રવર્તતા મતાંતરોના અભિનિવેશથી બચવાની શિક્ષા આપે છે, તેમ તે અનેકાન્તદૃષ્ટિને નામે બંધાતા એકાન્ત ગ્રહોથી બચવાની પણ શિક્ષા આપે છે. જૈન પ્રવચન અનેકાન્તરૂપ છે–એમ માનનાર પણ, જો તેમાં આવેલા વિચારોને એકાન્તરૂપે ગ્રહણ કરે, તો તે સ્થૂલદૃષ્ટિએ અનેકાન્તસેવી છતાં તાત્ત્વિકદૃષ્ટિએ એકાન્તી જ બની જાય છે.

જેમાં અનેકાન્તદૃષ્ટિ લાગુ કરવી હોય, તેનું સ્વરૂપ બહુ બારીકાઈથી તપાસવું. તેમ કરવાથી સ્થૂલદૃષ્ટિએ દેખાતાં કેટલાક વિરોધો આપોઆપ શમી જાય છે અને વિચારણીય વસ્તુનું તાત્ત્વિક સ્વરૂપ ચોક્કસ રીતે ધ્યાનમાં આવે છે.

શ્રી આનંદઘનજી મહારાજ પોતાના રચેલા પદમાં બળાપો કરી એવો ભાવ જણાવે છે કે–જો આ સાતેય નયાદિને–અનેકાન્તવાદને એક બાજુથી જોઈએ તો તે સ્યાત્ અસ્તિ લાગે છે, બીજી દૃષ્ટિથી જોઈએ તો તે સ્યાત્ નાસ્તિ લાગે છે, વળી અવક્તવ્ય લાગે છે,–એમ અનેક રુપે દેખાય છે. વળી એ સાતેય નયો તેના જૂદા જૂદા આકારમાં બતાવે છે. આવું તેનું સ્વરૂપ તો કોઈ નિષ્પક્ષ થઈને જૂએ તો જ દેખી શકે ને તેવા તો જગત્માં વિરલા જ છે. પોતાના મતમાં આસક્ત હોય તે તેને સમજાવી શકતા નથી. સત્યને સત્ય ન માનતાં પોતાનું સત્ય માનવારુપ આગ્રહમાં મસ્ત બની ગયા હોય, તે કેવી રીતિએ દેખી શકે?

ભગવાન મહાવીર જમાલીને કહે છે કે–વ્યવહાર અને નિશ્ચય એ ઉભય દૃષ્ટિને આધારે કોઈ પણ માન્યતા સ્થિર કરવામાં આવે અગર પ્રવૃત્તિ રહી શકે. કેવળ વ્યવહારદૃષ્ટિ પ્રમાણે વર્તતા ભેદ અથવા વિરોધબુદ્ધિ વધારે કેળવાય અને ટૂંકી દૃષ્ટિ ને ધૈર્ય ખૂટી જતાં સાધ્ય સુધી ન જ પહોંચી શકાય: અને વ્યવહાર વિનાની કેવળ નિશ્ચય-દૃષ્ટિને ખરા અર્થમાં અનુસરતાં નુકશાન થાય. વળી તેમ કરનાર પણ ઘણા અલ્પ હોય, પણ સામુદાયિક હિતની સંભાવના ઘણી ઓછી રહે છે. આથી નિશ્ચયદૃષ્ટિને લક્ષ્યગત રાખી વ્યવહારદૃષ્ટિ અનુસાર વર્તન કરવામાં જ ક્રમિક વિકાસનો વધારે સંભવ છે.

જેમાં પ્રત્યક્ષ, અનુમાન આદિ પ્રમાણોથી વિરુદ્ધ કથન ન હોય અને આત્માની ઉન્નતિને લગતો જેમાં ભૂરિ ભૂરિ ઉપદેશ કર્યો હોય, એવું તત્ત્વના ગંભીર સ્વરુપ ઉપર પ્રકાશ પાડનારું અને રાગ–દ્વેષ ઉપર દબાણ કરી શકનારું પરમ પવિત્ર શાસ્ત્ર '**આગમ**' કહેવાય છે.

આગમમાં પ્રકાશ કરેલું તત્ત્વજ્ઞાન અતિ ગંભીર હોય છે. એથી જ તટસ્થભાવથી વિચારવામાં ન આવે તો અર્થનો અનર્થ થઈ જવાનો પૂર્ણ સંભવ રહે છે. દુરાગ્રહનો ત્યાગ, જિજ્ઞાસાગુણની પ્રબળતા અને સ્થિરતા તથા સૂક્ષ્મદૃષ્ટિ–એટલાં સાધનો પ્રાપ્ત થયા હોય, તો આગમતત્ત્વોના ઉંડાણમાં નિર્ભીકતાથી વિચરી શકાય છે.

સાત નય અથવા અનંત નય છે, જે બધાં એક આત્માને જ અર્થે છે: અને આત્માર્થ એ જ એક ખરો

નય છે. નયનો પરમાર્થ જીવથી નીકળે તો ફળ થાય, છેવટે ઉપશમભાવ આવે તો ફળ થાય, નહિ તો જીવને નયનું જ્ઞાન જાળરૂપ થઈ પડે અને વળી અહંકાર વધવાનું ઠેકાણું પણ બને.

જગત્‌માં મનુષ્યોનો કોઈ પણ વિષય સંબંધી એકસરખો મત હોતો નથી, સર્વના વિચારો જૂદા જૂદા હોય છે: છતાં અપેક્ષાવાદથી–અનેકાન્તવાદથી ભિન્ન ભિન્ન વિચારોમાં રહેલું સત્ય તારવી લેવું અને જે જે અસત્ય વિચારો હોય તે સંબંધી મૌન રહી સહનશીલતા ધારણ કરવી. વિચારોની ભિન્નતાથી વ્યક્તિ ઉપર દ્વેષ ન કરવો. દ્વેષને શમાવવા માટે જ ભગવાને અનેકાન્તવાદ પ્રરુપ્યો છે.

મધ્યસ્થ પુરુષ સર્વ નયોને જૂદી જૂદી દૃષ્ટિએ માન આપી તત્ત્વક્ષેત્રની વિશાળ સીમાનું અવલોકન કરે છે અને એથી જ એને રાગ-દ્વેષની નડતર નહિ થતી હોવાથી આત્માની નિર્મળ દશા મેળવવા ભાગ્યશાળી થઈ શકે છે.

દુર્વિદગ્ધ, પક્ષદૃષ્ટિ અને ઇર્ષાળુ મનુષ્ય અન્યના સત્ય લખાણને અસત્–વિપરીત દૃષ્ટિથી જૂએ છે. એનામાં અદેશકભાવ તથા દૃષ્ટિભેદનો ત્યાગ નહિ થયેલો હોઈ સત્ય વસ્તુ પ્રત્યે પ્રેમશૂન્યતા હોય છે.

  

## ધર્મરૂપ આત્મભાવ

જે જે પ્રકારે આત્મા આત્મભાવ પામે, તે તે પ્રકાર ધર્મના છે. આત્મા જે પ્રકારે અન્ય ભાવ પામે, તે પ્રકાર અન્યરૂપ છે પણ ધર્મરૂપ નથી.

પૂર્વાચાર્યવિરચિત

# संघस्वरूपकुलकम्–सार्थ

'केई उम्मग्गठियं, उम्मग्गपरूवयं बहु लोयं ।
दट्ठुं भणंति संघं, संघसरुवं अयाणंता ॥ १ ॥'

'सुहसीलाओ सच्छंदचारिणो वेरिणो सिवपहस्स ।
आणाभट्ठाओ बहुजणाओ, मा भणह संघुत्ति ॥२॥'

'સંઘના સ્વરૂપથી અજ્ઞાત લોકો ઉન્માર્ગમાં સ્થિર રહેલા તથા ઉન્માર્ગની પ્રરૂપણા કરતા ઘણા મનુષ્યોને જોઈને સંઘ કહે છે. ૧.'

'પરંતુ તે સંઘ કહેવાતો નથી, કારણ કે-સુખશીલીઆ, સ્વછંદાચારી, મોક્ષમાર્ગના વૈરી અને શ્રી જિનેશ્વરની આજ્ઞાથી બાહ્ય-એવા સમૂહને સંઘ ન કહેવાય. ૨.'

'अम्मापियसारित्थो सिवघरथम्भो य होई सुसंघो।
आणाबज्झो संघो, सप्पुव्वभयंकरो इण्हि ॥ ३ ॥'

'સુસંઘ માતાપિતાની સરખો છે, મોક્ષરૂપી ઘરના સ્થંભભૂત છે અને શ્રી જિનેશ્વરની આજ્ઞાથી બાહ્ય સંઘ આ સંસારમાં ભયંકર સર્પ જેવો છે. ૩.'

'असंघं संघं जे, भणंति रागेण अहव दोसेण ।
छेओ वा मूलं वा. पच्छित्तं जायए तेसिं ॥ ४ ॥'

'રાગ અથવા દ્વેષથી અસંઘને સંઘ કહેનારને છેદ અથવા મૂલ પ્રાયશ્ચિત્ત આવે છે. ( દશ પ્રકારના પ્રાયશ્ચિત્તમાંથી આ સાતમું ને આઠમું પ્રાયશ્ચિત્ત છે. ) ૪.'

'काउण संघसद्द-अववहारं कुणंति जे केऽवि ।
पप्फोडियसउणीअंडगं व ते हुंति निस्सारा ॥ ५ ॥'

'સંઘ શબ્દને વાપરે છે અને સંઘને પ્રતિકૂળ વ્યાપાર કરે છે અર્થાત્ અશુદ્ધ વ્યવહાર ચલાવે છે, તે જીવો ફુટી ગયેલા પક્ષીના ઈંડાની જેવા નકામા છે-સાર વગરના છે. ૫.'

'संघसमागममिलिया जे समणा गारवेहिं कज्जाई ।
साहिज्जेण करिंती, सो संघाओ न सो संघो ॥ ६ ॥'

'સંઘની અંદર મળેલા સાધુઓ રસ તથા ઋદ્ધિ આદિ ગારવના કારણવડે સંઘને સ્વાધીન કરે તો તે સંઘાત છે, પરંતુ સંઘ નથી. ૬.'

'जो साहिज्जे वट्टइ, आणाभंगे पवट्टमाणाण ।
मणवायाकाएहिं, समाण दोसं तयं बिंति ॥ ७ ॥'

આજ્ઞાભંગમાં પ્રવર્તતા એવા સાધુની સહાયમાં મન-વચન-કાયાના યોગવડે જે સાધુ વર્તે છે, તે બંનેને આજ્ઞા-ભંગ-સમાન દોષવાળા કહ્યા છે. ૭.'

'आणाभंगं दट्ठुं, मज्झत्था णो उठंति जं तुसिणी ।
अविहिअणुमोयणाए, तेसिंपि य होइ वयलोवो ॥८॥'

'આજ્ઞાભંગના પ્રસંગને જોઈને જે મધ્યસ્થ પુરુષો તેનું નિવારણ કરવા ઊઠતા નથી અને મૌન ધારણ કરે છે, તેઓને પણ અવિધિની અનુમોદનાવડે વ્રતનો લોપ થાય છે.૮.'

'तेसिंपि य सामन्नं, भट्टभग्गवयाय ते हुंति ।
जे समणा कज्जाइं, चित्तरक्खाए कुव्वंति ॥ ९ ॥'

'જે સાધુ ચિત્તની અનુકૂળતા માટે સંઘને સ્વાધીન કાર્યો કરે છે અર્થાત્-સ્વચ્છંદપણે કાર્યો કરે છે, તે સાધુનું શ્રામણ્યપણું ભ્રષ્ટ થયું છે-તે ભગ્નવ્રતવાળા થયા છે. ૯.'

'ता तित्थयराराहणपरेण, सुयसंघभत्तिमंतेण ।
आणाभट्ठजणम्मि य, अणुसट्ठी सव्वहा देया ॥१०॥'

'શ્રી તીર્થંકરની આરાધનામાં તત્પર, તેમજ શ્રુત-સંઘની ભક્તિમાં તત્પર-એવા સંઘે આજ્ઞાભ્રષ્ટ એવા જનને હંમેશાં શિક્ષા આપવી જોઈએ. ૧૦.'

'सव्वोऽवि नाणदंसणचरणगुणविभूसियाण समणाणं ।
समुदाओ होइ संघो, गुणसंघाउत्ति काऊणं ॥११॥'

'સર્વ એવા જ્ઞાન-દર્શન-ચારિત્રગુણથી વિભૂષિત સાધુ-ઓનો સમુદાય જ સંઘ થાય છે, કારણ કે-સંઘ તે ગુણથી જ યુક્ત હોવાનો છે. ૧૧.'

'इक्कोऽपि नायवाई, अवलंबंतो विसुद्धववहारं ।
सो होइ भावसंघो, जिणाणमाणं अलंघंतो ॥१२॥'

'એક પણ ન્યાયવાદી વિશુદ્ધ વ્યવહારને અવલંબન કરતો અને શ્રી જિનેશ્વરની આજ્ઞાને નહિ ઉલ્લંઘન કરતો હોય, તે ભાવસંઘ થાય છે. (કહેવાય છે.) ૧૨.'

'इक्को साहू इक्का साहूणी, सावओ य सड्ढो य ।
आणाजुत्तो संघो, सेसो पुण अट्ठिसंघाओ ॥१३॥'

'એક સાધુ, એક સાધ્વી, એક શ્રાવક અને એક શ્રાવિકા શ્રી જિનેશ્વરદેવની આજ્ઞાથી યુક્ત હોય તો તે સંઘ છે, સિવાયના-જિનાજ્ઞાથી રહિત હાડકાંનો ઢગલો છે. ૧૩.'

'निम्मलनाणपहाणो, दंसणसुद्धो चरित्तगुणवंतो।
तित्थयराण वि पुज्जो, वुच्चइ एयारिसो संघो ॥१४॥'

'નિર્મળ જ્ઞાનથી પ્રધાન, દર્શનથી શુદ્ધ, ચારિત્ર-ગુણવાળો શ્રી તીર્થંકરને પણ પૂજ્ય-એવા પ્રકારના સંઘને **સંઘ** કહેવાય છે. ૧૪.'

'आगमभणियं जो पन्नवेइ, सद्दहइ कुणइ जहसत्ति।
तयल्लुक्कवंदणिज्जो, दुसमकालेऽवि सो संघो ॥१५॥'

'આગમમાં જે કહ્યું હોય તે કહે, તેની શ્રદ્ધા ધારણ કરે અને શક્તિ મુજબ આચરણમાં મૂકે-એવો સંઘ દૂષમ-કાળમાં પણ ત્રણેય લોકને વંદન કરવા યોગ્ય છે. ૧૫.'



